# સ્ત્રીની એક ભૂલ

## સામાજીક નવલકથા.

લેખક
સ્વર્ગસ્થ. નરહરિલાલ ત્ર્યંબકલાલ દેશભક્ત
એમ. એ. એલ. એલ. બી.
ભરૂચ.

પ્રકાશક
ગમનલાલ નરહરિલાલ
ભરૂચ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૨૫૦.
સંવત ૧૯૭૯ સને ૧૯૨૩.

સોલ એજન્ટ
મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ.
સુરત.

મૂલ્ય રૂ. ૨-૮-૦

ગ્રંથ સ્વામિત્વના સર્વ હક્ક ગ્રંથકર્તાને સ્વાધિન.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૧૧૧૪

આ પુસ્તક
અમદાવાદ–ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

આ આવૃત્તિના સોલ એજંટ.
મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ બુકસેલર્સ.
નાણાવટ સુરત.



**સ્વર્ગસ્થ નરહરિલાલ ત્રંબકલાલ એમ. એ. એલ એલ. બી.**

| જન્મ | અવસાન |
|---|---|
| સંવત્ ૧૯૪૦ વૈશાખ વદ ૧ | સંવત્ ૧૯૭૭ આષાઢ સુદ ૯ |
| તા ૧૨ મે ૧૮૮૪ | તા ૧[illegible] જુલાઈ ૧૯૨૧ |

# સ્વર્ગસ્થ નરહરિલાલનું ટૂંક જીવનચરિત્ર.

આપણી નવલકથાના કર્તા સ્વ. નરહરિલાલ ત્ર્યંબકલાલનો જન્મ પવિત્ર નર્મદા નદીના તટ પર આવેલા ભૃગુઋષિના પરમ-પવિત્ર ભૃગુચ્છ ( ભરૂચ ) ધામમાં તા. ૧૨ મી મે સને ૧૮૮૪ ના મંગળવારે થયો હતો. દશા મોઢ વાણિક જ્ઞાતિના એક સાધારણ કુટુમ્બમાં જો કે તેમનો જન્મ થયો હતો છતાં તેઓશ્રી ચારિત્ર્ય-વાન્ તથા તીવ્ર બુદ્ધિશાલી હતા.

**જીવનનું પ્રથમ પગથીયું.** સને ૧૮૯૯ માં પોતાની ચપલ બુદ્ધિના પ્રતાપે ફક્ત ૧૫ વર્ષની નાની વયે તેમણે મુંબઇ યુનિવર્સિ-ટીની મેટ્રિકની પરીક્ષા ભરૂચની **આર. એસ. દલાલ** હાઇસ્કૂલમાંથી પસાર કરી. વિદ્યાર્થી અવસ્થામાં અને તે પણ આટલી નાની વયમાં, કવિતા લખવાનો તેમને ઘણો શોખ હતો; તે તેમની પ્રતિભાશક્તિનું સૂચન કરે છે.

મેટ્રિકની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી તેમને ઉચ્ચ કેળવણી લેવાનું ઘણું મન હતું. કુટુમ્બની આર્થિક સ્થિતિ જોઇએ તેવી સારી નહી હોવાથી તેમને પોતાના મિત્ર–સમ્બન્ધી પાસેથી થોડી ઘણી પૈસાની મદદ લેવાની જરુર પડેલી. મળેલા પૈસાનો સદુપયોગ કરી તેમણે સને ૧૯૦૪ માં મુંબઇની વીલ્સન કૉલેજમાંથી સંસ્કૃત સાહિત્યને પોતાના ઐચ્છિક વિષય તરીકે લઈ બી. એ. ની પરિક્ષા પસાર કરી.

કૌટુમ્બિક આર્થિક સંજોગોને ધ્યાનમાં લઇ તેમણે આગળ અભ્યાસ કરવાની ઉત્કટ ઇચ્છાને દબાવી, મુંબઈ મ્યુનીસીપાલીટીમાં નોકરી લીધી.

**દ્વિતીય પગથીયું:**–અહીં રહેવાથી તેમને એક ભારે લાભ તો એ થયો કે તેઓ પહેલી એલએલ બી. ની ટર્મ્સ ભરવા શક્તિ-

માન્ થયા. મ્યુનીસીપાલીટીમાંથી મળતા ટૂંક પગારથી ભારે ખર્ચ ન નિભાવી શકાય એ વાત ધ્યાનમાં લઇ તેમણે ખાનગી ટયુશન આપી, માસિક, સામાહિક પત્રોમાં છૂટા છવાયા ગુજરાતી તથા અંગ્રેજી લેખો લખી પોતાની આર્થિક સ્થિતિમાં ઘણો સુધારો કર્યો. આમ આખો દિવસ વ્યવસાયમાં જતો હોવાથી તેમને એલએલ બી. ને માટે વાંચવાનો સમય મળ્યો નહિ.

દોઢ વર્ષ તેમણે મ્યુનીસીપાલીટીમાં ગાળ્યા બાદ તેમને ઉમરેઠની ઈંગ્લીશ સ્કુલમાં મુખ્ય શિક્ષકની જગ્યા મળી. અત્રે થોડોક સમય કર્યા પછી સુરત સાર્વજનિક હાઇસ્કુલમાં આસીસ્ટંટ શિક્ષક તરીકે તેઓ જોડાયા.

**તૃતીય પગથીયું:–'સાહિત્યરત્નનો' જન્મ.** ઉકત સ્કુલના સહશિક્ષક રા. ઇશ્વરલાલ પ્રાણુલાલ ખાનસાહેબના સહયોજક થઇ તેમણે પ્રાચીન તેમજ અર્વાચીન ગુર્જર લેખકોના ગદ્ય-પદ્યાત્મક સરસ નમૂના ચૂંટી કાઢી એક સુન્દર શાળોપયોગી પુસ્તક બહાર પાડયું. આ પુસ્તકની નવ આવૃતિઓ થઇ છે છતાં વિદ્યાર્થીઆલમ તરફથી તેની માંગણી જેવીને તેવીજ છે. આ ઉપરથી ઉક્ત પુસ્તકની લોકપ્રિયતા અને ઉપયોગિતા કેટલી છે તેનો ખ્યાલ સહેજે કોઇ પણ તટસ્થને આવી શકે તેમ છે. પુસ્તકની શરૂઆતમાં જૂના તથા નવા ગુર્જર સાહિત્યના ઇતિહાસનું ત્વરિત અવલોકન (Rapid review) સ્વ. નરહરિલાલે અત્યન્ત સરસ રીતે કર્યું છે. આ લેખ તેમની ગદ્યપદ્યાત્મક શૈલીના એક નમૂના રૂપ છે. વળી સદ્દગત સાક્ષર શિરોમણિ ગોવર્ધનરામ ત્રિપાઠીએ આંગ્લકવિ ગોલ્ડ–સ્મિથના રસિક અને સુંદર કાવ્યના* પૂર્વભાગનું કાવ્યમાં જ ભાષાન્તર કરી પોતાના ' સરસ્વતીચંદ્ર 'માં એક અતિ મધુર પ્રસંગે તેની ગૂંથણી કરી હતી. તેજ કાવ્યના ઉત્તર ભાગનું કાવ્યમાંજ ભાષાન્તર ઘણી ઉત્તમ રીતે તથા કાવ્ય-

* ' જોગીરાજ ઉભા રહોને જરી, મને વાટ બતાવો ખરી.'

રસને જરા પણ ક્ષતિ પ્હોંચાડયા વિના પુરૂં કરી સ્વ૦ નરહરિલાલે ' સાહિત્યરત્નમાં ' માં છાપ્યું છે.

સ્વ. નરહરિલાલે આ સમયમાં ઉચ્ચ કેળવણી માટે લીધેલાં નાણાં પૂરેપૂરાં ભરી દીધાં. સુરતમાં શિક્ષક તરીકે તેમની કીર્તિ વધી. આથી બોરસદ હાઇસ્કુલના મુખ્ય શિક્ષક તરીકે તેમની માંગણી થઇ. અત્રે સ્કુલના કામકાજમાંથી જે વખત બચતો તેનો ઉપયોગ તેમણે એલએલ. બી. તથા એમ. એ. ના અભ્યાસ માટે કર્યો. સને ૧૯૧૦ માં ગુજરાતી ઐચ્છિક વિષય લઇ એમ૦ એ૦ ની પરિક્ષા માન સહિત પસાર કરી (ઐચ્છિક વિષય ગુજરાતીમાં તેમણે અત્યાર સુધીમાં કોઇએ નહિ મેળવેલા એટલા માર્ક મેળવ્યા હતા.) આની ખુશાલીમાં તેમની જ્ઞાતિના યુવકમંડળ તરફથી એક મેળાવડો ભરવામાં આવ્યો હતો જે સમયે સ્વ. નરહરિલાલને માન-પત્ર એનાયત કરવામાં આવ્યું હતું. ત્યારબાદ તેમણે બીજી એલ એલ. બી. પણ સગવડે પસાર કરી.

**વકીલાતની શરૂઆત ચોથું પગથીયું:**—એલ એલ. બી. ની પદવી લીધા પછી શિક્ષક તરીકે કામ કરવું તેમને ઠીક ના લાગ્યું, એટલે તેમણે સદાને માટે તે ધંધાને નમસ્કાર કર્યાં. બોરસદમાંજ તેમણે પ્રથમ વકીલાતની શરૂઆત કરી. કેટલોક વખત કામ કર્યું પણ બોરસદનું ક્ષેત્ર અત્યન્ત સંકુચિત જણાયાથી તેમણે પોતાના વતન ભરૂચમાં આવી વકીલાત કરવા માંડી. આ ધંધામાં હરિફાઇ વિશેષ હોય છે તેથી તથા ભલાભલા બાહોશ વકીલને પણ બરોબર ઝામતા ઘણો વખત લાગે. એ વિચારની બરોબર પ્રતીતિ થવાથી વધુ વખત એ ધંધામાં ગુમાવવાનું ના પસંદ કર્યું. ' નેલનાં ગાડાં નેલમાંજ અટકી રહેતાં નથી ' એ કથનાનુસાર આ સમયે પોલીસ ખાતામાં પ્રોસીક્યુટીંગ લાઇનમાં સરકારે એલ એલ. બી. ની ભરતી કરવા માંડી તેનો પ્રથમ લાભ તેમણે લીધો. ગોધરા પ્રોસીક્યુટીંગ ઇન્સ્પે-ક્ટર તરીકે તેમની નિમણુંક થઇ.

આ જગ્યાનું કામ તેમણે અત્યન્ત બાહોશીથી બજાવ્યું; અને તેના પરિણામે તેમણે પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ તેમજ જે જે માજિસ્ટ્રેટ પાસે તેમને કામ પડયું તે દરેક માજિસ્ટ્રેટના સારા સારા અભિપ્રાયો મેળવ્યા.

**સારી ખ્યાતિ પાંચમું પગથીયું** આ અભિપ્રાયથી સરકાર તરફથી અજમાયશ ખાતર માજિસ્ટ્રેટોની નિમણુંક કરવાનો ઠરાવ થતાં તેનો પ્રથમ લાભ સ્વ. નરહરિલાલને મળ્યો; અને નડીઆદના રેસીડન્ટ માજિસ્ટ્રેટ તરીકે તેમની નિમણુંક કરવામાં આવી. રેસીડેન્ટ માજિસ્ટ્રેટ તરીકેની તેમની કારકીર્દિ યશસ્વી નીવડી. પરંતુ કમનસીબે ઉક્ત પોસ્ટ કમી કરવાના સબબે તેમને પાછું પોલીસખાતામાં જવું પડયું. સ્વભાવથી તેમજ કેળવણીથી તેમને પોલીસખાતું રૂચિકર ન હતું, પરંતુ અનિવાર્ય સંજોગોને લઇને તેમને એ ખાતામાં નોકરી લેવાની જરૂર પડી હતી. પરતન્ત્રતાથી અને તેનાથી ઉત્પન્ન થતી અસ્થિરતાથી કંટાળીને તેમણે સરકારી નોકરીને તિલાંજલી આપી અને નડીઆદ ખાતે ફરી વકીલાતમાં ઝંપલાવ્યું. અહીં એક સારા ફોજદારી વકીલ તરીકે તેમની ખ્યાતિ વધતી ચાલી. આ કિર્તિનું સુખ તેમણે તથા તેમના કુટુમ્બે વધુ વખત ન જોયું; કારણકે પૂર્ણ કળાએ પહોંચેલા ' નરહરિ ' ને તા. ૧૩ મી જુલાઇ સને ૧૯૨૧માં કાલે ગ્રહ્યો, અને તેમનો જીવ લીધો.

**સ્વભાવ:**–સ્વ. નરહરિલાલનો સ્વભાવ આનંદી અને મળતાવડો હતો. આથી તેમણે બ્હોળું મિત્રમંડળ આકર્ષ્યું હતું. તેમના સંસ્કારી જીવને દરેક રીતે અનુકૂળ એવી ધર્મપત્નીથી તેમનો સંબંધ બંધાયલો હતો. આથી તેમનું કૌટુમ્બિક જીવન ઘણું સુખી અને શાંતિમય હતું. તેમના પારવારમાં ત્રણ પુત્રો અને એક પુત્રી છે. પોતાની હયાતીમાં નરહરિલાલે તેમની કેળવણી અને તેમને ઉછેરવામાં જાતે દેખરેખ અને કાળજી રાખી હતી.

ટૂંકમાં તેઓ એક સાચા દિલના સહૃદય મિત્ર, પ્રેમાલ પતિ અને પુત્રવત્સલ પિતા હતા. તેમણે પોતાનાં મિત્રમંડળ, ન્યાત અને સમાજને યેનકેન પ્રકારેણ ઉપયોગી અને ઉપકારક થવાની તીવ્ર આકાંક્ષા બતલાવી હતી. આથી એ તો નિઃસંદેહ વાત છે કે જો તેઓ સાહિત્યદ્વારા તેમજ બીજી રીતે સમાજની ઉપયોગી સેવા કરવા શક્તિમાન્ થયા હોત.

**સાહિત્યક્ષેત્રમાં:**–મરણ સમયે તેઓએ " સ્ત્રીની એક ભૂલ " નામની નવલકથા અર્ધી છપાયી તૈયાર કરાવી હતી. તેમનું અવસાન એકાએક થવાથી પ્રસ્તુત નવલકથા અપૂર્ણ રહી છે. આ પુસ્તક અને ' રાણકદેવી ' જૂદાં જૂદાં પુસ્તક રૂપમાં છપાયાં છે. તે ઉપરાંત ' સમાલોચક ' ' વસંત ' ' સુન્દરી સુબોધ ' ' બુદ્ધિપ્રકાશ ' વિગેરે માસિકોમાં ટૂંકી ટૂંકી વાર્તાઓ તેમજ કવિતાઓ ઇત્યાદિ ઘણાં છૂટા છવાયાં લખાણ સ્વ. નરહરિલાલની કલમની પ્રસાદી છે.

પ્રભૂ તેમના સદ્‌ગત્ આત્માને અમર શાંતિ અર્પો એજ અંતિમ અભ્યર્થના.



# પ્રસ્તાવના.

'**भिन्नरुचिर्हि लोकः**' એ કથનાનુસાર મનુષ્યની રુચિ દિન પ્રતિદિન બદલાતી જાય છે. દૃષ્ટિબિંદુ. આવી સ્થિતિમાં નવલકથાકારે ક્યા દૃષ્ટિબિંદુથી પોતાની નવલકથા લખવી એ વિચારવા જેવું છે. નવલકથાકાર કંઇ પોતાને માટે લખતો નથી. તે તો વાંચકવૃન્દને માટેજ લખે છે. આથી વાંચકવૃન્દ નવલકથાનો ઉપયોગ કઇ દૃષ્ટિથી કરશે તે ધ્યાનમાં લઇ નવલકથાકારે પોતાની કૃતિ રચવી જોઇએ. આમ સમાલોચના કરતાં વાંચકવૃન્દના સ્વભાવનું સહેજ નિરિક્ષણ કરીએ.

જૂદા જૂદા દૃષ્ટિબિન્દુથી એકજ કૃતિનું જૂદા જૂદા મનુષ્યથી નિરીક્ષણ થાય છે. કેટલાક વાંચકો સત્ય, ઉપદેશ, શિક્ષા વિગેરે શોધવું પોતાનું કર્તવ્ય સમજે છે; ત્યારે કેટલાક વાંચકો માનસશાસ્ત્રની દૃષ્ટિએ અમુક કૃતિનું નિરિક્ષણ કરે છે; આ બે પ્રકારનો વાંચકસમૂહ ઘણોજ ન્હાનો છે; છતાં ઉપયોગી છે. ઉચ્ચશ્રેણિનેજ ખુશ કરવા કે આનંદ આપી તેનું હૃદય સંતોષવા કૃતિકાર કૃતિ નથી કરતો. કનિષ્ઠવર્ગ પણ જગતમાં છે, અને તે ઘણો મ્હોટો છે. એ વર્ગ તરફ કંઇ દુર્લક્ષ્ય નજ કરાય. તેને પણ સુધારવો 'જિજ્ઞાસારસને દ્રવતો કરી મિષ્ટ વાર્તા ભેગો ઉપદેશ પાઈ દેવો' એજ મુખ્ય હેતુ વાર્તાકારનો હોવો જોઇએ. **નવલકથારૂપી મિત્રઃ** નવલકથા મિત્રની ગરજ સારે તો દરેક વાંચક તે સારી સેવા કરી શકે. મિત્ર આળસુ હોય તો તેને ઉદ્યોગી બનાવવો, વ્યસની હોય તો તેને વ્યસનમાંથી મુક્ત કરવો; નિરક્ષર હોય તો તેને 'અક્ષરલભ્ય જીવનનો રસિક' કરવો; અસંસ્કારી હોય તો તેને સંસ્કારી બનાવવો વિગેરે ફરજ મિત્રની છે. નવલકથા પણ પોતાના પત્રોદ્વારા વાંચકસમૂહને મિત્રના જેવી સાહાય્ય આપે તો તે કૃતકૃત્ય થઇ કહેવાય.

**નવલકથા અને વાર્તાઃ** આજકાલ વાર્તાનાં પુસ્તકોની ભરતી ચાલે છે. વાર્તા ધ્યેય ઉચ્ચ નથી, જ્યારે નવલકથાનું ધ્યેય ઉચ્ચ

છે; વાંચકવૃન્દનું કલ્યાણ કરવું એ છે. વાર્તાકાર છાછરાજ્ઞાનથી, અસંસ્કારી ભાષાથી તથા સંસારના પૂર્ણ અનુભવ વિના વાર્તા લખવાની ધૃષ્ટતા કરી શકે છે, જ્યારે નવલકથાકારથી તેમ નથી થઇ શકતું. તેને તો જનસ્વભાવનો શાસ્ત્રોનો, વ્યવહારનો પૂરો અભ્યાસ કરવાની જરૂર છે. વાર્તાકાર બાળકનેજ વાતો બાળકબુદ્ધિના સ્ત્રી પુરૂષોને આનંદ આપી શકે છે, જ્યારે 'આર્યકથાકાર'ની કૃતિમાં સર્વ કોઇને જોઇતો આનંદ મળી શકે છે.

**ઐતિહાસિક અને સામાજિકઃ**—નવલકથાના મુખ્ય બે પ્રકાર છે. ઐતિહાસિક અને સામાજિક. ઐતિહાસિક વિભાગમાં પાત્રો બહુધા ઇતિહાસમાંથીજ લેવાનાં હોય છે. તેથી તેનું ક્ષેત્ર મર્યાદિત હોય છે. મર્યાદિત ક્ષેત્રમાં કામ કરવાને કૃતિમતાનું કંઇક અંશે જાણ્યે અજાણ્યે સેવન થઇ જાય. સામાજિક નવલકથામાં કૃતિકાર પોતેજ પાત્રો મૂકે છે. આ વિભાગનું ક્ષેત્ર બહુ વિશાળ છે. ઉપદેશ અને બોધ આ વિભાગમાં મુખ્ય લક્ષણ હોય છે. પાત્રોના સ્વભાવ પણ સ્વતન્ત્ર રીતે કૃતિકારથી સરજાય છે. આથી સામાજિક નવલકથા ઉપયોગી વધારે છે.

**પાત્રોની પસંદગીઃ**—નવલકથામાં પાત્રોની પસંદગી વાંચકવૃન્દને અનુકૂળ તથા અનુકરણીય હોવી જોઇએ. પાત્રસૃષ્ટિ સજીવ તથા ચેતનયુક્ત બનાવવી જોઇએ, પાત્રોને સર્વ ગુણ સમ્પન્ન બનાવવવાથી તેઓ સજીવ થતાં અટકે છે, ફક્ત તેઓ કાલ્પનિક અસ્તિત્વ ધરાવી રહે છે. આથી વાંચકવૃન્દની દષ્ટિએ તેઓ અનુકૂળ અને અનુકરણીય થતાં નથી.

મનુષ્યમાં સ્વાભાવિક રીતે બે સંપદનું અસ્તિત્વ છે. દૈવી અને આસુરી. બધા જે દૈવી સંપત્‌ના ગુણોનું આરોપણ કરવાથી કલાવિધાયકની કલમાં ક્ષતિ પહોંચે છે. વળી તે ગુણોની વિશિષ્ટતાનું આસુરી સંપદના સ્ફોટન વિના સત્ય દર્શન નથી થઇ શકતું.

આમ નવલકથામાં નીતિનું તથા ધર્મનું પ્રાધાન્યપણે પાલન થાય, 'સત્યનોજ જય છે અને અસત્યનો વિનાશ છે' એ ન્યાયનો આવિષ્કાર થાય, વાંચકવૃન્દને યથાવત્ આનંદ અને સાહિત્યિકરસનો આ સ્વાદ ચખડાય તોજ તેનું અસ્તિત્વ સાર્થક થયું કહેવાય.

ઉપર્યુક્ત દૃષ્ટિબિંદુ પુરઃસર લખાયલી આ નવલકથા કેટલી ઉપયોગી વાંચકવૃન્દને થશે તે તો વાંચકવૃન્દે જોવું રહ્યું.

દાજી કલ્યાણની ખડકી.<br>ભરૂચ.<br>તા. ૧૪–૫–૨૩.

કૃષ્ણલાલ મોતિલાલ દલાલ.<br>બી. એ.



# અનુક્રમણિકા.

# સ્ત્રીની એક ભૂલ.

## પ્રકરણ ૧ લું.

### અણધાર્યો મેળાપ.

કાશીપુરી વિશ્વવિખ્યાત વારાણસી ( Benares ) ના જેવું હિંદુઓનું પવિત્ર ધામ બીજું એક પણ નથી. સુખી શાંતિ મેળવવા અને દુઃખી મુક્તિ મેળવવા અહીં મોટે ભાગે આવે છે. આ શહેરના અનેક સાંકડા રસ્તાઓની એક સાંકડી શેરીમાં એક દશ અગિયાર વરસનો મનોહર કાંતિવાળો છોકરો રબરનો દડો ઉછાળી રમત કરતો હતો. સામે ઓટલે એક કાળું વસ્ત્ર પહેરેલી દીન દુઃખી દેખાતી બાઇ કચરો કાઢતી હતી. એ બાઇનું વદન ચિંતાગ્રસ્ત દયામણું હતું, આંખો ઉંડી દબાઇ ગયલી હતી, અને નજરે દેખાતી કોઇ વસ્તુ ઉપર તેનું ધ્યાન નહોતું. એ બાઇ ઓટલો સાફ કરી પગથીઆં વાળતી હતી તેવામાં પેલા છોકરાનો દડો ઉછળીને તેને વાગ્યો. ધીમે રહીને બાઇએ વાગીને પડેલો દડો ઉંચકી લીધો અને તે છોકરા તરફ દૃષ્ટિ કરી. છોકરાને જોઇ બાઇ સ્હેજ ચોંકી અને પછી સ્થિર નજરે ઘડીવાર જોઇ રહી. છોકરો બાઇને દડો વાગ્યાથી સ્હેજ ખોસીયાણો પડી ગયો હતો અને હવે દડો પાછો મળશે કે નહિ તેની ચિંતામાં પડ્યો હતો. બાઇએ છોકરાને નરમ પડી ગયલો જોઇ ધીમેથી કહ્યું.

"ભાઇ! લે આ તારી બોલ! તારૂં નામ શું ?"

બાઇને શાંતપણે બોલતાં જોઇ તથા પોતાની દડો જવાની ચિંતા નિવૃત્ત થવાથી છોકરાને જરા હિંમત આવી અને આગળ આવી દડો બાઇના હાથમાંથી લઇ લીધો.

"મારૂં નામ કંચન."

" અહીં ક્યારનાં આવ્યાં છો ? તારૂં ગામ કીયું ? તારી જોડે કોણ છે ? "

હું, મારી બા, ને મારી ફોઇ અહીં જાત્રા સારૂ આવ્યાં છીએ. મારી બા અહીં મહિનો રહેવાનું કહે છે. "

" પણ તમે કીયા ગામનાં છો ? "

" સુરતનાં. "

" તારી બાનું નામ શું ? "

" વિમળા ? "

" હેં ! સુરતનાં ! વિમળા! બાઇ આશ્ચર્ય પામતી કંઇક ઉંડા વિચારમાં ડુબી ગઇ. "

બાઇ કાંઇ બોલી નહિ એટલે છોકરાએ જવા માંડ્યું.

" ભાઇ! જરા ઉભો રહે! તમે ક્યારનાં આવ્યા છો અને ક્યાં રહો છો ? "

" અમે કાલેજ આવ્યાં. આ સામું અમારા ગોરને ત્યાં રહીએ છીએ.

" ભાઇ તમારી જોડે બીજું કોઇ છે ? "

" હા. અમારો બ્રાહ્મણ કુરણાશંકર અને ઘાટી પાંડુ એ બે જણા છે. "

સામા ઘરમાંથી કોઇએ મીઠે સાદે બુમ પાડી.

" કુંચન ! ભાઇ લે આ ન્હા થઇ. "

કુંચન તરતજ ઘરમાં જતો રહ્યો, જતાં સુધી તે ગરીબ બાઇએ તેના ભણી જોયાં કર્યું. પછી એક નિ:સાસો મૂક્યો, ને મનમાં બબડવા માંડ્યું " નહિ ! નહિ ! મારો મિથ્યા ભ્રમ છે. કાંતિ મળતી આવી તેમાં શું ? એવી છાયા તો ઘણીયે મળે. ચાકર બ્રાહ્મણ સાથે જાત્રા, એટલે એતો હોયજ નહિ. ગુજરાનનાં પુરાં સાધન નહોતાં ત્યાં નોકર ચાકરનો ઠાઠ શી રીતે હોય ? સુરત જેવા શહેરમાં ઘણીએ વિમળાઓ હશે. હવે મારે સુખના છાંટાનો અધિકાર શો ? પાછલી વાત મનમાં સંભારવીજ નહિ! હું કેવી સ્વાર્થી, નીચ, પાપી ? મારે

૧૧૧૧૯



મારે સર્વસ્વ ત્યાગ કરનાર પ્રત્યે હું કેવી કૃપણ બની. મરતાંયે મેં તેની સામું ના જોયું. મારે લીધેજ તેને મરવું પડ્યું. સ્વાર્થી થઇને મેં સર્વસ્વ આપ્યું, સ્વામીને દ્રોહ દીધો, અરે પ્રભુ હવે તો તું છોડવ." આંખમાં આવેલું આંસુ છેડા વતી લુછી નાંખ્યું. અંદરથી કર્કશ અવાજ આવ્યો. "ગંગા! કયારની ઓટલે શું કરે છે?"

"આવી જી!" બાકી રહેલાં પગથીઆં ઝટ ઝટ વાળી કાઢી ગંગા બ્હીતી બ્હીતી ઘરમાં ગઇ.

અંદર પચાસેક વરસની ઉમરનો એક હૃષ્ટ પુષ્ટ બ્રાહ્મણ દેવ-સેવા કરતો હતો. ગંગાને દેખી તે બોલ્યોઃ–

"કેમ કયારની ઓટલે કોની સાથે વાત કરતી હતી?"

"કોઇ જોડે નહિ."

"કેમ મને જૂઠો પાડે છે? મારે કાને અવાજ પડ્યો હતોને! બોલ કોણ હતું?"

"કંઇ નહિ એતો સામે ઘેર કોઇ જજમાન આવ્યા છે તેનો છોકરો રમતો હતો, તેની બોલ મને સ્હેજ વાગી; તેની સાથે સ્હેજ બોલી હતી."

"ફેંકી દેવી હતી ને બોલ? રમતાં જુએ પણ નહિ? શું પુછતી હતી."

"અમસ્તી સ્હેજ; કોણ છે ને કયાંના છે તે પુછ્યું."

"તારા ગામના છે? તારે પાછું નાસી જવું છે કે શું?"

"નાસી તે ક્યાં હું ચૂલામાં જવાની હતી? એ લોક તો સુરતનાંછે."

"માલદાર છે કે મુફલીસ?"

"એ તો હું શું જાણું પણ બ્રાહ્મણ ચાકર જોડે છે એટલે સુખી હશે."

"કેટલાં માણસ છે?"

"બે બૈરાં ને આટલો છોકરોજ જણાય છે."

"ભાયડા નથી કોઇ?"

"ના."

"ત્યારે તું જરા જજે. દર્શન બર્શન કરવા જોડે જતી રહેજે. કાંઈક બે પૈસાની કે એકાદ લુગડાંની પ્રાપ્તિ થશે."

"તમે કહોછો ત્યારે હું જઈશ, પણ હું બ્રાહ્મણ નથી. હું દાન નહિ લઉં."

"કેમ પાછી બ્હેકી કે? તારી મોટાઇ હવે જવા દે, કહીએ તેમ કર નહિ તો પછી મારી સાથે કામ છે."

"લ્યો મારવી હોય તો એકવાર મારી નાંખો, કે હું દુઃખમાંથી છુટું. તમારી કને શું નથી કે મારી આવી આશા રાખો છો? શેર ધાન ને બારમહિને ચાર કાળાં લુગડાંની હું તમારી ઓશિયાળી તેમાંએ કેમ જીવ ચોળોછો?"

ગંગાની આંખમાંથી આંસુ દડદડ વહેવા માંડયાં.

"ચાલ રહેવાદે ના જઈશ. એ સુરતી લોકો ઉદાર હોય છે અને હું જાઉં તો સોમનાથ કહેશે કે મારા જજમાનને ખંખેરવા આવ્યો અને તારે માટે કોઈ કશું બોલી શકે નહિ. એમાં વળી રડવું શાનું આવે છે? દાન લેવું એતો બ્રાહ્મણનો કુળધર્મ છે. અને તું કાશીના બ્રાહ્મણના ઘરમાં રહી એટલે દેશ પ્રમાણે વેશ તો કોઈ કોઈ વાર કરવોજ પડે તો."

"તમારા ઘરનું બધું વૈતરૂં કરીશ પણ એ ભીખ માગવાનો ધર્મ મને નહિ આવડે."

"પણ તને માગવાનું કોણ કહે છે. એ તો જરા આપણે એમના ભેગાં ફરીએ હરીએ એટલે મેળેજ આપે."

"તોયે મારાથી નહિ લેવાય. મને માર કરો! હું ફાટલાં લુગડાં સાંધીને પહેરીશ પણ કોઈનું નહિ લઉં."

"તારે તો બસ મારા જીવપરજ તાગડધીના કરવા છે અને એદાએદ ખાવું છે. તારો બાપ કે માટી કંઇ મારૂં ઘર ભરી ગયો નથી, કે આમ શાહજાદી થવા માંગે છે!"

વધારે બોલવાથી વઢવાઢ વધશે અને કદાચ માર ખાવો પડશે એમ ધારી રોષ અને દિલગીરીમાં ગંગા સાવરણી લઇ મેડા ઉપર ચાલી ગઇ, અને આ બ્રાહ્મણે બબડતા બબડતા પાછી દેવસેવા શરૂ કરી.

થોડીવારે સામા ઘરને ઓટલેથી સોમનાથે બુમ મારી " કેમ કાશીનાથ! છો કે ઘરમાં ? "

દેવસેવા આટોપતાં આટોપતાં કાશીનાથે કહ્યું " આવો આવો સોમનાથ! શા કામમાં પડયા છો ? "

સોમનાથે ઘરમાં આવતાં કહ્યું " જુઓને આ સુરતથી બે જજમાન આવ્યા છે. આબરૂદાર કુટુંબનાં બૈરાં છે, અને મહિનો માસ અહીં રહેવા ધારે છે. જરા ફુરસદની વખતે ગંગાબાઇ આવે જાય તો એમને વાત કરવા ઠીક પડે અને ગંગાબાઇને પણ જરા પોતાના દેશનાં માણસ મળવાથી બે ઘડી આનંદ થશે. "

" હાસ્તો, શા સારૂ નહિ ? કશી હરકત નથી. તમેજ કહો જરા એને. "

" ગંગાબાઇ ! ગંગાબાઇ! જરા આમ જુઓ તો."

કંઇ પણ બોલ્યા વગર ગંગાબાઇ નીચે ઉતરી. તેની આંખો રડેલી હતી.

સોમનાથે જરા હળવેથી મીઠાશ વાપરી કહ્યું "જુઓ ગંગાબાઇ! આમને આમ સોરાયાં કયાં સુધી કરશો.? ભાગ્યના લેખ મિથ્યા થતા નથી. પ્રભુનો ઉપકાર માનો કે આટલોએ આશરો મળ્યો છે. કાશીનાથ? તમેયે જરા ઝાંઝીપણું ઓછું કરો. દશાની મારી આ બાઇ તમારે આશરે પડેલી છે તેને પોતાનું દુઃખ સાંભરી ના આવે એમ વર્તો. ગંગાબાઇ ! ચાલો જરા મારે ઘેર. સુરતથી બે જજમાન આવ્યા છે. બન્ને બાઇઓ છે અને વિધવા છે. તમનેયે બે ઘડી ગમશે અને તેમને સોબત થશે. ચાલો મોઢું ધોઇ નાંખો. માથે પડ્યું સહન કર્યા વિના કંઇ છૂટકો છે ? "

ગંગાયે કંઇ પણ બોલ્યા વગર કાશીનાથ સામું જોયું. કાશીનાથે જરા ભલાઇ લેવા કહ્યું "હા ! હા ! જાઓ મારે કંઇ વાંધો નથી. હું તો ક્યારનો કહેતો જ હતો તો કે સામે ઘેર કોઇ બૈરાં આવ્યાં છે તો બે ઘડી ત્યાં બેસશો તો ચેન પડશે."

ગંગાયે મોઢું ધોઇ લુછી નાંખ્યું ને સોમનાથ પાછળ ગઇ. સોમનાથે પોતાના ઘરમાં પેસતાં કહ્યું. "વિમળા બ્હેન ! આ તમારા ભણીની વખાની મારી એક બાઇ અમારી પડોશમાં રહે છે તે તમારી જોડે બધે દર્શન કરવા આવશે. બિચારી બહુજ ગરીબ છે. લ્યો ગંગાબાઇ આવો. આ વિમળા બ્હેન ! અને આ નંદન બ્હેન તે એમનાં નણંદ થાય. બેસો બધાં."

ગંગાને જરા સંકોચ થયો. સોમનાથ, બૈરાં પોતાની મેળે વાતો કરી લેશે એવી અનુભવથી સમજ હોવાથી રસોડામાં ચાલ્યો ગયો. સોમનાથને સ્ત્રી નહોતી. એક ઘરડી બ્હેન તેનું ઘર ચલાવતી હતી. સ્ત્રી ચાર પાંચ વરસથી મરી ગયલી હતી. છોકરો પરદેશ નોકરી કરતો હતો અને બે છોકરીઓ તેમને ઘેર રહેતી હતી, એટલે સોમનાથ વસ્તારી છતાં હાલ તો ભાઇ બ્હેન ઘરમાં એકલાંજ રહેતાં હતાં.

"ગંગાબાઇ ! આવો બેસો. કંચન ! જરા પ્હણેથી ચોખ્ખો પ્યાલો ને રકાબી લાવ."

"રહેવા દો બ્હેન હું ચ્હા નથી પીતી."

"ચ્હા નથી પીતાં ? કાશીમાં રહી નિયમલીધો હશે. નંદન બ્હેન ? જરા પેલો ખાવાનો દાબડો આમ ખસેડોતો."

"ના બ્હેન ! એ વિવેક જવા દો. હું એકજ વાર જમું છું."

"ફરાળનો બાધ ના હોય. આમાં મથુરાનાં પેંડાજ છે. એટલું તો અમારૂં કહ્યું માનવું જ પડશે."

ગંગાબાઇએ ઘણી ના કહી પણ વિમળા અને નંદને અતિ સ્નેહપૂર્વક આગ્રહથી થોડાક પેંડા ખવાડ્યા.

ખાધા પછી જરાક આડી તેડી વાતો કરી ગંગાના મુખ ઉપ-

રની દુઃખની છાયા સ્હેજ કમી કરવામાં વિમળા કંઇક ફાવી. એ વાતમાં ને વાતમાં નંદને પુછ્યું "બ્હેન તમે ક્યાંનાં છો ? અહીં કાશીમાં ક્યારથી રહો છો ?"

ગંગાના મુખ ઉપર પાછી ગ્લાનિ છવાઇ રહી. તે જોઇ વિમળાએ કહ્યું "હશે બ્હેન ! એ વાત હાલ રહેવા દો. કહેજો તમારી નજરમાં આવે ત્યારે. જે વાતથી તમને દુઃખ થાય તે હાલ છેડવાની જરૂર નથી. કહો બપોરે ક્યારે આવશો ? તમે પરવારો એટલે આપણે આ શેહેરના અસંખ્ય દેહેરાંઓમાંથી થોડાંક ગણી આવીએ."

"હું ત્રણેક વાગે નવરી થઇશ."

"વારૂ ત્યારે ત્રણ વાગે આપણે નીકળીશું. કંચન ! પાંડુને કહેજે કે ત્રણ વાગે ગાડી મંગાવે."

ગંગાએ કહ્યું "ગાડીનો કશો ખપ નથી. જો તમને થોડો થોડો ચાલવાનો અભ્યાસ હશે તો પગેજ ઠીક પડશે, અને અહીંના સાંકડા રસ્તામાં ગાડી નહિ ચાલે."

નંદને કહ્યું "હા ! હા ! વિમળા ભાભી ! આપણે અહીં મહિનો રહેવું છે એટલે રોજ થોડું થોડું ફરીશું."

વિમળાએ કહ્યું "વારૂ તેમ રાખો ! કંચન આમને તેં બોલાવી હતી કે ? લે અહીં બેસ એમને ગંગામાસી કહીને બોલાવજે."

આ પછી જરા રમુજી વિનોદ ને આમતેમની વાતો ચાલી અને દોઢ કલાકમાં તો જાણે કેટલાક વખતનું જુનું ઓળખાણ હોય એમ આ ત્રણે સ્ત્રીઓ સખીઓ બની ગઇ.

આ ત્રણની મૈત્રી દિનપર દિન વધતી ચાલી. ગંગામાસી કંચનને તો બહુજ લાડ લડાવતાં હતાં. તેને પોતાના ઘરમાં લઇ જાય, કંઇ કંઇ સારૂં ખાવાનું લઇ આપે, એને મન થાય તેવી રમવાની વસ્તુ આણી આપે, આમ અનેક રીતે પોતાનું ખાલી હૃદય તેણે કંચન પર ઢોળવા માંડ્યું. એક દહાડો કંચને તોફાનમાં પોતાની ટોપી કાદવમાં બગાડી. વિમળાએ બે ચાર ધાંટા પાડી કંચનને એક તમાચો ચોડ્યો.

કંચન રડતો રડતો માસીને ત્યાં ગયો; ને બે કલાકે પાછો હસતે મોઢે નવી ટોપી પહેરી આવ્યો.

"કંચન ! નવી ટોપી ક્યાંથી લાવ્યો ?"

"માસીએ અપાવી."

"અરે વાહરે કંચન ! બિચારી ગરીબ કને આપણાથી લેવાય ? અને તુંએ આખો દહાડો સાંનો ત્યાંજ બેસી રહે છે. થોડે દહાડે માને યે તું ભુલી જઇશ."

"હં ! બા ! માસી કંઇ ગરીબ નથી. કાલે અગાસીમાં મોટાર ફેરવતો હતો અને તે મારૂં નવું બેટ અને બંદુક અને ઘોડો માસીએ અપાવ્યાં છે."

"હેં ! અને હારે હાથે આ વીંટી શેની ?"

"એ પણ મને માસીએ આજે આપી. જો તો ખરી કેવી સરસ છે અને ચળક ચળક થાય છે. આ મારી મોટી આંગળીએ બરાબર બેસે છે."

વિમળા અને નંદને આશ્ચર્યચકિત થતાં વીંટી હાથમાં લઇ ધારી ધારીને જોઇ.

નંદને કહ્યું "ભાભી! આતો ખરી લાગે છે. ફેંકી દેતાં બે હજારનો હીરો છે."

વિમળાએ કહ્યું "બ્હેન, ખરી હોય તો બે હજારે પણ આવો પાણીદાર હીરો ના મળે. હમણાં હમણાં ઇમીટેશન ભૂલ ખાઇ જવાય એવાં બહુ આવે છે, અને આ બિચારી કને ખરો હીરો ક્યાંથી હોય ?"

"ભાભી હું કહું છું તે ખરી વાત છે. મારે સાસરે મેં ખરાં ને ખોટાં નંગ બહુ મેળવ્યાં છે. આ ચોક્કસ ખરો હીરો છે."

"પણ એની કને ખરો હીરો ક્યાંથી અને ખરો હોય તોયે કંચનને શું કરવા આપે ?"

"મને તો ભાભી આ ગંભાભાઇમાં કંઇ સમજ પડતી નથી. આવી ડાહી સુશીલ મળતાવડી છે પણ કેટલી થોડા બોલી છે. કીશા

ગામની છે તે સરખુંયે આપણને કહે છે. આપણું નામ ઠામ વિગેરે બધું હસતાં હસતાં પુછી લીધું પણ પોતાની જરા સરખીએ વાત કરી છે. માનો ના માનો પણ એમાં કંઇ ભેદ છે."

"મને યે કંઇક એવું તો લાગે છે. હશે આપણે શું ? હવે આપણે અહીં કેટલા દહાડા રહેવું છે જે ? પણ આપણાથી એવું કોઇનું લેવાય કેમ ?"

"આમ વાત કરે છે એટલામાં હસતે મોઢે ગંગા આવી. વિમળાએ કહ્યું "આવો બ્હેન ! તમે આ કુંચનને જરા વધારે ફટવવા માંડ્યો છે. તોફાન કરી ટોપી બગાડી તો છો એ મેલી પ્હેરે. તમે શું કરવા નવી અપાવી ? કેટલાની આવી છે ?"

"હવે તમે બ્હેન બે ચાર દિવસમાં જવાનાં છો તો મારી ગરીબની યાદગીરી એટલી રહેવા દો. હું પૈસા નહિ લઉં."

નંદન વચ્ચે બોલી ઉઠી "તમે ગરીબ ! હું નથી માનતી. તમારો ઇતિહાસ આજ તો કહેવો જ પડશે."

"મારો ઇતિહાસ જાણ્યામાં કંઇ સાર નથી. અને ગરીબ તો હું છુંજ, નહિ તો આ બ્રાહ્મણને આશરે કેમ પડી રહું ?"

વિમળાએ કુંચનને હાથેથી વીંટી કાઢી ગંગાને કહ્યું, "બ્હેન, તમે કુંચનને પહેરવા આપેલી આ વીંટીજ કહે છે કે તમે ગરીબ નથી."

"એ વીંટી, મેં પહેરવા નથી આપી, મ્હારા કુંચનને મેં આપી દીધી છે કે-મોટો થાય ત્યારે યે એની માસીને સંભારે. એ વીંટીમાં કંઇ માલ નથી. નંગ ખોટું છે."

નંદને તીક્ષ્ણ કડક દૃષ્ટિ ગંગાબાઇ પર ફેંકી "બ્હેન ! બહુ જૂઠું ના બોલો. આ વીંટી ખરા હીરાની છે."

"ના ! બ્હેન ! ના ! હું ગરીબ હીરા ક્યાંથી લાવું ? મેં તો કુંચનને એક દુકાનેથી ફક્ત ૧૬ રૂપિયામાં અપાવી છે."

કુંચન એટલે ઉભો હતો તે અચાનક આવી બોલી ઉઠ્યો:

"ના બા ! ના ફોઇ ! એમની પેટીમાંથી સંતાડેલી કાઢી આપી છે."

"કેમ પકડાયાં! મારે સાસરે ઝવેરીનો ધંધો છે. તમે મને નહિ છેતરી શકો. આ વીંટી જરૂર હીરાની છે."

ગંગાબાઇની આંખમાંથી દડ દડ આંસુ વ્હેવા માંડયાં.

"બ્હેન જે હોય તે પણ મારા કંચન કને એટલી મારી નિશાની રહેવા દો. હું તમને પગે પડીને એટલું માંગી લઉં છું. મારા પૂર્વાશ્રમની એટલીજ એંધાણી મારી કને રહી છે. મારે એનો કંઇ ઉપયોગ નથી. કંચન મોટો થશે ત્યારે હું આ દુનિયામાં નહીં હોઉં પણ મારા સ્નેહની એટલી યાદગીરી એને રાખવા દો. મારૂં હૃદય સુનું છે. જગતમાં મારૂં કોઈ નથી. આ બાળક પર મને કુદરતી સ્નેહ આવ્યો ને મેં મારે બીન ઉપયોગની ચીજ એને આપી તેટલી રહેવા દો. મ્હને ના પાડી દુઃખી ને વધારે દુઃખી ના કરશો." એટલું કહી ગંગાબાઇ ધ્રુસકે ધ્રુસકે રડી પડી અને વિમળાને પગે લાગી ડચકીયાં ખાતાં બોલી, "બ્હેન! ત્હેમ હા નહિ પાડો ત્યાં સુધી હું અહીંઆંથી નહિ ઉઠું."

વિમળાને આ સ્નેહ સંકટ આવ્યું. અજાણ્યા માણસ કને આવી કિંમતી ભેટ કેમ લેવાય ? આને ના પણ કેમ પડાય ?

નંદન વચ્ચે બોલી ઉઠી "ગંગા બ્હેન બેઠાં થાઓ. તમારો ઇતિહાસ કહો પછી હા ના નો જવાબ દઇએ."

"બ્હેન મારી કથા સાંભળવામાં કંઇ સાર નથી. હું દુઃખી છું પણ દુઃખને લાયક છું. મારાં પાપની એ મને યોગ્ય શિક્ષા છે. મેં ભૂલ કરી છે અને ભૂલનાં પરિણામ ભોગવું છું એ સિવાય બીજું શું કહું? બ્હેન અબળાનું અંતઃકરણ તમે ઓળખી શકશો. મારા નિર્દોષ સ્નેહની ભેટ આ નિર્દોષ બાળકને લેવા દો."

"પણ બીજી કંઇ ભેટ આપો. આ તો બહુજ અણઘટતું થાય છે."

"ખરૂં કહું છું બ્હેન કે મ્હારી કને બીજું કંઇજ નથી."

"પણ આ વીંટીની કિંમતમાં તો તમે સ્વતંત્રપણે રહી શકો તેમ છો."

"મારે સ્વતંત્ર નથી થવું. થાઉં તોયે થઇ શકાય તેમ નથી. મારે હવે આ દુનિયામાં બહુ દહાડા કાઢવાના નથી." ગંગાબાઇ ફરી રોઇ પડી ને વિમળાના ખોળામાં માથું મૂક્યું.

વિમળાથી ના રહેવાયું. સામાની શોકની આવેગભરી લાગણીથી તેની આંખમાં પણ આંસુ આવ્યાં.

"લે ભાઇ કુંચન ! આ તારી માસીએ આપેલી વીંટી પ્હેર. આ માસીને તારા પર બહુજ ભાવ છે એમને મોટો થાય તોયે સંભારજે."

ગંગાબાઇએ ઉઠી આંસુ લુછી નાંખ્યાં.

"હાશ ! હવે મને કંઇક શાંતિ વળી. પ્રભુ તમને સુખી રાખે. આ સંસારમાં મારે હવે કંઇ બંધન નથી."

નંદન બોલી "ગંગાબાઇ ! તમે ભૂલ કરી હશે પણ તમે પાપી નથી. તમારો ઇતિહાસ તો કહોજ કહો ! ત્યાં સુધી મને જંપ વળવાનો નથી."

"હું મોઢે કબૂલ કરૂં છું કે હું પાપી છું. મારો ઇતિહાસ તમને કહેવા હું ઘણી વાર ધારૂં છું પણ જીભ ઉપડતી નથી. તમે મારાપર જે આટલો સ્નેહ રાખો છો તેને બદલે મારો તિરસ્કાર કરો."

"ના બ્હેન ! અમે એવાં કઠોર હૃદયનાં નથી. અમે પણ દુઃખી છીએ, અને તમારા હૃદયનું દુઃખ સમજી શકીશું."

"નંદન બ્હેન એ વાત જવા દો. મારો ઇતિહાસ જાણી તમને બહુ ઉદ્વેગ થશે. તમારો બન્નેનો મારાપર સ્નેહ કાયમ રાખજો ને કાશીની દુઃખી ગંગાને કોઇ દહાડો સંભારજો એટલે બસ."

"તમે કહેવાનો વિચાર કરો છો ને કહી શકતાં નથી માટે કંઇ

કહેવા જેવું હશે જ. મારા સમ ના કહો તો, તમારા કુંચનના સમ! અમે તમારા પર એવો ને એવોજ સ્નેહ રાખીશું. તમે ગમે તેવાં કૃત્ય કર્યાં હશે પણ અમારી પ્રીતિ કાયમ રહેશે."

વિમળાએ કહ્યું, "હા બ્હેન! કહો તો બહુ સારૂં! તમે કેવાં હતાં તે સાથે અમારે સંબંધ નથી. તમે હાલ કેવાં છો તેજ અમારે તો જોવાનું છે."

ગંગા વિચારમાં પડી જઇ બોલી, "નંદન બ્હેન! તમારે કુંચનના સમ નહોતા દેવા. હવે મારે કહ્યા વિના નહિજ ચાલે. પણ જો જો તમે જરૂર મારો તિરસ્કાર કરશો."

"ના! ના! નહિ કરીએ. આ મારી ભાભીના સમ જો હું તમારા પર જરાયે ઓછું આણું તો."

"વારૂ ત્યારે કહેવુંજ પડશે તો કહીશ. પણ આજે નહિ. કહીશ તમારા જતા પ્હેલાં એક દહાડો. આજે તો મને જવા દો." ગંગાએ ઉઠી જવા માંડ્યું.

કુંચન આ બધી વાત પૂરી સમજ્યા વિના સાંભળતો હતો અને કંઇક વિચાર કરતો હતો, તે બોલ્યોઃ-"બા! આપણે ગંગામાસીને આપણી જોડે સુરત લઇ જઇએ તો કેમ?

નંદને કહ્યું, "હા! તેમાં શું? એ તો ઘણું સારૂં. વિમળા ભાભી! એમાં કંઇ વાંધો છે?"

વિમળા જવાબ દે તે પહેલાંજ ગંગા વચ્ચે બોલી "ના બ્હેન! મને તો અહીં કાશીવિશ્વનાથને શરણેજ મરવા દો. ગંગાજીના પવિત્ર પ્રવાહથી મારા જેવીનો અપવિત્ર દેહ પણ પાવન થશે. મને હવે માયા વધારવાની વાંછના નથી."

વધારે સાંભળવા ઉભા રહ્યા વગર ગંગા ચાલી ગઇ.



# પ્રકરણ ૨ જું.

## કાશીનાથ.

કાશીનાથ ઘણો ધૂર્ત અને લોભી બ્રાહ્મણ હતો. પૈસાનો તે પાકો પૂજારી હતો અને દ્રવ્ય માટે કોઇ પણ કૃત્ય કરવા તે તૈયાર રહેતો. બહારથી તો તે ભક્તિ અને પવિત્રતાનો બહુ આડંબર રાખતો પણ તેની મલિન વૃત્તિઓ ઘણી જાણીતી હતી. પોતાના સ્વાર્થ પુરતીજ સમજ તેને હતી. હલકા માણસોમાં પણ મતલબ સાધવા જેટલી હોંશિયારી તો હોય છેજ. તે સિવાય અક્કલને અને એને અઢી ગાઉનું છેટું હતું. આથી પ્રપંચી માણસો પોતાનો હેતુ પાર પાડવા એની મદદ લેતા અને સાધારણ પૈસે તેમનું કામ સરતું. અનેક પાપાચરણમાં તેણે ભાગ લીધો હતો અને તેના ગજા પ્રમાણે પાંચ પૈસા પેદા કર્યા હતા. તેના પુત્રને તેણે થોડું ભણાવ્યો હતો અને તે સમજણો થઇ ધંધે લાગ્યો એટલે પોતાના બાપનાં દુરાચરણ તથા દુર્વાસા જેવો ક્રોધી સ્વભાવ નહિ સાંખી શકવાથી પોતાની મા, સ્ત્રી તથા નાની બેનને લઇ જુદો રહ્યો હતો. કાશીનાથને સ્ત્રીની કંઇ ઝાઝી પરવા નહોતી, અને બધી જંજાળ મટી જવાથી એને પોતાના ધંધામાં સરળતા મળી. એને સામે બારણે સોમનાથને ત્યાં ઘણા જજમાન આવતા, તે દેખી મનમાંથી તો એ બળી જતો પણ પોતાના થોડા જજમાને પણ એ કમાણી સારી કરતો. દરેકને શી રીતે ઉપયોગી થવું તે એ બરાબર જાણતો હતો, અને જેની જેવી વૃત્તિ તેવી તેની એ સેવા કરતો. સોમનાથ જરા સીધો માણસ હતો અને તેના જજમાનોમાં પણ કોઇને કંઇ આડી અવળી મદદની જરૂર પડતી તો તે કરવા કાશીનાથ હમેશાં તત્પર રહેતો. સોમનાથ કાશીનાથના ગુણ જાણતો હતો પણ પાડોશી અને કોઇકવાર ઉપયોગી માણસ ગણી બહારથી તેની સાથે સારૂં નભાવતો. સોમનાથને લીધે જ કાશીનાથને ગંગાબાઇ સાથે ઓળખાણ થયું હતું અને ગંગાબાઇ

સાથે આવનાર માણસ ગંગાબાઇને કાશીનાથને ત્યાં મૂકી ક્યાં પલા-
યન કરી ગયો હતો તેનો પત્તો પણ નહોતો. ગંગાને કાશીનાથને ત્યાં રહે
ત્રણ વરસ થયાં હતાં પણ તે ત્રણ વરસ તેને ત્રણ યુગ જેવા લાગ્યા
હતા. ગંગા આવી ત્યારે શરીરે પુષ્ટ અને ગોરવર્ણની હતી. હાલ
તે કૃશ અને ફીકી પડી ગઇ હતી.

આજે ગંગા રોજના કરતાં કંઇક સ્વસ્થ ચિત્તે ઘરમાં પેઠી.
તેના હૃદયમાંથી કંઇક ભાર હળવો થયો હોય એમ તેને લાગ્યું
મનમાં ને મનમાંજ તે બબડી "પ્રભુ હવે મને કાલે ઉપાડતો હોય
તો આજે ઉપાડી લે. મારૂં કર્તવ્ય આ જગતમાં પુરૂં થયું. એ
ઋણ તો હું કેવી રીતે ફેડી શકું પણ મારી કને લક્ષ્મીના છેલ્લા
અવશેષ રૂપ મુદ્રિકા હતી તે મેં સમર્પણ કરી. હવે મારી કને
કંઇ નથી. મારૂં કોઇ નથી. મને કંઇ વાસના નથી. ઓ દયાળુ
પ્રભુ! હવે મારાં પાપ આટલા દુઃખથી ક્ષીણ થયાં હોય તો મને
ઉપાડી લે. ઓ ઇશ્વર! ગંગા સ્વર્ગથી મહાદેવની જટાપર પડી ત્યાંથી
ગિરિપર, ત્યાંથી પૃથ્વીપર અને અંતે ક્ષાર સમુદ્રમાં પેઠી. આમ ક્રમે ક્રમે
અધોગતિ થતી ચાલી. મારી પણ તેવીજ દશા થઇ છે. પણ સમુ-
દ્રનું ખારૂં પાણી પણ સૂર્યના તાપે તપી પાછું નિર્મળ થઇ આકા-
શમાં જાય છે. દુઃખથી તવાઇને મારી પણ એ ગતિ ના થાય? હું
સુખ માગતી નથી. સુખનો મને અધિકાર નથી, માત્ર આ નરક-
માંથી મોત માગું છું."

કાશીનાથ આવ્યાથી ગંગાની વિચારમાળા અટકી.

આજે કાશીનાથ ગુસ્સામાં હતો, અને વળી તેમાં ગાંજાની લ્હેર
ચઢેલી હતી.

"હવે તો રાંડ! તું ત્યાંની ત્યાં બેસી રહે છે. પાછું કંઇક
સટકી જવું છે કેમ? ઠીક છે આજે રાતે તારી વાત છે."

આટલું બોલી મેડા પર જતો રહ્યો. આવા કઠોર શબ્દ ગંગાએ
ઘણીવાર સાંભળ્યા હતા અને એના ઘડી ઘડી ભભુકી ઉઠતા ક્રોધને

પરિણામે મારની પ્રસાદી પણ કેટલીકવાર ચાખી હતી. એ ધમકીની અસર રોજના કરતાં ગંગાને આજે કંઇક ઓછી થઈ. તેને મન હવે દુનિયાનો અંત આવી લાગ્યો હતો, અને કાશીનાથ જેવા ક્ષુદ્ર જંતુના ક્રોધની અસર તેના વિસ્તાર પામતાં મગજ ઉપર ઝાઝીવાર ટકવા પામી નહિ.

કાશીનાથે મેડા ઉપર જઇ ગુસ્સામાં ને લહેરમાં કંઇ કંઇ ધમપછાડ કરવા માંડી, ગંગાએ તેની કશી પરવા કરી નહિ. ગંગા! ગંગા! કરી બે ચાર બુમો પાડી પણ ગંગાએ કશો ઉત્તર આપ્યો નહિ. ફડ્ફડ ફ્ફડ કરતો નીચે ઉતર્યો અને ગંગાને એક જોરથી તમાચો ખેંચી કાઢયો. "રાંડ! બુમો પાડીએ છીએ ને સાંભળતી નથી. રાંડ! નાસી જવું છે? કોયો તારો માટી તને સંઘરવાનો હતો જે? આ તારાં દેદાર પર કોઇ ઘાંચી મોચીએ હવે તો તને નહિ લઇ જાય. હું આટલો આટલો તારી પાછળ મરી ફીટું છું અને તારી વગર પૈસે સંભાળ રાખું છું તેનો તો કંઇ ગુણજ નથી."

"આમ શીદ હરઘડીએ સતાવો છો? એકવાર સામટી જ મારી નાંખોને કે આ પીડા ઓછી થાય. હવે હું ઝાઝા દિવસ તમારી મેમાન નથી. લુંડીનાથીએ વધારે હું તમારૂં વૈતરૂં કરૂં છું. તમારાં ગંદા કામોમાં આંખ આડા કાન કરી, મહેનત કરી, તમારો પાપી પૈસો મેળવવામાં ઇશ્વરનો અપરાધ કરી તમને સહાય કરૂં છું. મારે એકવાર થોડું અન્ન જોઇએ તેની હું તમારી ઓશિયાળી તોયે જાણે કેવુંક મારૂં પુરૂં કરતા હો તેટલો રોફ, અને ગુલામડી જેવી સતામણી. મારાં કર્મે મને અહીં આણી છે તો હું બધું વેઠું છું અને તમારૂં ગધા વૈતરૂં કુટું છું. પરણેત બાયડી પણ ના કરે એટલી તમારી મેં ચાકરી કરી, તમારા નઠારા રોગ મેં ધોયા. તે બધાનો બદલો માર અને તિરસ્કાર. ઓ પ્રભુ! આ નરકમાંથી હું ક્યારે છુટીશ. આથી તે બીજું કેવું નરક હશે?"

ગંગાએ મોઢાપર લુગડાંનો છેડો ઢાંકી ધીમે ધીમે રોવા માંડ્યું. કાશીનાથનો ક્રોધ નિર્બળ મનનો હતો. કમજોર ગુસ્સા બોતની પેઠે

સામાનું જોર દેખે કે એ નરમ પડતો. જરા ઠંડો પડી વિચાર કરી બોલ્યો:—

"લે ચાલ બાઇ મારી ભૂલ થઇ, હવે તને નહિ કહીએ. એ વાત પડી મૂક. લે જરા પાશેર દૂધ લઇ આવ. મારે અત્યારે જમવું નથી. તારે પીવું હોય તો દોઢપાશેર લાવજે."

ગંગા આંસુ લુછી બહાર નીકળી. સામે ઓટલે કંચન ઉભો હતો તેને કહ્યું:—"ચાલ બાઇ મારી જોડે દૂધ લેવા આવે છે?" કંચન દોડતો એની માસી સાથે થયો.

કાશીનાથ ઓટલે ઉભો હતો તેણે આ જોયું. "ચાલો ઠીક થયું. એ રાંડને એ છોકરો બહુ ગમે છે. મારો કેટલો પ્રસાદ એને ખવાડી દે છે. હવે એ છોકરા સાથે ગેલ કરતી જરા મોડી આવશે એટલી વારમાં હું મારૂં કામ કાઢી લઉં." આટલું મનમાં બબડી કાશીનાથ બારણાં વાસી મેડાપર ગયો.

કાશીનાથના ઘરમાં ગંગાની એક ખાનગી ટ્રંક હતી. તેમાં તે કોઇ દિવસ કોઇને હાથ ઘાલવા દેતી નહોતી. કાશીનાથ બબડતો ફફડતો પણ તેનું કંઇ વળતું નહિ.

કાશીનાથ અંદરથી લુચ્ચો હતો. જ્યારે ત્રાસથી એનું કંઇ ના વળ્યું ત્યારે એણે લુચ્ચાઇ આરંભી. એ પેટી ઉઘાડવાનો લાગ તે જોયા કરતો પણ એ સારી મજબુત સ્ટીલ ટ્રંક હતી એટલે સ્હેલાઇથી ઉઘડે તેમ નહોતું અને આખી ટ્રંક બહાર લઇ ગયા વગર નવી કુંચી પણ કરાવાય તેમ નહોતું. ગંગા ઉંઘતી હોય ત્યારે તેના શરીરની તપાસ કરી આવતો પણ ગંગાના કોટમાં તેની કુંચી નહોતી. એક દહાડો તે અચાનક બહારથી આવ્યો ત્યારે બારણું બંધ હતું. ગંગાને બુમો પાડતાં પણ તેણે બારણું ઝટ ઉઘાડ્યું નહિ. છેવટે ઉઘાડ્યું ત્યારે ગુસ્સાથી કાશીનાથે પૂછ્યું "શું કરતી હતી?" ગંગાએ કહ્યું જરા અગાશીમાં ગઇ હતી. ઘરમાં આવ્યો ત્યારે કાશીનાથે સગડીમાં અને બહાર બળેલા કાગળના કડકા જોયા. કાશીનાથે ધાર્યું

કે નક્કી આ રાંડે કંઇ ખાનગી કાગળ આજે પેટીમાંથી કાઢી બાળી નાંખ્યા. તે દિવસથી કાશીનાથે કુંચીની વધારે ખંતથી ખોળ કરવા માંડી અને ઘરનો ખૂણે ખૂણો તપાસવા માંડયો. થાકયો ત્યારે તેને વળી સાંભરી આવ્યું કે રાંડ અગાસીમાં ગઇ હતી. અગાસીમાં કંઇ મળ્યું નહિ પણ બારીકાઇથી તપાસ કરતાં અગાસીના નળની અંદરની બાજુમાં એક થોડુંક ગાબડું ઉખડી ખાડો પડયો હતો, તેમાં એક ઝીણી કટાઇ ગયેલી પીતળની દાબડીમાંથી તેને કુંચી મળી આવી. આ શોધનો તેણે થોડાક દિવસમાંજ ઉપયોગ કીધો. ગંગા ન્હાવા ને દર્શન કરવા જતી ત્યારે તે તેની પેટી ફેંદતો. પેટીમાં થોડાંક સારાં લુગડાં અને ત્રણ ચાર ફોટા નીકળ્યા. એણે દાગીના જોવાની આશા રાખી હતી પણ કંઇ નીકળ્યું નહિ. છેક તળેના લુગડાંનો એક ભાગ જરા ઉપસેલો માલમ પડયો અને તેને ઉકેલી જોતાં એક કાગળના પાકીટમાં દશ દશ રૂપિયાની ચાર નોટો અને એક વીંટી માલમ પડયાં. વીંટીનું નંગ પાણીદાર હતું પણ તે ખરૂં છે કે ખોટું તે તપાસ કરવા તે છાનો માનો બહાર લઇ ગયો. એનો ઓળખીતો એક ચોકશી હતો જેની એણે એક વખત આબરૂ બચાવી અપકીર્તિમાંથી ઉગાર્યો હતો. તેની કને બજારમાં કિંમત કરાવતાં વીંટી ત્રણથી ચાર હજારની માલમ પડી. ખુશ થતો કાશીનાથ ઘેર આવ્યો અને વીંટી પાછી તેને ઠેકાણે મૂકી દીધી. “એ રાંડ આપણીજ છે. હવે કયાં જવાની છે ? જશે તોયે ટૂંક કેમ કરીને લઇ જશે અને હવે આપણે કુંચી પણ દીઠી છે એટલે ખપ પડે વાત.” એમ વિચાર કરી મન વાળ્યું. તે વખતે ગંગાને કાશી આવે વરસ પણ પુરૂં થયું નહોતું અને કાશીનાથને ગંગા ઉપર એની જાનવરની પ્રકૃતિ પ્રમાણે થોડો ઘણો સ્નેહ પણ હતો.

હમણાં થોડા દિવસથી કાશીનાથના મનમાં એવી ધૂન ભરાઇ હતી કે આ સુરતી બાઇઓ જોડે ગંગા તેને દેશ નાસી જશે. આજે ગંગાની બેપરવાઇથી તેની વિશેષ ખાત્રી થઇ અને તેથી ગુસ્સો

દબાવી દઇ તેણે બહાનું કાઢી ગંગાને બહાર મોકલી હતી કે ટ્રંકમાંથી વીંટી ને નોટો કાઢી લેવાય. ગંગા ગઇ કે કાશીનાથે તરત કુંચી આણી ટ્રંક ઉઘાડી તો વીંટી ને રૂપિયા મળે નહિ. પોતાનું મન ધરપત રાખવા તેણે ઘણી વાર ટ્રંક ઉઘાડી હતી અને વીંટી ત્યાં ને ત્યાંજ જોઇ હતી. આજે વીંટી નહિ જોવાથી આખી ટ્રંક તળે ઉપર કરી પણ ન મળે વીંટી કે એક પણ નોટ. કાશીનાથે તો આ વીંટી પર મોટી આશા બાંધી હતી, અને તે ગયલી જોઇ તેને પોતાનું કાળજું પણ ખસી જતું લાગ્યું.

ગંગા નાસી જવાની એમ તેને ચોક્કસ લાગ્યું અને પેટી બંધ કરી આમતેમ આંટા મારવા માંડયા. પંદર વીસ દિવસ ઉપર તેણે ટ્રંક તપાસી હતી ત્યારે તો બધું બરાબર હતું. એને વિચાર કરતાં એમ લાગવા માંડયું કે નક્કી રાંડે વીંટી વેચી ને હવે આ સુરતી લોકો જોડે પોતાને દેશ જતી રહેશે. ધીમે ધીમે એ બાબતનો એને નિશ્ચય થઇ ગયો તેથી બારણાં ઠાલાં વાસી પોતાના ભાઇબંધ ચોકશીને ત્યાં પહોંચ્યો. ત્યાં જઇ ઝપાટાબંધ બકવા માંડયું " ભાઇ જુઓ પેલી વીંટી મેં તમને બતાવી હતી ને, તે આ દશ પંદર દિવસમાં વેચાઇ છે. નક્કી વેચાઇ છે ને અહીંજ વેચાઇ હોવી જોઇએ. તમે ગમે તેમ કરી તેની ભાળ મેળવો. મારી કમજાત રાંડે વેચી છે. જુઓ વીંટીનો પત્તો લાગશે તો તમારો ઉપકાર નહિ ભૂલું. તમને સો રૂપિયા આપીશ બસો રૂપિયા આપીશ પણ મારી વીંટી પાછી આણી આપો. જુઓ મેં તમારૂં કામ કર્યું છે આજે તમે મારૂં કરશો તો હું જાણીશ કે તમે મને જાણે વગર મૂલે વેચાતો લીધો. " પેલા ચોકશીએ જરા શાંત પાડી બધી વાત બરાબર સમજી લીધી. પછી વિચાર કરી કહ્યું:—

" જુઓ એવી વીંટીઓ કંઇ અહીંના બજારમાં ઘડી ઘડી આવતી નથી. તમે પંદર દિવસ થયાં ગયાનું કહો છો પણ મારા સાંભળવામાં કે જાણવામાં આવ્યું નથી કે એવી વીંટી વેચાઇ, માટે બીજી તપાસ કરો. "

"બીજી તપાસ શું ધૂળ કરે? નક્કી એ રાંડેજ વેચી. બીજું કરે શું? પંદર દિવસ પર તો મેં જોઇ હતી પછી આજે નથી માટે ક્યારે વેચી તે મને ખબર નથી."

"ચાલો ત્યારે કાલે તપાસ કરીશું. અત્યારે તો હવે બજાર બંધ થયું હશે."

"ના અત્યારે ને અત્યારે મારે એ વીંટીનો પત્તો લગાડવો છે."

ચોકશીને વીંટી વેચાયાની કંઇ ખાત્રી પડી નહિ પણ આનું મન શાંત પાડવા એ ત્રણ ઝવેરીઓને ત્યાં એને લઇને ફર્યો. બધે નાસી પાસી મળી. બધાએ ખાત્રીપૂર્વક કહ્યું કે એવી વીંટી બજારમાં આજ સુધી વેચાઇ નથી, નહિ તો એ વાત ઢાંકી ના રહે. કોઇએ કહ્યું તમારી વીંટી ચોરાઇ હોય તો પોલીસમાં ફરીઆદ આપો તો ઝટ ભાળ જયાંથી હશે ત્યાંથી મળશે. એ સલાહ કંઇ કાશીનાથને રૂચી નહિ. વીલે મોઢે તે રાત્રે મોડો ઘેર આવ્યો. તેનું ચિત્ત ઠેકાણે નહોતું. ગંગા દૂધ ઉકાળી તેની વાટ જોઇ બેસી રહી હતી. કંઇ પણ બોલ્યા વગર તેણે દૂધનો વાડકો કાશીનાથ આગળ મેલ્યો. કાશીનાથને પ્રથમ વિચાર તો દૂધનો વાડકો ઠોકરે ઉરાડી ગંગાને ખૂબ મેથીપાક જમાડવાનો થયો. પણ વળી બીજો વિચાર એ લુચ્ચા બ્રાહ્મણને આવ્યો કે એ ઉપાય તો છેલ્લો રાખવો. ક્યાં જવાની છે?

મહા મુશીબતે ગુસ્સો દબાવી દીધો અને જરા હસવાનો ઢોંગ કરી કહ્યું "કેમ બધું દૂધ મને કેમ આપ્યું? તારે નથી પીવું."

"ના, હું ક્યારે કોઈ દહાડોયે પીઉં છું જે? આજે તમે કંઇ મોટા ઉદ્વેગમાં લાગો છો. ક્યારના બારણાં ખુલ્લાં મૂકી ક્યાં ગયાતા?"

"હું જરા હમણાં બહુ ગુંચવાડામાં છું. મારે બે હજારનું દેવું થઇ ગયું છે ને આવતી કાલે તેને પૈસા ના આપું તો મારે ઝેર ખાવું પડશે."

"તમારે બ્રાહ્મણને વળી એટલું બધું દેવું શાથી થયું?" ભોળી ગંગાએ આ વાત ખરી માની. કાશીનાથના મોંઢા ઉપર ઉદ્વેગ

સ્પષ્ટ હતો અને પોતાને જૂઠું કહેવાનું કંઇ કારણ તેના કળ્યામાં આવ્યું નહિ. વીંટી સંબંધી કાશીનાથ કંઇ જાણે છે એ તેને ખબર નહોતી.

"મને વળી હમણાં વેપારનો લોભ લાગ્યો. હમણાં કંઇ જજમાન વૃત્તિ ઝાઝી નથી એટલે એક વેપારી જોડે ભાગ કર્યો તેમાં ખોટ ગઇ."

"તમને શી ખબર કે ખોટજ ગઇ છે. તમને ઠગ્યા હશે તો?"

"હું પણ એમજ ધારૂં છું. પણ મેં મારી દેખતી આંખે કૂવામાં ભૂસ્કો માર્યો એટલે હવે પૈસા ભર્યા વિના કંઇ છૂટકો."

"પણ કાલે ને કાલે કંઇ ઉતાવળ?"

"કાલે ના ભરૂં તો ઘર પર ટાંચ આવે."

"કોઇ સાહુકારને ત્યાંથી લાવીને ભરી દો."

"કોઇ સાહુકાર ધીરે તેમ નથી. સાહુકાર કને ઉપાડી વેપારમાં રોક્યા હતા તે સાહુકારજ ટાંચ લાવે છે."

"ત્યારે શું કરશો? ઘરમાંથી કાઢો."

"ઘરમાં તો ફૂટી બદામ પણ નથી."

"એમ તે હોય. તમારી કને આઠ દશ હજારનો જીવ કહેવાય છે. ને હું પણ કંઇ જાણું છું."

"હા હા પણ તે બધું ગુમાવ્યું. હું તો બે વરસથી આ ઉંધો વેપાર કહોળતો હતો. ઓ પ્રભુ હવે હું ખાઇશ શું, તને શું ખવાડીશ?"

"મારી ફીકર કરશો નહિ."

"કેમ તારી કને કંઇ ધન સંઘરેલું છે કે શું?"

"ના, મારી ગરીબ કને શું હોય?"

"હુંયે પણ કંઇ જાણું છું. તારૂં ખરૂં નામ ઠામ મને કોઇએ આપ્યું નથી પણ તું મોટા ઘરની છે એ તો મારી પેલા લોકની બોલ ચાલથી ખાત્રી થઇ છે."

"હું ગમે તેવા ઘરની હઇશ પણ હાલ તો મારી કને ઝેર

ખાવા કોડીયે નથી. "

"ના, ત્યારે પેલી તારી ટ્રંકમાં શું ભરેલું છે કે કોઇ દહાડો મને તેના ભણી નજર સરખી કરવા દેતી નથી અને કોઇના દેખતાં ઉઘાડતી પણ નથી."

"એમાં જે છે તે તમારે કામનું નથી."

"ના એમ પટાવ્યા કરની. હું ધારૂં છું કે માંહે દાગીના અને પૈસા છે તેથી તું કોઇને ધીરતી નથી."

"હું સોગનપૂર્વક કહું છું કે માંહે એક પૈસોયે નથી ને એક વાલની વીંટી સરખીયે નથી."

"હશે એવા સોગન ખાવાનું શું કામ છે. હું મરી જઇશ તોયે તું મને તારી કને લાખ રૂપિયા હશે તોયે કોડી આપવાની છે ?"

"તમને ભરોસો નથી પડતો. ચાલો હું તમને પેટી બતાવું પણ એટલી શરતે કે માંહે ફોટા છે તે નહિ જોવાના."

"હા કબૂલ."

કાશીનાથે પચાસ વાર ફોટા જોયા હતા અને તેમાં કંઇ એને ખાસ ઉપયોગીતા નહિ માલમ પડેલી. ઓળખ્યા વિનાના ફોટા જોયાથી શો લાભ કે હાનિ ! ગંગાને એમ હતું કે ટ્રંકમાંથી કાગળો ખાનગી હતા તે બાળી મૂક્યા હતા. વીંટી માંહે હવે હતી નહિ. એટલે હવે એ નિશ્ચિંત થઇ હતી.

અગાસીમાંથી કૂંચી લાવી કાશીનાથ દેખતાં એણે ટ્રંક ઉઘાડી તો આજે બધી ચીજો વિખરાઇ ગયલી માલમ પડી. પહેલાં તો કાશીનાથ પેટી ઉઘાડી પાછું બધું બરાબર ગોઠવતો. આજે આખી પેટી તેણે ફેંદી નાંખી હતી અને બરાબર ગોઠવવાની કાળજી રાખી નહોતી.

આજે પેટી ફેંદાઇ છે તે ગંગા સમજી પણ હવે તેને ધ્રાસકો પડ્યો નહિ. પેટીમાં લઇ જવા જેવી કોઇ ચીજ હતી નહિ. પોતાના મનનો ભાવ છૂપાવતાં તેણે કહ્યું "લ્યો જુઓ છે પેટીમાં કંઇ ?" એમ કહી બધી વસ્તુઓ એક પછી એક બહાર કાઢીને ફોટા એક

એક લુગડામાં વીંટી દીધા.

કાશીનાથનો મીજાજ હવે કબજે રહ્યો નહિ. તેણે ગુસ્સામાં કહ્યું "રાંડ ઢોંગ શેની કરે છે ? ક્યાં છે પેલી હીરાની વીંટી ને ચાલીશ રૂપિયા ?"

ગંગા સમજી કે એની પેટી ફેંદનાર કોણ હતું. કાશીનાથ લુચ્ચો હતો તે એ સારી પેઠે જાણતી હતી અને પોતાની કુંચી શોધી કાઢી કાશીનાથે બધી ઝડતી પહેલાં લીધી હશે એમ સ્પષ્ટ થયું. તોયે જરા હિંમત રાખી બોલી.

"કઇ વીંટી ને કીયા રૂપિયા ?"

"આ તારી વાદળી સાડીના પડમાં પાકીટમાં હતી તે" એમ કહી વાદળી સાડી કાશીનાથે ખંખેરી માંહેથી ખાલી પાકીટ ગંગાને બતાવ્યું.

"ત્યારે તમે ચોરની માફક મારી ચીજો તપાસતા હતા કેમ ?"

કાશીનાથે એક જોરથી ધક્કો લગાવી દીધો.

"રાંડ તારા ધણીને ચોર કહે છે. મારા ઘરમાં હું માલીક નહિ ? તારા જેવી રઝળતી રાંડને ઘરમાં રાખીએ તો તપાસ તો રાખવી પડે ને ? હું ચોર હોત તો તારી વીંટી ચોરી ના લીધી હોત ?"

"એમાં તમને શું મળત ? વીંટી ખોટી હતી."

"ખોટી ! રાંડ જૂઠું બોલે છે ? મેં ઝવેરીઓને બતાવી હતી. રૂપિયા ચાર હજારનો હીરો હતો. રાંડ આ કાશીનાથને કાચો ના સમજીશ."

"હશે જે હશે તે તમારે તેની શું પંચાત."

"મારે શી પંચાત ? લાવ રાંડ એ વીંટી નહિ તો બેવડ વાળી દઇશ."

"હું ઇશ્વર સોગને કહું છું કે મારી કને વીંટી હવે નથી."

"તો ગઇ ક્યાં ? બતાવ રાંડ, નહિ તો આજે તું જીવતી રહેવાની નથી."

હવે સીધી રીતે નહિ માને જાણી કાશીનાથ આવી વઢવાડોમાં વપરાતી એની કાળી ખમચી લઇ આવ્યો. ચામડાની પાતળી પટીઓની કાળી લાકડીને કડકે બાંધેલી આ ચાબુક કાશીનાથના ઘરમાં ઘણો કેર વર્તાવતી અને બધા એને કાળી ખમચી કહેતા. કાશીનાથનાં સ્રીપુત્રાદિક વિગેરે સર્વેએ આ કાળી ખમચી દેવીનો પ્રસાદ ચાખ્યો હતો. અને ગંગાને પણ પાંચ પચીશ વાર એના સપાટા લાગ્યા હતા.

" કેમ બતાવે છે કે નહિ? નહિ તો જોઇ છે આ કાળી ખમચી?"

" હું તમારે પગે પડી કહું છું કે મારી કને નથી. "

" રાંડ એમ નહિ માને. " એમ કહી બે ત્રણ સપાટા ગંગાના સુકોમળ બરડાપર લગાવી દીધા.

" ઓ બાપ રે મરી ગઇ. " એમ ધીમી બૂમ પાડી ગંગા ભોંયપર ઢળી પડી.

" બોલ રાંડ ક્યાં છે ? " બીજા બે ચાર સપાટા.

" ગંગા રડતી રડતી બોલી. " નથી મારી કને. "

" બતાવ તારા કીયા માંટીને આપી છે ? "

" મેં વેચી નાંખી છે. "

" પૈસા લાવ લારે ? "

" પૈસા ધર્માદા કરી દીધા. મને શું કામ મારો છો મારી કને નથી તે હું ક્યાંથી આપીશ. "

" ક્યારે વેચીતી ? "

" ત્રણ મહિના ઉપર. "

બે સપાટા. " રાંડ જૂઠી ! પંદર વીશ દહાડા પર તો મેં દીઠી તી. "

" ત્યારે પંદર દહાડા પર વેચી હશે. પણ મારી કને હવે નથી."

" ક્યાં વેચી તી ? "

" અહીં બજારમાં. "

" કોને ત્યાં ?"

" મને ખબર નથી."

" બીજા બે ચાર પાંચ સપાટા. " રાંડ હડહડતી જૂઠી છે. આજે બજારમાં બધે તપાસ કરાવી. વીંટી અહીં વેચાઇજ નથી."

" ત્યારે બહાર ગામ વેચાઇ હશે."

" પણ તેં આપી તી કોને ?"

" તમારા ઓળખીતા ચોકશી વ્રજલાલને."

" રાંડ જૂઠી." બીજા બે ચાર સપાટા. " તેની કને તો હું હમણાંજ જઇ આવું છું."

" ગંગા બેશુદ્ધ થઇ ગઇ. કંઇ પણ ચેતના ના દીઠી એટલે કાશીનાથને બીક લાગી કે રખેને રાંડ મરી તો નહિ ગઇ હોય, તેથી હાથ છાતી વિગેરે તપાસ્યાં તો જીવે છે એમ ખાત્રી થઇ. જરા આમ શાંતિનો વખત મળતાં કાશીનાથને વિચાર આવ્યો કે " નક્કી રાંડે એ ચોકશીનેજ આપી હશે. બીજો કોણ એનો બાપ અહીં એને ઓળખે છે ? એ વીંટીની વાત જાણતો પણ હતો, અને મને કેવો છેતરતો હતો કે વેચાઇજ નથી. એને મારી જોડે તપાસ કરવા આવવુંતુંજ કયાં ? એ તો ત્યારે એજ ફૂટેલો. પણ બધા ઝવેરીઓ ત્યારે કેમ જૂઠું બોલે ? અરે જવાદોની એ તો બધા એકના એકજ. એ તો વેધ ગાંધીનું સહીયારૂં. ચાલ ત્યારે એ સાલાની વલે કરૂં ? પણ નહિ માને તો ? નહિ માને તો પોલીસમાં પકડાવી દઇશ."

આમ મનમાં ને મનમાં ભાંજગડ કરી ગંગાને બેભાન પડતી મૂકી કાશીનાથ લુગડાં પહેરી પેલા ચોકશીના ઘર તરફ વળ્યો.



# પ્રકરણ ૩ જું.

## વ્રજલાલની કમબખ્તી.

કાશીનાથ ચોકશીને ત્યાં પ્હોંચ્યો ત્યારે રાતના બાર વાગી ગયા હતા. ઘણી બુમો પાડી બારણું ઠોક્યું ત્યારે કાશીનાથનો ઘરમાં પ્રવેશ થયો. ઘરમાં પેસતાંજ ચોકશીને જોતાંજ કાશીનાથ તડુકી ઉઠયો.

" કેમ વ્રીજલાલ! તમે પણ એવાજ નીકળ્યા! મારી સાથે પણ દગો. અરે રામ! રામ! પૃથ્વી રસાતાળ જવા બેઠી છે. મારો બ્રાહ્મણનો પૈસો તમને નહિ પચે. તમને જરા વિચારે ના આવ્યો, જરા મારો કરેલો ગુણ પણ યાદ ના આવ્યો ? તે વખતે મેં તમારી આબરૂ કેવી કટોકટીના પ્રસંગે બચાવી હતી ? અરે હરિ! હરિ! આ શો ગજબ! મારૂં તો સત્યાનાશ વળી ગયું અને તે પણ તમારે જ હાથે. ભલા આદમી જરા વિચાર તો કરવો હતો કે આ ગરીબ બ્રાહ્મણ છે, આપણો સ્નેહી છે. ઉપકાર ભુલી ગયા તે તો જાણે સમજ્યા કે ગરજ સરી કે વૈદ વેરી પણ જરા પાપ પુણ્યનો તો વિચાર કરવો તો."

ચોકશી વ્રજલાલ તો આભોજ બની ગયો.

" પણ આ બધું આ મોડી રાતે છે શું ? મેં તમને શો દગો દીધો ? આમ હાંફલા ફાંફલા અત્યારે પાછા કયાંથી આવ્યા ? તમને કોઇએ ચઢાવીને મોકલ્યા છે કે તમને કંઇ ભુત બુત ભરાયું છે."

" અરે મને તો કશુંયે ભૂત નથી ભરાયું. ને હું વળી ચઢાવ્યો ચઢું. સો ગળણે ગાળીને પાણી પીઉં એવો છું. એ ન દીઠા બીજા એ તો હું કાશીનાથ! પાકી ખાત્રી કરી છે પછી જ તમને પુછવા આવ્યો છું ? "

" પણ જે પુછવું હોય તે પુછો સીધી રીતે. આ બધી ગાળોનો વરસાદ શા માટે ? મેં તમારૂં શું બગાડયું છે ? "

"કેમ શું બગાડયું છે? હવે સતા થાઓ સતા. તમે મારી વીંટી નથી વેચી?"

"મ્હેં! તમારી વીંટી! એ શું બોલો છો કે બકો છો? કંઈ ભાંગ બાંગ તો નથી પીધી?"

"અરે ભાંગ શેની? સીધો જવાબ દો નહિ તો પછી આ કાશીનાથ સાથે કામ છે સમજ્યા? એ રેંગી પેંગી ના દીઠા. હું તો જાહેર કરીશ પોલીશમાં જાણો છો પોલીશમાં પછી તમે મને દોષ દેશો માટે આગળથી પુછવા આવ્યો છું. મારી વીંટી લાવો અગર તેનો પત્તો બતાવો."

"તમારી ડાગલી ખસી ગઇ લાગે છે. વીંટી ના જડી એટલે મગજમાં ધુન ભરાઇ ગઇ નહિ તો આમ મોડી રાતે મારે ત્યાં વઢવા ના આવો."

"આમ ઉડાવ્યા કયાં સુધી કરશો? હું ચોખ્ખું કહું છું કે જ્યાં સુધી વીંટી નહિ મળે ત્યાં સુધી હું અહીંથી ખસવાનો નથી. તમારે બારણે લાંધીશ."

"પણ મારી કને તમારી વીંટી શેની? હું ક્યાંથી લાવું? તમે મને એકવાર બે એક વરસ પર બતાવી હતી પછી તમારી વીંટી જોઇ છેજ કોણે?"

"કેમ એમ છેકજ નામુકર જાઓ છો. તમે જોઇ છે લીધી છે અને વેચી પણ છે."

"પણ તેનો કંઇ પુરાવો? અમથા ભરમાઇને નકામી શીદ માથાઝીક કરો છો? તમને કહ્યું કોણે!"

"અરે કહે કોણુ? મૂળ માણસ મૂળ! જેણે તમને વીંટી આપી તેજ."

"કહો તો ખરા એવું હડહડતું જૂઠું બોલવાની કોણ હિંમત કરે છે."

"કોણ તે ગંગા! સમજ્યા! મારી બંગા જેણે મને એને

પાળવાના બદલામાં વીંટી આપી છે તે."

"મેં તો ગંગાને ૭ મહિનાથી જોઇ પણ નથી. તે દહાડે તમારે ઘેર પેલા જજમાનના દાગીના વેચવાના હતા ને આવ્યો તો ત્યાર પછી ગંગાને દીઠી છેજ કોણે?"

"એમ સફાઇ કરવી મૂકી દો. ચાલો મોઢામોઢ કરાવું. હમણાંજ મને ગંગાએ કહ્યું ને કે વીંટી તમે વેચાવી આપી."

"બીલકુલ જુઠી વાત. એમાં હું કંઇજ જાણતો નથી."

"પણ ચાલો ત્યારે મારે ઘેર અને રૂબરૂમાં ખુલાસો કરો."

"હું તો અત્યારે કંઇ નથી આવતો. સવારે ગંગાને તેડીને આવજો. એ ભલી બાઇ મારાપર એવું ખોટું આળ મૂકેજ નહિ."

"પણ મૂકયું છે તેનું શું? ચાલો અત્યારે ને અત્યારે, તમારે કાનો કાન સંભળાવું."

"હું તો કંઇ તમારી આવી ઘેલછાને લીધે મધરાત પછી એટલે આઘે આવતો નથી. તમારે ને ગંગાને ગરજ હોય તો અહીં આવો."

"ગંગા અહીં આવી શકે તેમ નથી."

"કેમ? શું થયું છે?"

"એ તો પડી છે બેહોશ. એ તો જરા પુષ્પાંજલિ મળી ત્યારેજ માન્યું ને! મારી કાળી ખમચીની પ્રસાદી વિના, સાચી વાત પકડાતજ નહિ ને."

"શું તમે એ બિચારીને મારી છે. કાશીનાથ! તું બ્રાહ્મણ નથી બ્રહ્મરાક્ષસ છે કે આવી બિચારી ગાય જેવી પર આટલો જૂલમ કરે છે, એનો ભગવાનને ઘેર જવાબ દેવો પડશે."

"હવે દીધો દીધો જવાબ! આ વીંટીનોજ જવાબ તમે દોની એટલે બસ."

"ગંગા ખોટું બોલે એવી નથી પણ તમે ખૂબ મારી હશે એટલે મારની ધાકે ગમે તેમ કહ્યું હશે."

"હા! હવે એમ માંડી વાળોને. પણ હું કાશીનાથ તમારા કપટથી છેતરાઉં એવો નથી. ચાલો અત્યારે ને અત્યારે મારી જોડે, ને કરાવો ખાતરી. તમારે મારી વીંટી પચાવી પાડવી છે ને બાઇને નસાડવી છે."

"મારે તો કંઇ નસાડવી નથી. તમે તો વ્હેમીનું ઝાડ છો. એક ભૂત મગજમાં ભરાયું તે નીકળેજ નહિને. તમારા જેવા માણસોને તો ગાંડાની હૉસ્પીતાલમાંજ મોકલી દેવા જોઇએ. બિચારી રાંક પર કેટલો કેર વર્તાવો છો. તમે જેવા લુચ્ચા ને શઠ તેવા બધાને ધારતા હશો કેમ? જેની જેવી દૃષ્ટિ તેવુંજ તેને દેખાય. તમે ઠગ માટે બધાંને ઠગજ દેખો."

"હવે બહુ લાબરી જવા દો નહિ તો કંઇનું કંઇ સાંભળશો. મારી જીભને લગામ નથી. ચોકશી બધા ચોર. શું સાહુકારીથી આ બધો પૈસો પેદા કર્યો છે? અમે તો સારા કે જે કરીએ તે ઉઘાડું કરીએ. તમને ઉજળા ઠગને ના પ્હોંચાય. એને છેતરીને વીંટી તમે જ વેચાવી છે અને માંહેથી હજાર પંદરસે તમારે ખાઇ જવા હશે. મારી ચાર હજારની વીંટી છે ચાર હજારની. એમ પારકા પૈસા હજમ નહિ કરી જવાય."

વ્રજલાલને લાગ્યું કે આ ગાંડા જોડે જીભાજોડી કરવામાં માલ નથી. ગંગાબાઈ કેવી ડાહીને ભલી સ્ત્રી હતી તે એ જાણતો હતો. ભાગ્યવશાત્ આ રાક્ષસના પંજામાં પડી હતી પણ કોઇ ખાનદાની દુઃખીયારી બાઇ હતી અને એને માટે વ્રજલાલને બહુ ઉંચો અભિપ્રાય હતો. ગયા વગર નહિ ચાલે એમ લાગ્યું અને જવાથી બધો ખરો ખુલાસો ઝટ થઇ જશે એ સંભવિત હતું. કાશીનાથ ખરૂં કહે છે કે ખોટું તેની વ્રજલાલને કંઇ ખાતરી થતી નહોતી. કદાચ બાઇએ વીંટી ખોઇ નાંખી હોય અને આ દુષ્ટના ત્રાસમાંથી ઉગરવા એનું ખોટું નામ દીધું હોય તો? તો તો ત્યાં જઇ રૂબરૂમાં પારખું કરવાથી બાઇ વધારે જૂલમનો ભોગ થઇ પડે. હશે હવે જોઇ લેવાશે, ત્યાં

ગયા પછી કાશીનાથને શાંત પાડી એના મગજમાંનું ભૂત કંઇ યુક્તિથી કઢાશે એવો મન સાથે નિર્ણય કરી વ્રજલાલે કહ્યું:—

" ચાલો ત્યારે તમે જક નહિજ મૂકો તો મારે આવ્યા વિના છૂટકો છે ? "

કાશીનાથના મગજનું ભૂત તો ખસવાને બદલે વધારે સજડ ઘર ઘાલતું હતું. ઓછી બુદ્ધિના વ્હેમી માણસોની પ્રકૃતિજ એવી હોય છે કે જે જક પકડી તે પકડી. પછી તો ખેંચ પકડ મુજે જોર આતા હે તેવી. વધારે વિચાર કરવાની તસ્દી લે અગર ડાહ્યા માણસની શીખામણ માને ત્યારેની. એ તો મગજમાં ધૂન પેઠી તે નીકળવી મુશ્કેલ. જેમ જેમ વ્રજલાલે નરમાશ પકડી તેમ તેમ એને લાગ્યું કે કેવો ચોર છે અને કેવો છેતરવા મથે છે, એનેયે હું સીધો કરૂં ત્યારે ખરો. વા સાથે વઢે એવો કાશીનાથનો સ્વભાવ હતો તેમાં આવું મોટું કારણ મળ્યું એટલે તો પછી પૂછવુંજ શું ? ચોકશીએ હા પાડી એટલે મલકાતો બોલ્યો " તે નહિ આવો તો જશો કયાં ? પોલીશમાં ના સોંપું ? હવેજ બધું પકડાશે તો. "

વ્રજલાલે કંઇ બોલ્યા વગર કપડાં પહેર્યાં અને બન્ને ઘરમાંથી નીકળ્યા. કાશીનાથનું ઘર દૂર હતું અને જ્યારે ત્યાં પ્હોંચ્યા ત્યારે રાતના બે થઇ ગયા હતા.

ઘેર આવી જુએ છે તો બારણું ઉઘાડું ને શેરીમાંનું કૂતરૂં ઘરમાં ભરાઇ બેઠેલું. બારણું કોણે ઉઘાડયું હશે તેનો વિચાર કરતો કાશીનાથ ઉપર ચઢયો. પાછળ વ્રજલાલ પણ ચઢયો. જઇને જુવે છે તો ઘરમાં ગંગા ના મળે. કાશીનાથે આમતેમ બધે જોયું. બૂમો પાડી, ઉપર અગાસીમાં જોઇ આવ્યો પણ ગંગા ઘરમાં નહોતી. બહાર થોડે સુધી કાશીનાથ ગાભરો ગાભરો જોઇ આવ્યો પણ ગંગા ક્યાંય દીઠામાં આવી નહિ. છેવટે નિરાશ થઇ બધો ઉભરો વ્રજલાલ પર ખાલી કર્યો.

" હરામખોર ! તેંજ મારી ગંગાને નસાડી છે. જો એટલામાં

તો વીંટીના પૈસા લઇ પોલ થઇ ગઇ. બેભાન થવાનો કેવો ઢોંગ કર્યો હતો. હું યે કેવો મૂર્ખો કે ભોળવાઇ ગયો. રાંડને તો દશ વીશ બીજા સપાટા જોઇતા હતા. વ્રજલાલ તુંજ આ બધા કારસ્થાનનું મૂળ છે. બસ મારી ગંગા લાવ. મારી વીંટી લાવ. બસ તુંજ લાવ. તું બધું જાણે છે. તારાં મૂળીઆં ઉંડાં છે. નહિ આણી આપે તો તારો રોટો પીશીને તારૂં લોહી પીશ. મારી ગંગા જોડે આવતો ત્યારે મીઠી મીઠી વાતો કેવી કરતો. તેંજ ભોળવીને નસાડી છે. બસ લાવ તુંજ લાવ, મારી વીંટી લાવ. મારી ગંગા લાવ. તારે બારણે મરીશ તને બ્રહ્મહત્યા આપીશ. મારી ગંગા લાવ, મારી વીંટી લાવ. ”

વ્રજલાલ ચેતી ગયો કે હવે વાત વધી પડવાની ને આ મૂર્ખો ખચીત ગાંડો થઇ જવાનો. ગંગા નાસી જાય એ તો એને સંભવિત લાગ્યું નહિ. નાસીનેયે ક્યાં જવાની હતી. પણ આ ગાંડાને સમજાવવો કેમ ? પછી કંઇક ટાઢો પાડવા કહ્યું:—

“ પણ જરા જુઓ તો ખરા. આડોશી પાડોશીને પુછો. તમે મારી એટલે લોક જાગ્યા હશે પછી ફરી મારની બીકથી કોઇના ઘરમાં જઇને સુતી હશે. ”

“ હા ! હા ! ખરી વાત. આ સોમનાથના ઘરમાં બે સુરતની રાંડેલીઓ આવી છે. તેમની જોડે રાંડ ખૂબ હળી ગઇ છે. હં ! હં ! એ તો એજ. વખતે એ લોકોજ એને નસાડવાના હોય.

“ સોમનાથ ! ઓ સોમનાથ ! અલ્યા સોમનાથ ! કેમ કોઇ બોલતું નથી ? ”

“ સોમનાથ બારીએ આવ્યો ને પુછયું:—“ છે શું ? કંઇ ગંગાને મારી બારી તો નથી નાંખી ? કેમ આમ બુમો પાડો છો ? પહેલાં ગંગાની ચીસો સંભળાતી હતી હમણાં ક્યારનું ટાઢું ટપ થઇ ગયું છે. ”

“ અરે મેં તો કંઇ મારી નથી નાખી. તારા ઘરમાં ભરાઇ બેઠી છે તે બહાર કાઢ. નહિ તો સરકારમાં જવાબ આપવો પડશે. ”

" ભાઇ મારા ઘરમાં તો કંઇ નથી અમથો શીદ વ્હેમાય છે. "

" અરે તારા ઘરમાંજ છે. તારા ઘરમાં પેલી બે રંડાઓ આવી છે તેમણેજ એને સંતાડી છે. "

" અલ્યા કાશીનાથ ! મોઢું સંભાળીને બોલ. આબરૂદાર બૈરાંને ગાળ દેતાં લજવાતો નથી. બધા ગામને ડરાવીશ પણ હું કંઇ એમ તારા તાપથી બ્હી જાઉં એવો નથી. "

વઢવાડ વધતી જોઇ વ્રજલાલ વચ્ચે બોલી ઉઠયો.

" સોમનાથભાઇ જરા બારણું તો ઉઘાડો. આ ગંગા એમના ઘરમાં નથી. હમણાં મારે ઘેર માર મારીને આવ્યા તા ને પાછા આવ્યા ત્યારે બારણાં ખુલ્લાં છે ને ગંગા ઘરમાં નથી. "

" તે મારા ઘરમાંયે નથી. બિચારીએ આ રાક્ષસથી કંટાળી કૂવો તળાવ કર્યો હશે કે અંગાજીને શરણે ગઇ હશે. આ રાક્ષસનો જૂલમ ઓછો હતો, આઠે દહાડે ને શુકરવારે બસ માર માર. વાંક હોય કે ના હોય પણ રાજવંશી ભાઇને જરા વાંકુ પડયું કે લે ચાબુક. બિચારીનો તે કંઇ અવતાર હતો. આવું દુઃખ તો ઘરની બાયડી હોય તે પણ ના સહન કરે. "

સોમનાથે બારણું ઉઘાડયું. વિમળા, નંદન બધાં જાગી ઉઠયા. ફળીયામાં પણ હો હા થઇ ગઇ ને ઘેર ઘેર બધા જાગ્યા. બધાને ગળે વાત ઉતરી કે બાઇએ જરૂર આપઘાત કર્યો હશે. આના પંજામાંથી ઉગરવા એજ ઉપાય બાઇએ લીધો હશે, એમ સોએ કહેવા માંડયું. કાશીનાથ પણ લોકના સામટા હુમલાથી દબાઇ ગયો ને સ્હેજ બ્હીલાયો પણ ખરો. કોઇને શું કરવું તે સુઝયું નહિ. છેવટે વ્રજલાલે કહ્યું ચાલો પોલીશમાં ખબર કરીએ. વ્રજલાલ કાશીનાથ ને સોમનાથ ત્રણ પોલીશમાં ખબર કરવા ગયા. કોઇ પાછળ શું થાય છે તે જોવા ગયા. ઘણા ખરા લોકો પોતાના ઘરમાં જતા રહ્યા ને કાશીનાથનો જૂલમ અને બાઇની ભલાઇ બધાની વાતનો વિષય થઇ પડયો.

નંદને કહ્યું " ભાભી જરૂર એણે આપઘાત કર્યો. વીંટી આ-

મતી વખતે એ કેવી કરગરી હતી ને કેવું કેવું બોલતી હતી. જાણે મરવાનીજ તૈયારી કરતી હોય એમ મને લાગ્યુંતું. ”

વિમળાએ કહ્યું, “ ખરી વાત બેન. બિચ્ચારી બહુ દુઃખી હતી. મને એની ગરીબાઇ દેખી બહુજ દયા આવતી હતી. એવી નરમ દીન બની ગઇ હતી કે જાણે એના પર દુઃખનો ડુંગરજ વરસ્યો હોય. ને આ લોકોની વાત પરથી લાગે છે પણ એવુંજ. બિચારી આ ઘાતકીના પાશમાંથી છુટી. મને તો એ રોજ સાંભર્યા કરશે. ”

આમ વાતો કરતી બેઉ સુતી, ઉંઘ તો આવી નહિ. પણ બન્ને જણીઓ થોડીવાર પછી બોલ્યા વિના પોતપોતાના વિચારમાં શાંત પડી રહી.

---

## પ્રકરણ ૪ થું.

---

### ગંગાજીના શરણે.

કાશીનાથના મારથી બેહોશ થઇ ગયલી ગંગાને પાએક કલાકે ધવા વળી. તે કંઇ ખરેખર બેભાન થઇ નહોતી પણ અતિશય મારથી તેના જ્ઞાનતંતુઓ બ્હેર મારી ગયા હતા અને તેની ઇંદ્રિયો કામ કરવા અશક્ત થઇ ગઇ હતી. કાશીનાથ ઘરમાંથી ગયો તે એને પડયા પડયા ખબર તો પડી પણ કંઇ બોલવાની તે વેળા એનામાં શક્તિ નહોતી, અને શક્તિ હોત તો પણ વૃત્તિ નહોતી. અત્યારે એ ક્યાં જાય છે તે કંઇ ગંગાના કળ્યામાં આવ્યું નહિ. માર ખાવાના પ્રસંગ તો બિચારી ગંગાના નશીબમાં ઘણીવાર આવતા પણ આ બ્રહ્મ રાક્ષસ પોતાનું પરાક્રમ પુરૂં દાખવ્યા પછી હમેશ તો પોતાની પથારીમાં જઇ પડતો ને મોઢું ચઢાવી પોતાની ઉંચી વિવેકબુધ્ધિને સ્ત્રી જાતિની મૂર્ખતા વિષે બડબડ કરતો. કોમળ અબળા પ્રત્યે આવું ક્રૂર પુરૂષાર્થ પ્રગટ કર્યા પછી બહાર જવાનો પ્રસંગ તો આ પહેલોજ હતો. ગંગાને બીક પેઠી કે રખેને સામે ઘેર જઇ ધમાલ મચાવી મૂકે અને

વીંટી બાબત વિમળા તથા નંદનને ત્રાસ આપે, પણ વીંટી એ લોકોને આપી હશે એવો વ્હેમ કાશીનાથને આવ્યો નહોતો. કોઇને વિના કારણ કંઇ આપવાની કે ધીરવાની પોતાની વૃત્તિ નહોતી એટલે સામાએ તેમ કર્યું હશે એવો વિચારજ એને કેમ આવે ? દરેક માણસ પોતાની બુધ્ધિ અને મનોવૃત્તિ પ્રમાણેજ સામાનાં કાર્યની કલ્પના કરે છે, અને જે કામ પોતાને માટે અશક્ય તે બીજું કોઈ કરે એવું કાશીનાથના હૃદયમાં વસવુંજ કઠણ.

કાશીનાથનાં પગલાં જ્યારે મહોલ્લાની બહાર ગયાં ત્યારે ગંગાને નિવૃત્તિ વળી પણ ઉઠવાની શક્તિ નહોતી. થોડીવાર એમને એમ પડી રહી, અને મનમાં ને મનમાં વિચાર કરવા લાગી.

“ અરે રામ ! મારી આ તે શી દશા ! બળ્યું આ જીવતર ! હું કોણ અને કોની, તેની આજે આ શી વલે ? પણ આ બધું શેનું પરિણામ. મારીજ ભૂલ તો. એક માઠી પળે મેં મારા મન પરનો સંયમ મૂકી દીધો તેનું આ ફળ. પણ ઓ પ્રભુ ! મનેજ આટલી બધી શા માટે શિક્ષા ! શું દુનિયામાં બીજી સ્ત્રીઓ ભૂલ નથી કરતી ? પણ તેના મનની સ્થિતિની મને શી ખબર ? કરતી હશે અને ભોગવતી પણ હશે ! તેમાં મારે શું ? પણ ભણેલાંની લાગણીઓ કોમળ ને દિલનું દર્દ વધારે. હું આ ભોગવું છું તેવું દુઃખ તો પ્રભુ દુશ્મનને પણ ના આપે. પણ મારાંયે કૃત્ય કંઇ ઓછાં કમકમાટ ઉપજાવે તેવાં છે ? મેં શું બાકી રાખ્યું છે ? પાપને માર્ગે પડી પછી કંઇ લપસતાં વાર લાગે છે. એકમાંથી બીજી બીજીમાંથી ત્રીજી એમ ભૂલ તો થાય છે, અને છેવટે પાપનો ઘડો ફૂટે છે. પણ આટલું આટલું દુઃખ છતાં આટલી સખત તપશ્ચર્યા છતાં આ જીવ હજી કેમ જતો નથી ? મારે તે કેટલું હજુ ભોગવવું બાકી હશે ! હવે આતો સહન થતું નથી. આ ક્રૂર રાક્ષસ મારે છે પણ મારી નથી નાંખતો. એની હુંડી તરીકે, એની પાપવાસનાના પોષણ માટે એને મારી ગરજ છે, એટલે એ મને મારી તો નહિ નાંખવાનો. પણ મારાથી આ કેર

સહન નથી થતો. હું હવે શું કરૂં ?"

વળી વિચાર આવ્યો કે એ દુષ્ટ પાછો આવશે તો! એ કલ્પના થતાંજ પેટમાં ફાળ પડી. કાળી ખમચીના સોળ હજુ ચમચમતા હતા. પાછી વિચાળમાળા શરૂ થઇ. "હવે એ રાક્ષસને દયા નહિ આવે. મારી એ કેવી બારીક તપાસ રાખતો હતો? કોણ જાણે ક્યારે મારી વીંટી ખાંખાંખોળાં કરી જોઇ કાઢી હશે? પણ સારૂં થયું કે એ લોભીને વીંટી લઇ લેવાની મતિ ના સુઝી. મારાપર કોઇ કોઇ વાર જરા જરા માયા બતાવતો હતો તે વખતે એ વીંટીની લાલચે તો નહિ હોય! કોણ જાણે તેમ પણ હોય. દુષ્ટ મારી ચોકી એ કેવી સખ્ત કરતો? કોઇને ઘેર જવા ના દે, કંઇ ફરવા ના દે, ગરજ વિના ઘરમાંથી ખસવા પણ ના દે. મારે પાપનું પ્રાયશ્ચિત્ત કરવું હતું. એટલે મને કંઇ જવા આવવાની વૃત્તિ પણ નહોતી. સુખ ભોગ મને ગમતાજ નહોતા. દુઃખ અને મોતજ હું માંગતી હતી. પણ અરે પ્રભુ! આ વીંટી ગયા પછી તો હવે એ મારો જરાએ કેડો નહિ મૂકે. એ તો કહેશે બસ વીંટી લાવ, તે હું ક્યાંથી લાવવાની હતી. જે અર્થે મેં એ વીંટી સંઘરી રાખી હતી તે પરિપૂર્ણ થયો. હવે આ રાક્ષસને માટે હું પાછી લેવા તે જાઉં? આ જીવ જાય તો છો જતો પણ એ વાત તો નહિજ બને. પણ હવે મારે જીવીને પ્રયોજન પણ શું? આ દુષ્ટને હાથે રીબાઇ રીબાઇને મરવું તેના કરતાં એકેવારે દેહનો અંતજ આણું તો? આ દેહ ને રાખીને મારે શું કામ છે? આ દેહ પાપનું ને રોગનું ઘર છે. એણે સુખ પણ જોયું છે અને દુઃખ પણ દીઠું છે. આ શરીર પર મને હવે મમતા નથી. હવે દેહ ત્યાગ કરવામાં કંઇ હરકત નથી. પણ આપઘાતનું પાપ બેસે તેનું કેમ? બેસેતો છો બેસતું પણ આ પિશાચના પાશમાંથી તો છૂટીશ. પ્રભુ! હવે એટલું પાપ માફ કરજે. મારાથી આ દુઃખ સહન નથી થતું. આપઘાતના પાપ કરતાં યે પરાણે પણ આ પાપીની વાસના પોષવા પાપ કરવું પડે છે તે મોટું નહિ? આટલું દુઃખ

ભોગવ્યું, ધડાઇ અને મારૂં મન પવિત્ર થયું પણ આ દેહ તો હજી અપવિત્રજ છે ને ? એ દેહને ગંગા માતાને શરણે સોંપી નવો દેહ મેળવવામાં શું પાપ ? નવો દેહ કોણ જાણે કેવોય મળશે. કર્મ પ્રમાણે જે થવાનું હશે તે થશે પણ મારૂં મન સાક્ષી પુરે છે કે મારી તપશ્ચર્યા પુરી થઇ છે, અને પ્રાયશ્ચિતનો અંત આવ્યો છે. હવે આ વટલાયલા દેહનો મારે શો ખપ ? મારૂં મન વિશુદ્ધ થયું છે, તો ભગવાન મને હવે સારા કુલેજ જન્મ આપશે. બસ ત્યારે હવે એ તો એજ. સાહસ વિના દુઃખમાંથી છૂટાવાનું નથી. અહીંતો મારાથી હવે નહિ રહેવાય. અહીંથી નાસીને પણ ક્યાં જવું ? જ્યાં જઇશ ત્યાં દુઃખી થઇશ. મારી કને દ્રવ્ય નથી, મને કંઇ ઉદ્યોગ આવડતો નથી, આ કાયાને વિશેષ અપવિત્ર થવા દેવી નથી, એટલે હવે પરલોક સિવાય બીજો આરો નથી. મારા સ્વામી ! મને ક્ષમા કરજો. અરે પણ તમારા આત્મા કનેયે મને ક્ષમા માગવાનો અધિકાર નથી. હું અભાગણી, ગોઝારી, હત્યારી હવે તો છૂટું એજ બરાબર છે."

આવો વિચાર કરી નબળી હતી છતાં નિશ્ચયથી જાણે નવું જોમ આવ્યું હોય તેમ સફાળી ઉઠી. રખેને દુષ્ટ આવશે તો નહિ જવાય એવી બીકથી વ્હેલી વ્હેલી દાદર ઉતરી બારણું ઉઘાડી ઘરમાંથી બહાર નીકળી. ઉતાવળમાં બારણું વાસવાનું પણ સાંભર્યું નહિ. ફાટ્યું વસ્ત્ર પહેરી આમ ઉતાવળી ગતિથી જતી એને જોઇને શેરીમાં કૂતરાં ભસવા માંડ્યાં. તેને ન ગણકારતી વિચારની ધૂનમાં ને ધૂનમાં આપણી વાર્તાની નાયિકા ગંગા પવિત્ર ગંગામૈયાનું શરણ લેવા ચાલી. ઉનાળાની રાત્રિ, કાશી જેવું મોટું શેહેર, અને આખા ભરતખંડના અનેક યાત્રાળુઓ એટલે અત્યારે પણ છેક નિર્જન નહોતું. કોઇ રડ્યો ખડ્યો માણસ મળે પણ આ બાઇને અત્યારે ક્યાં જાય છે એમ પુછવાની કોઇને જરૂર લાગી નહિ. થોડીજ વારમાં ગંગા નજીકના ગંગાજીના ઘાટે પ્હોંચી. હિમાલયનું હિમ ઓગળીને આવે એટલે ઉનાળામાંયે નદી ભરપૂર હતી. ક્યાં થોડું પાણી છે ને ક્યાં વધારે પાણી છે તે

ગંગા સારી પેઠે જાણુતી હતી. એક ઉંચા પગથાર નીચે માથોડાં ઉપર પાણી હતું. ત્યાંથી ભુસ્કો મારવો કે નીચે ઉતરી અવાજ ના થાય તેમ વધારે પાણીમાં સરી જવું એ પ્રશ્ન ઉદ્ભવ થયો. ભુસ્કો મારતાં ધબાકો થાય અને કોઇ સાંભળે તો વાત જણાઇ જાય અને ફજેતી થાય, એ ધાસ્તી લાગી. નીચે ઉતરીને પાણીમાં જતાં નિશ્ચય ડગમગી જાય તો પાણીમાં ઉતરીને પલળી પાછાં આવવું પડે. ધીમે ધીમે સાહસ કાર્ય થતાં નથી. જીવ જાય નહિ, અને વિમાસણ કરતાં પાછાં ઘેર જવું પડે, એના જેવું તો લજામણું બીજું કંઇ નહિ, માટે કરવું તો સાહસજ, એમ નિશ્ચય કર્યો.

ગંગાએ આજુબાજુ નજર નાંખી તો કોઈ દેખાયું નહિ. મનમાં ને મનમાં બોલવા લાગી; " કોઇ દેખાતું તો નથી. ધબાકો થશે ને કોઈ સાંભળશે તોયે શું? એના આવતા આવતામાં તો હું પાર પડી જઇશ અને મને કોઈ કાઢવાનો પ્રયત્ન કરશે તે પહેલાં તો મારા પ્રાણ આ તકલેદી ખોળીયાંને તજી સરજનહારની સમક્ષ તેની આજ્ઞા ધારણ કરવા હાજર થઇ જશે. પ્રભુ આ પ્રાણ ત્યાગનું પાપ ક્ષમા કરજે. મેં અનેક પાપ કર્યાં છે, તો નવ્વાણું ત્યારે ભર્યાં સો. નવ્વાણું ખૂન કરનારે સોમું ખૂન શુધ્ધ નિષ્ઠાથી પરમાર્થ કાજે કરી મુક્તિ મેળવી એવી વાત છે, તો હે પ્રભુ! મારૂં આ છેલ્લું પાપ આ અપવિત્ર દેહનો ત્યાગ કરવા માટે છે. મારૂં પ્રાયશ્ચિત પુરૂં થયું હોય તો પ્રભુ હવે મને તારજે. ઓ દયાળુ પ્રભુ! હું માફી માગું છું.

ઓ સ્વામી! અધિકાર ગુમાવ્યા છતાંયે તમારી હું ક્ષમા યાચું છું. અને ઓ સ્નેહી! તારી કને માફી માગું તો? તારા પ્રત્યે પણ મારો મોટામાં મોટો અપરાધ થયો છે. તેં મારે માટે સર્વસ્વ ગુમાવ્યું અને કેવળ મારો દાસ થયો. તારા પ્રત્યે હું નિષ્ઠુર નિર્દય મતલબી બની, તને કમોતે મરવા દીધો. સ્વાર્થી તે તું કે હું? અને આ વીંટીનેજ લીધે. એ વીંટીની મારે એવડી શી જરૂર હતી? અરેરે! હું કેવી ચીબાવલી દોઢડાહી બની? સ્નેહમાં સ્વાર્થ ના જોઇએ એજ સૂત્ર મેં

ગોપ્યાં કર્યું, પણ તેનો અર્થ કરતાં ના આવડયો. સ્નેહમાં સ્વાર્થ નહિ માટે શું દયા પણ નહિ કે? સામાને સુખી કરીને જાતે સુખી થવાય છે એવો વિશ્વનો નિયમજ છે. ઓ જગન્નિયંતા! હું દુઃખી પાપી છતાંયે તારો ન્યાય પ્રત્યક્ષ જોઉં છું. હું બધું સુખ આપેજ લેવા ગઇ. હાય! હું છેકજ એકલપેટી થઇ તેનું ફળ પણ મેં ભોગવ્યું. હું કોઇની ના થઇ તો મારૂંયે કોઇ ના થયું. સ્વામી પ્રત્યે બેવફા બની પાપ માર્ગે જઈ અધર્મ કર્યો તેમા કંઇ સુભાગ્યે સ્નેહ મળ્યો ત્યારે સ્વાર્થી નિર્દય થઇ. એક પાપમાંથી બીજા પાપમાં જતાં વાર નથી લાગતી. સ્નેહીને તજી શઠના હાથમાં પડી; શઠે મને પૂરેપૂરી ન્હવાડી. દુષ્ટકર્મમાં પડી એટલે શઠના સાગ્રીતે પણ મને ફસાવી. પછી આ પાપી કાશીનાથના પંજામાં પડી. હરિ! હરિ! મારે પાંચ ભવ થયા. મારે પણ પાંચાળી+ પેઠે પાંચ પતિ થયા. અરરરર! હરિ! હું શું બોલી?

ક્યાં પાંચાળી? ક્યાં હું? ધર્મ સાચવવા તે સતીએ પાંચ પતિ કર્યા તોયે સુખી ના થઇ. દ્રૌપદી સતી કહેવાઇ પણ આખી જીંદગી દુઃખિયારીજ રહી. મેં અધર્મમાં પાંચ પતિ કર્યા, સ્વામીને દગો દીધો, સ્નેહીને મરવા દીધો, તો મારે ભાગ્યે સુખનો છાંટોએ ક્યાંથી આવે? સર્વથા સ્ત્રીએ ભૂલ નાજ કરવી જોઇએ નહિ તો એક ભૂલમાંથી બીજી, બીજીમાંથી ત્રીજી એમ લપસતાં વાર નથી લાગતી. સુખ શોધવા જતાં માણસ કુમાર્ગે ચઢે છે. હું મારૂં સુખજ શોધ્યા કરતી. મનુષ્ય માત્રે પોતાનો ધર્મ શોધી તેનેજ સાચવવો જોઇએ. પોતાનો ધર્મ, પોતાનું કર્તવ્ય, એજ ખરૂં સુખ, એમાંજ શાંતિ, બાકી ચંચળ મનતો ઇંદ્રિયોનું સુખ શોધવા જશે ને અધર્મને રસ્તે લઇ જઇ અશાંતિમાં ડુબાડી દેશે. અરે પણ હું અત્યારે આ ક્યાં તરંગે ચઢી. મરતી વખતે મને આ બધા વિચાર શા? શું આવતા જન્મને માટે

+ પાંચાળી એટલે પાંચાળ દેશના રાજાની પુત્રી. પાંચ પતિ માટે પાંચાળી નામ નથી પડયું. પાંચાળી શબ્દ ઉપરથી ગંગાને ફક્ત એવી કલ્પના ઉત્પન્ન થઇ છે, તેને શબ્દની ખરી વ્યુત્પત્તિ સાથે સંબંધ નથી.

સંસ્કારો સ્ફુરતા હશે? પ્રભુ તું જાણે! ઓ સર્વ શક્તિમાન પ્રભુ! હવે મને હિંમત આપ. મારા સુવિચારો આવતા જન્મમાં દઢ રાખજે.

ઓ ગંગા માતા! આ પાપી દેહને શરણે લઇ જગતને પાવન કરો છો, તેમ મારા આત્માને પાવન કરજો. પતિતપાવની! તમારૂં શરણુ ઘણા દુઃખીએ લીધું છે તેમ મને યે આપો અને મારા પાપના ઓઘ ધોઇ નાંખી પવિત્ર ધામમાં પ્હોંચાડો. પ્રભુ! સ્વામી! સ્નેહી! ક્ષમા! ક્ષમા! ગંગાજી હું આ આવી તમારે ખોળે! ઓ પ્રભુ! મને લ્યો. × × × × ×

અંધકારમાં એક ધબાકો સંભળાયો અને પવિત્ર ગંગાનાં જળ એક દુઃખી દેહ પર ફરી વળ્યાં. પણ પ્રભુને ગંગાને હજુ મારવી નહોતી. એ પાંચ મીનીટ વિચાર કરવા રહી એટલામાં ઇશ્વરે એને ઉગારવાની જોગવાઇ કરી દીધી. કાશીમાં જાત્રાળુઓને ધુતવા અનેક બાવા સાધુ ગોંસાઇઓ વેરાગીઓ આવે છે. આવાજ બે પરદેશી સાધુ એક જોડેની ધર્મશાળામાં ઉતર્યા હતા, અને બન્ને એકજ ગામના હોવાથી પોતાની દહાડાની પેદાશ રાત્રે ભેગી કરી સરખે ભાગે વ્હેંચી લેતા હતા. આ બેમાં એક જાનકીદાસ જરા ભોળો ને વિશ્વાસુ હતો, અને બીજો જોગીદાસ જરા શઠ હતો. સરખા ભાગ વ્હેંચવાની આ ગોઠવણ જોગીદાસની સૂચનાથીજ થઇ હતી, અને ભોળા જાનકીદાસે તે કબૂલ રાખી હતી. પ્હેલા એક બે દિવસ તો જોગીદાસની પેદાશ જાનકીદાસથી સ્હેજ વધારે આવી પણ આજ સાત આઠ દિવસ થયાં જોગીદાસ બહુ થોડું પેદા કરતો અને જાનકીદાસની પેદાશમાંથી ભાગ પડાવતો. વધારે મળે એવા ઉદ્દેશથી બન્ને જુદા જુદા ફરતા અને રાત્રે ભેગા થઇ રોટી બનાવી ખાઇ પરવારી ભાગ વ્હેંચી લેતા. લાગલાગટ પોતાની પેદાશમાંથી ભાગ આપવો પડવાથી જાનકીદાસના દિલમાં વ્હેમ ભરાયો કે જોગીદાસ ગરબડ કરે છે અને પોતાની કમાઇ સંતાડે છે. આજે જોગીદાસની ઉપજ ઘણીજ ઓછી હોવાથી જાનકીદાસ બોલ્યો:—

"ભૈયા દેખો! એ તો કુછ બરાબર નહિ હોતા હે. હરરોજ તુમ કમતી પેસા લાતે હો તો મેરે દિલમેં શક પેદા હુવા હે."

"તો કયા કુછ અમ ચોરી કરતે હે. દેખો હે કુછ જ્યાદે અમેરી પાસ. કુછ અમેરે બાવેને ઇધર ઘર તો નહિ બસાયા હે કે અમને વ્હાં છુપા દીયા. ઓર નહિ કુછ અમેરા દોસ કોઇ ઇધર હે કે ઉસકે વ્હાં રખ આવે. જો મિલતા હે સો તુમેરી પાસ રજુ કરતા હું. કયું દો દિન અમેરે પેસે જાસ્તી આયેથે જબ તો અમ કુછ નહિ બોલે કે તુમ ઠગાઇ કરતે હો."

"દેખો જોગીદાસજી! મેં બી કુછ બચ્ચા નહિ હું. તુમેરે દોસ્ત આસ્નાવ નહિ હે ઓ તો સચ, પણુ પેસા છુપાનેકી જગા બોત બી હો શકતી હે."

"તો, મેં કયા લબાડ હું? જો માલીકને દીયા સો તુમેરી સામને રજુ કર દીયા, અબી મેરી પાસ કુછ નહિ."

"તો અમેરે તુમેરી સાથ ભાગ નહિ રખના હે."

"તુમ બોલ કે ફિર જાતે હો તો ઓ કુછ સાધુકા લખ્ખણુ નહિ હે. સાધુ હો કરકે જબ બચન તોડા તબ ડાલો ધૂળ ઓ સાધુતામેં."

"જોગીદાસજી! જરા મું સભાલના! મેં બચન તોડતા હું, કે તુમને કમસે તોડા હે, વો તો બિશ્વેશ્વર ભગવાન જાનતા હોગા. પણુ મેરે તુમેરા ભાગ નહિ રખના હે."

"અચ્છા બાવા! અમને કુછ બળજોરીસે તુમેરા ભાગ નહિ રખાથા. કલસે અપન અપનકા પેસા અલગ રખેંગે."

"નહિ એસા નહિ હોગા. આજ મેરા જાસ્તી લીયા સો પીછા ધર દે. ઓર આગુકે બી હિસાબ કરકે મેરે સબ પેસે પીછે દે દે."

"પીછેકા હિસાબ તો અમ કુછ કરનેવાલા નહિ. ઓર આજકા બી પીછે દેનેવાલા નહિ. તુમને અબ બચન તોડા તો અબીસે કુછ ભાગ નહિ, પણુ જો હો ચૂકા સો હો ચૂકા."

"નહિ! શરત કીયા થા વો સબ ઠીક હે પણુ તુમને લબાડી

કીયા ઉસ સબબસે સબ આશુસેઇ તુટ ગયા. અબ અમેરે પીછે મંગતે હે કુછ તેરે તા નહિ.”

આ પ્રમાણે આ બે બાવાની તકરાર વધી પડી. જાનકીદાસ ભોળો હતો પણ હઠીલો હતો. જોગીદાસ જબરો ધૂર્ત હતો. એણે પૈસા ઘણા સંતાડયા હતા. ખરી રીતે એની લુચ્ચાઇને લીધે એને ઘણા ઢોંગ આવડતા અને જાનકીદાસથી વધારે પૈસા પેદા કરતો અને ઓછા બતાવી પાછો તેનામાંથી ભાગ પડાવતો.

જાનકીદાસ હવે એની લુચ્ચાઇ સમજી ગયો હતો પણ એ શઠ કંઇ એને બદે એમ નહોતું. એ તો સાકરના હીરા ગળ્યા તે ગળ્યા તે કંઇ પાછા નીકળે નહિ. આ વઢવાઢ વધારે લાંબી થાત અને કદાચ બાવાજી એક એકના માથાં તોડી એમની બહારની સાધુતાને લજવત, પણ બે ચાર બીજા બાવા વચ્ચે પડયા ને સમાધાન કરાવ્યું કે જો જોગીદાસ ગંગાજળ હાથમાં લઇ સોગન ખાય તો જાનકીદાસે પાછલો ભાગ જતો કરવો અને હવે પછી ભાગ રાખવો નહિ. ઘણા બાવાઓની વચ્ચે બોલ્યાથી જોગીદાસને હવે સોગન લીધા વિના છૂટકો રહ્યો નહિ. જો સોગન ના ખાય તો પૈસા પાછા આપવા પડે એટલુંજ નહિ પણ બધામાં હાંસી થાય અને પોતાની ચોરી પકડાઇ જાય. માટે જોગીદાસે સોગન લેવા કબૂલ કર્યું અને તેથી એ બે જણા ત્રીજા એક બાવાને સાથે રાખી ગંગા કિનારે આવ્યા. બાવાઓએ મનના ઉભરા ખાલી કર્યા હતા એટલે હવે કંઇ બોલવાનું બાકી નહોતું. ત્રણે પોતપોતાના વિચારમાં ચાલ્યા આવતા હતા. ગંગા પણ પોતાના વિચારમાં હતી એટલે એણે બાવાઓનો પગરવ સાંભળ્યો નહિ. બાવાઓ કિનારે આવ્યા ને ધબાકો સાંભળ્યો. અત્યારે કોણ પડયું ? કોઇ દુઃખિયારે આપઘાત કર્યો હશે એવોજ વિચાર ત્રણેને આવ્યો અને ઝટ ઝટ પગથીઆં ઉતરી તારાના પ્રકાશમાં આમ તેમ નજર કરવા લાગ્યા. ક્ષણવારમાંજ ગંગાનું શરીર થોડે દૂર દેખાયું કે જાનકીદાસે પાણીમાં પડતુ મેલ્યું ને મોટા મોટા વામ ભરી

એ શરીર ફરી ડૂબે તે પહેલાં પકડી લીધું. જોગીદાસ તો ઉભોજ રહ્યો, પણ પેલા બીજા બાવાએ બુમ પાડી, "જાનકીદાસ છોડીયો મત ! મેં આતા હું."

"કુછ જરૂર નહિ હે. કોઇ વજનદાર આદમી નહિ હે. એક નાજુક ઓરત હે."

પળવારમાં તો એક હાથે ગંગાનું શરીર હાથમાં ઝાલી, બીજે હાથે પાણી કાપતો પ્રચંડ બાવો કિનારે આવ્યો ને બાઇને પગથીઆં પર સુવાડી. ગંગાએ કછોટો માર્યો હતો અને ચોળી પહેરી હતી. મરતાં પણ મર્યાદાનો ભંગ ના થાય એવી આર્ય સ્ત્રીની સાહજીક કાળજી તેણે રાખી હતી.

ગંગા બેશુદ્ધ હતી. જે ત્રીજો બાવો આવ્યો હતો તે ઘરડો હતો અને થોડુંક વૈદું કરતો હતો, તેણે ગંગાનું શરીર તપાસી કહ્યું કે "થોડા થોડા જીવ હે, ધરમશાળા મેં લે ચલો!"

જાનકીદાસે બાઇને ઉપાડી ધરમશાળામાં લીધી. ત્યાં ઘણા બાવા હતા અને આ પ્રસંગથી બહુ ગરબડાટ મચી.

એક ઇસ્કી બાવો બોલી ઉઠયો કે "બાઇ અચ્છી હો જાયગા તો હમ ઉસ્કુ ચેલી કરકે રખ લેંગે."

પડતાં વેંતજ બેભાન થવાથી ગંગાએ કંઇ પાણી પીધું નહોતું, અને તેથી એના ઉપચાર કરવાનું ઝાઝું કઠણ કામ નહોતું. ઘરડા બાવાજીએ ધૂણી ધીકાવી તાપ આગળ બાઇને સુવાડી, અને કપડાં બદલવાનાં કયાંથી લાવવાં તેનો બધા વિચાર કરવા લાગ્યા. એટલામાં તો એક પોલીશવાળો ત્યાં થઇને જતો હતો તે આ ધાંધલ દેખી આવી પહોંચ્યો અને હકીકત જાણી લઇ તેણે બાઇને પોલીસ ચોકીમાં લઇ જવા કહ્યું. બાવા જાનકીદાસ તૈયારજ હતા તેમણે ફરી બાઇને ઉપાડી ને સહુ પોલીશ ચોકીએ આવ્યા. ચોકીના અમલદારે બાઇને દવાખાને લઇ જવા હુકમ કર્યો, એટલે જાનકીદાસ પાછા બાઇને ખભે નાંખી ઉપાડી દવાખાને લાવ્યા. અમલદારે ખાટલો મંગાવવા વિચાર કર્યો

પણ કદાચ વાર થાય ને બાઇનો જીવ નીકળી જાય, એમ ધારી માંડી વાળ્યો. બાવો જાનકીદાસ મજબૂત અને પ્રચંડ હતો તેને આ ફૂંક મારે તો ઉડી જાય એવી તકલાદી શરીરની બાઇને ઉપાડતાં કંઇ હરકત પણ પડી નહિ. જાનકીદાસનો સ્વભાવ આગ્રહી હતો અને પોતે જે બાઇને કાઢી, તેને જીવાડવા હરેક પ્રયત્ન કરવો એજ એનો ઉદ્દેશ હતો.

બાઇને દવાખાનામાં લઇ ગયા ને કલાકેક થઇ હશે એટલામાં કાશીનાથ, વ્રજલાલ, સોમનાથ વિગેરે લશ્કર ચોકી પર આવી પ્હોંચ્યું. આવતાં ને વારજ પત્તો મળ્યો, એટલે બધું સરઘસ દવાખાને પ્હોંચ્યું.

ડાક્ટરને ગંગાને સાવધાન કરવામાં ઝાઝી વાર લાગી નહોતી. જ્યારે આ બધા પ્હોંચ્યા ત્યારે ગંગાને ડાક્ટર અને પોલીશવાળો એની હકીકત પુછતા હતા. ગંગાને દેખી કાશીનાથ જરા છોભીલો પડી ગયો. એ મૂર્ખો તો હતોજ, અને પોતાને માથે બધું પડશે એવી બીકથી દબાઇ ગયો હતો. પોતે ગંગાને ખુબ મારી હતી તે બધું પકડાઇ જવાની એને બીક હતી, અને પોલીશવાળા પજવશે એમ એ ધારતો હતો. વધારે વાત ના લંબાય માટે એણે વ્રજલાલને કહ્યું "બાઇ! ગમે તેમ કરી હમણાં ગંગાને ઘેર લઇ ચાલો, ને બધું માંડી વાળો. પાંચ પૈસા ખરચ થાય તો કંઇ હરકત નહિ."

ગંગા બરાબર શુદ્ધિમાં છે એમ જોઇ થોડીવારે વ્રજલાલે પોલીશવાળાને કહ્યું "બાઇ જુવો! અમે બધા આબરૂદાર માણસ છીએ. આ બાઇને હવે અમને ઘેર લઇ જવા રજા આપો! જે થયું તે થયું. ભગવાને સારાં વાનાં કર્યાં."

પછી ડાકટર સાહેબ ભણી ફરી કહ્યું "કેમ ડાકટર સાહેબ હવે આ ગંગાને ઘેર લઇ જવામાં કંઇ હરકત તો નથી ને?"

ડાકટરે કહ્યું "જો પોલીશવાળા હા પાડતા હોય તો મારે કંઇ વાંધો નથી. બાઇ હવે ધીમે ધીમે ચાલી શકશે."

ચોકીનો અમલદાર પાછળ આવ્યો હતો તે આ વાત સાંભળતો હતો, તેણે કહ્યું કે "હવે કંઇ જવાય નહિ. ફોજદાર સાહેબને ખબર

કરવી પડશે ને આપઘાત કર્યાની કોશિષ કર્યાનો બાઇના ઉપર કેસ ચાલશે."

કાશીનાથ બોલ્યો "ના! જમાદાર સાહેબ! એ વાત રહેવા દો. હવે હું બાઇને કશું દુઃખ નહિ પડવા દેઉં. આપને જોઇયે તો પાનસોપારીના પાંચ રૂપિયા આપું."

વ્રજલાલે આ મૂર્ખાનો પગ દાબ્યો, ને ધીમેથી બાજુ પર લઇ કહ્યું:–"કોણ તમને ગંગાના દુઃખ સુખની વાત પુછે છે? જરા જંપો! પાંચ રૂપિયે તે હવે પતતું હશે. ધીમે ધીમે રાગે પાડીએ છીએ."

વ્રજલાલે જમાદારને બાજુ પર બોલાવી કહ્યું:–

"જમાદાર સાહેબ! જરા આમ આવો! જુઓ! આ વાતનો તોડ મેલ્યા વિના છૂટકો નથી. આ બ્રાહ્મણ સપડાયો છે એટલે પૈસા થોડા ઘણા ખરચશે પણ ફોજદાર સાહેબને બોલાવશો તો વાત બગડી જશે, અને બધું એ જમી જશે. અમારેયે વધારે ખરચ થાય અને કદાચ આ ગરીબ બ્રાહ્મણનું ગજું એટલું નાયે પ્હોંચે, માટે કંઇ વચલો રસ્તો કાઢો."

"પણ મારાથી કંઈ કાયદા વિરૂદ્ધ જવાય? ફોજદાર સાહેબ જાણે તો મારી ધૂળ ના કાઢે?"

"તે હજી તમે ક્યાં કશું કાગળીયું કર્યું છે જે? લખોને કે પગ લપસી ગયો ને બાઇ સરી પડી, તે બાવાઓએ કાઢી. પછી આપઘાત કરવાની વાત ક્યાં રહી?"

જમાદારને ગળે વ્રજલાલની વાત ઉતરી. જો ફોજદાર આવે તો પોતાને કંઇ મળે નહિ, અગર જુજ મળે, માટે જો આખો લાડવો મળતો હોય તો ઠીક, એમ ધારી ધીમે રહી કહ્યું "જુઓ શેઠ સાહેબ! તમે કહો છો તે ઠીક, પણ ફોજદાર સાહેબ સમજ્યા વિના કંઇ રહે નહિ અને એમનું પણ કંઇ મારે મન રાજી રાખવું પડે. જોખમ બારે છે ને રૂપિયા બસો હોય તો કામ બને, નહિ તો પછી તમે જાણો."

વ્રજલાલે જાણ્યું કે એક બદ તો જીત્યા.

" જમાદાર સાહેબ! એવી સો બસોની વાત આ બ્રાહ્મણબાઇથી ના બને. દુઃખી બાઇને કોર્ટ શું બહુ કરવાની હતી, અને એ તે કંઇ એની બાયડી છે કે એને પરવા હોય. એની કામ કરનારી છે. "

કામ કરનારી જાણી જમાદાર નરમ પડયા. છેવટે ના હા કરતાં પચ્ચીશ રૂપિયા જમાદારને આપ્યા. દશ ડાકટરને આપ્યા ને દશ પંદર બીજા પરચુરણ ખર્ચી આશરે પચાસેકનું પાણી કર્યું. હાલતો બધા રૂપિયા વ્રજલાલેજ આપ્યા. જો કે કાશીનાથનો એને વિશ્વાસ નહોતો પણ આ ગરીબ ભલી બાઇની એને બહુ દયા આવતી હતી અને તેને કોર્ટમાં ગુન્હેગાર તરીકે જોવા એ રાજી નહોતો. જમાદારે જવાબ લખી લીધો કે બાઇને પ્હોરે પ્હોરે ગંગા સ્નાનનું વ્રત હતું તે રાત્રે પગ લપસી જવાથી તણાઇ ગઇ ને બાવાઓએ કાઢી. આવું લખાણ કરી ગંગાને ઘેર લઇ જવાની રજા આપી.

## પ્રકરણ ૫ મું.

### ગંગાની હિંમત.

કાશીનાથની એક પીડા દૂર થઇ એટલે એના ચિત્તમાં પાછી વીંટી બાબત ચટપટ પેઠી. ક્યારે ઘેર જાઉં ને વ્રજલાલ અને ગંગાને મોંઢામોઢ કરાવી વીંટીનો ખુલાસો નક્કી કરાવી લઉં એજ ગડભાંગ એના મનમાં થવા માંડી. ગંગાને છોડાવવા પોતાને પુછ્યા વગર ચટચટ પૈસા વ્રજલાલે ગજવામાંથી કાઢીને આપ્યા એટલે એ બે જણ એક છે અને પોતાને છેતરી વીંટી ગંગાએ એની મારફતે વેચી છે એવો એને દૃઢ વિશ્વાસ બેઠો.

કાશીનાથના મનમાં આ ગડભાંગ ચાલતી હતી ત્યારે ગંગા જુદાજ વિચારમાં લીન થઇ ગઇ હતી. ઇશ્વરે આપઘાતમાંથી ઉગારી એટલે પ્રાયશ્ચિત અધુરૂં છે અને મરતાં સુધી દુઃખ સહન કરવુંજ

પડશે એવો સંકલ્પ એના મનમાં થયો. ઇશ્વરે દુઃખ આપ્યું તો તે દુઃખ સહન કરવાની શક્તિ પણ આપશેજ, હવે ડરે કંઇ પાલવે તેમ નથી, અનેગમે તે થાય પણ કાશીનાથના દબાયા તો નાજ રહેવું એજ એના મનમાં નિશ્ચય થયો. કાશીનાથના ઘરમાં રહેવાથી ફરી અપવિત્ર થવું પડે, અને ગંગાજીને અર્પણ કરેલો, પાવન થયેલો દેહ ફરી ભ્રષ્ટ ન થવા દેવો એવી એને ભાવના થઇ. જેવી ભાવના તેવી સિદ્ધિ. **યાદૃશી ભાવના યસ્ય સિદ્ધિસ્તસ્યા પિતાદૃશી ॥** ગંગાની ભાવના દૃઢ હતી એટલે ઇશ્વરે એને બળ અને હિંમત આપ્યાં. સ્ત્રીને જ્યારે પોતાનું શિયળ સાચવવાનો દૃઢ સંકલ્પ હોય છે, ત્યારે તે હિમાલય જેવી નિશ્ચલ અને વાઘણ જેવી વિકરાળ બને છે. થોડેક ચાલ્યાં અને દવાખાનું દેખાતું બંધ થયું, એટલે ગંગા ધીમેથી પણ દૃઢતાથી બોલી.

" મને ક્યાં લઇ જાઓ છો ! "

કાશીનાથ બોલ્યો, " ક્યાં તે ઘેર. બીજે ક્યાં લઇ જાય વળી ? ઘેર ચાલ તો ખરી પછી તને સીધી દોર કરૂં છું. "

" એ ઘેર હવે હું પગ નહિ મૂકું. મારૂં ગમે તેમ થાઓ પણ ત્યાં તો હું નહિજ જવાની.

" ત્યારે બીજા કીયા ત્હારા બાપને ઘેર જવાની છે ? હું તારી ગત જાણું છું. તેં નાસી જવાનો બધો ઘાટ ગોઠવ્યો છે તે. "

" નાસી જવાનો ઘાટ ગોઠવ્યો હત તો ગંગાજીમાં શું કરવા પડત ?"

આનો શો જવાબ દેવો તે કાશીનાથને સમજ પડી નહિ. જરા ગુંચવાતાં ગુંચવાતાં કહ્યું:—

" તે તો હું શું જાણું ? કાલી ખમચી દેવીનો પ્રસાદ નહિ પચ્યો હોય. "

" તે તમારે ગમે તેમ માનો, મારે એ ઘેર હવે નથી આવવું. તમારે આંગણે હું હવે પગ મૂકું તો મારે શિર હજાર ગૌહત્યાનું પાપ."

કાશીનાથના ગુસ્સાનો પાર રહ્યો નહિ.

" વ્રજલાલ ! આ તારાંજ કારસ્થાન છે. "

" મારાં ? હરિ ! હરિ ! તમને તો કાશીનાથ ગાંડું લાગ્યું છે."

" ગાંડું શેનું ? આ ગાય જેવીમાં આટલી બોલવાની હિંમત ક્યાંથી આવી ? એ તો બધું પૈસાનું જોર લાગે છે."

કાશીનાથને વીંટી બાબત બધી હકીકત કહી દેવાનો વિચાર થયો પણ વીંટી પોતાની નહોતી અને કદાચ ઉઘાડી વાત પડે તો પોતે ભોઠો પડે માટે એ વિષે હાલ મૌન ધાર્યું. ઘેર જઇ જોઇ લેવાશે એવો સંકલ્પ કર્યો. વ્રજલાલને પણ વીંટી સંબંધી બધા વચ્ચે ચર્ચા કરવી ઠીક ના લાગી એટલે એ પણ ચૂપ રહ્યો. છેવટે ગંગાજ બોલી:—

" પૈસા શેના ? તમે તો જગતમાં એટલી એકજ વસ્તુ દેખી છે, એટલે તમને જ્યાં ત્યાં પૈસો પૈસોજ નજરે પડે છે. પૈસા વિના બીજી વાત તમારી અક્કલમાં ઉતરવાનીજ નહિ."

ગંગાએ પોતાના મનથી કાશીનાથ સાથેનો સંબંધ બીલકુલ તોડી નાંખ્યો હતો અને ત્રાહિત તરીકે તેની સાથે વાત કરવાની હિંમત ધરી હતી. કાશીનાથ જોડે ગંગા આટલું બોલવાની હિંમત કરે તે જોઇ બધાને નવાઇ લાગી, કારણ પહેલાં ગંગા મોઢામાંથી જરૂર વિના એક બોલ ઉચ્ચારતી નહિ અને તે પણ ઘણોજ ધીમો ને નમ્રતા ભર્યો.

કાશીનાથનો પિત્તો ઉછળ્યો; તેનાથી હવે રહેવાયું નહિ.

" રાંડ ! ક્યારનો લખલખારો શેનો કરે છે જે ? કેમ વીંટીના પૈસા તેં નથી લીધા ? આ ડાહ્યા ડમરા વ્રજલાલ ચોકશી કને તેં એ વીંટી નથી વેચાવી ?"

" કોની વીંટી ને શેની વાત ! તમારે એ વીંટી સાથે સંબંધ શો છે જે ? મારી હતી અને મેં તેનું ગમે તેમ કર્યું તેમાં તમારે શું ?"

કાશીનાથને લાગ્યું કે હવે જૂઠું બોલ્યા વગર છૂટકો નથી.

" વીંટી તારી શેની ? એ તો તારા પેલા બે માંટી આવ્યા હતા ને તે તને પાળવા બદલ મને આપી ગયા હતા."

" મારી પેટીમાંથી વીંટી છાનામાના ચોરીને બજારમાં બતાવી

આવ્યાતા ને હવે આમ પાંચ લોક આગળ જૂઠું શીદ બોલો છો? તમારા જેવાને તે ઇશ્વરે બ્રાહ્મણ શીદ અવતાર્યા?"

"મેં તારી પેટીમાંથી વીંટી ચોરી? જૂઠી! એ તો મનેજ પેલા લોકો આપી ગયાતા."

"તે તમે ક્યાં રાખતા હતા એ તમારી વીંટી?"

"મારી મજૂસમાંની નાની લોઢાની પેટીમાં." કાશીનાથે પોતાની વીંટી છે એમ બતાવવા જૂઠું બોલતાં આંચકો ના ખાધો.

"એની કુંચી તો તમારી જનોઇએ બાંધો છો ને?"

"હા! તેનું ત્હારે કેમ છે?"

"મારે કંઇ નથી. ફક્ત એટલુંજ કે તમારી કોટે કુંચી છે તે પેટીમાંની વીંટી હું તે કેમ કરીને વેચી આવી?"

કાશીનાથ પકડાયો. એ લુચ્ચો પણ ભોઠ માણસ એક સાદી યુક્તિથી છેતરાઇ ગયો. પણ પાછો હિંમત લાવી બોલ્યોઃ—

"પણ મેં તને પછીથી રાખવા આપીતીને? તે તેંજ વેચી છે."

"કેટલા રૂપિયાની તમારી વીંટી હતી?"

"રૂપિયા ચાર હજારની. મેં પાંચ સાત ઝવેરીઓ કને કિંમત અંકાવી છે. કેમ ખરૂંને વ્રજલાલ? તમે પણ જોડેજ હતાને?"

"તે ચાર હજારની વીંટી તમે મને રાખવા આપો એવા ભોળા ખરા તો! આ બધા તમને નહિ ઓળખતા હોય ત્યારેને!"

ચાર હજારની વીંટીની વાત સાંભળીને બધા દિંગ થઇ ગયા. એવી વીંટી આ કાશીનાથ આ બાઇને કે એના સગા બાપનેયે ધીરે નહિ, એમ બધાની ખાત્રી હતી. આ ગરીબ ગંગાની વાક્ચાતુરી જોઇ આજે બધા તાજુબ થયા, અને આ તે પ્હેલાંની ગંગાજ ન હોય કે શું એમ સઉને લાગવા માંડ્યું. મોતથી ઉગરીને નવું જીવન લઇને આવી ને સાથે સ્વભાવ પણ સ્હેજ વારમાં આમ બીલકુલ બદલાઇ ગયો તે જોઇ બધાને આશ્ચર્ય લાગ્યું. પ્રથમની ગંગામાં તેજજ ક્યાં હતું? તેનામાં બોલવાનાયે શા હોશ હતા? ગરીબ સાલસ સ્વભાવને લીધે

તે બધામાં વખણાતી. આજે ગંગાએ કંઇ નવુંજ તેજ પ્રકાશ્યું. તેણે દૃઢતાથી કહ્યું:—

" જુઓ કાશીનાથ! ઝાઝું જૂઠું નહિ નભે. એ વીંટી મારી ખાનગી હતી અને મારી પેટીમાં મેં સંતાડી રાખી હતી. તે તમે છાનામાના એકવાર ચોરી જઇ બજારમાં બતાવી આવ્યા લાગો છો. તેની મને પરવા નથી. એ વીંટી તમે તે વારે વેચી ન ખાધી ને પાછી લાવીને મારી પેટીમાં મૂકી એ મારૂં સદ્‌ભાગ્ય! તમારા મનમાં કે એ ક્યાં જવાની છે. પણ તમે હવે જોયા કરશો. એ વીંટીગે ગઇ અને હું પણ મારે પાલવે ત્યાં જઇશ. મારી વીંટી હતી ને મેં તેનું ગમે તે કર્યું, તેમાં તમારે શું? નથી તમે મારી વીંટીના માલીક કે નથી તમે મારી જાતના મુખત્યાર. તમે દયાથી મને પાલવવાનો ઢોંગ કરતા હતા તે બધું હવે પકડાઇ ગયું. મારે તમારી દયા હવે નથી જોઇતી, ને મારે તમારા ઘરમાં રહેવુંયે નથી."

ગંગામાં આટલી બધી હિંમતની કાશીનાથે આશા રાખી નહોતી. બહુ બોલી ખાલી બકનારા માણસો અંદરથી ડરકુ હોય છે. કાશીનાથ પણ ગંગાથી દબાઇ ગયો અને પોતાનો રોષ વ્રજલાલ ઉપર ઉતાર્યો.

" વ્રજલાલ, તેંજ આ ગંગાને ફટવી મૂકી છે. તેં વીંટી વેચી પૈસા આણી આપ્યા એટલે એના મગજમાં હવે પૈસાની ગરમી ચઢી ગઇ છે. તુંજ મારૂં ઘર ભાંગવા બેઠો છે."

ગંગા બોલી "નકામા કોઇ સારા માણસને શા સારૂ સતાવો છો? તેણે તમારૂં શું બગાડ્યું છે! વીંટી એમણે વેચી નથી ને મેં એમને આપી નથી. એતો તમે મને ખૂબ મારી માટે મેં એમનું જૂઠું નામ દીધું હતું. વીંટીનો તો મેં બીજોજ રસ્તો લીધો છે."

" પણ શું કર્યું તે કહીશ કે નહિ?"

" તે જવાબ લેવાનો તમારો અધિકાર નથી. મારી મીલકત હું ગમે તેમ વાપરૂં તેમાં તમારે શું?

પંદર વીશ માણસોના ટોળાં વચ્ચે રસ્તે ચાલતાં આ વાત

થતી હતી અને વાતમાં ને વાતમાં બધા રસ્તામાં ઉભા પણ રહી જતા હતા. કાશીનાથને વધારે કંઇ બોલવાનું સુઝયું નહિ. હાલ તો જેમ તેમ કરી બાઇને પોતાના કબજામાં લેવી એજ ઉપાય એને ઉત્તમ લાગ્યો. કોઇ યોધ્ધો મરણીયો થાય ને વીફરે તેમ ગંગા એને વીફરેલી લાગી અને હવે જોર કરતાં નહિ ફાવે માટે યુક્તિથી કામ લેવા એણે ઠરાવ કર્યો. બધા વચ્ચે જૂઠું બોલતાં એ પકડાઇ ગયો એટલે હવે બોલી બગાડવાથી લાભ નથી એટલું તો એ મૂર્ખ પણ સમજી શક્યો.

રસ્તામાં આ ટોળાંના લોકો માંહોમાંહે આ સંબંધી ચર્ચા કરવા લાગ્યા પણ કાશીનાથ ને ગંગા તો ચૂપકીથીજ ચાલ્યાં. કાશીનાથનું ઘર આવ્યું એટલે બધા અચકયા. ગંગા બોલી:—

"હું એ ઘરમાં કદી નહિ પેસવાની. મારો નિશ્ચય દૃઢ છે. સોમનાથભાઇ! અંદરના ઓરડામાં જમણા ખૂણાના તાકામાં મેં સાત રૂપિયા મૂકયા છે તે મને આણી આપો, અને મારી પેટી બહાર લાવી આપો. હું મારે ગમે ત્યાં જઇશ. મને કોઇ સ્ટેશને પ્હોંચતી કરો તો તમારો આભાર."

કાશીનાથ બોલ્યો "તે તેમ કંઇ થાય? આટલાં વરસનું મારૂં કર્યું કારવ્યું ધૂળ મેળવવું છે? મેં ઘરમાં રાખી પણ કામ કરનારી ગણી નથી. મારૂં આખું ઘરજ એને સોંપ્યું હતું. વીંટી મારી હતી તોયે અને એની હતી તોયે કંઇ જુદી છે. એને માટે તો મેં આબરૂ જતી કરી અને મારાં છોકરાં જુદાં કાઢયાં. હવે નેવનાં પાણી કંઇ મોભે ચઢે?"

ગંગા તો એની સામું જોતીજ નહોતી એટલે લોકોને ઉદ્દેશીને કાશીનાથ આમ બોલ્યો.

કોઇએ કહ્યું "ગંગા હવે અત્યારે તો જા. કાલે ત્હારે જવું હોય ત્યાં જજે. હવે થોડીજ રાત બાકી છે. ચાર તો થવા આવ્યા હશે. જરા આરામ અને દવાની તારે જરૂર છે."

ગંગાએ કહ્યું: "તે ગમે તેમ થાય. હું કાલ મરતી હોઉં તો

અત્યારે; પણ એના ઘરમાં તો હું પગ નહિજ મૂકવાની. તમે કોઇ મારી ચીજો નહિ આણી આપો તો હું મારે આમની આમ જ્યાં જવાશે ત્યાં જઇશ. પણ એ ઘર તો તજ્યું તે તજ્યું. ઉલટીનું અન્ન પાછું પેટમાં ન જાય."

એક ટોળી વાંઢો બ્રાહ્મણ હતો તે બોલ્યોઃ—

"જો તમારે મારે ઘેર રહેવું હોય તો હું તમને જીવતાં સુધી અન્ન વસ્ત્ર પુરાં કરીશ ને પગાર જોઇતો હશે તો તે પણ આપીશ."

આ બોલથી ગંગાને ગુસ્સો ઘણો ચઢ્યો પણ પોતાની હાલની સ્થિતિ સાંભરી આવતાં દબાવી દીધો ને નરમાશથી કહ્યું, "ભાઇ! તમે શા ભાવથી કહો છો તે તો તમે જાણો ને ભગવાન જાણે, પણ હું તો હવે સ્ત્રીઓના સંગમાંજ રહી ઇશ્વર ભક્તિમાં મારા દિવસ કાઢવા માંગું છું. પુરૂષો વાળા ઘરમાં મારે રહેવું નથી. પેટને માટે કોઇ સ્ત્રીઓની ચાકરી કરીશ. એ સિવાય મારે જગતમાં કંઇ જોઇતું નથી."

નંદન અને વિમળા બારીએ ઉભાં રહી આ વાતો સાંભળતાં હતાં. વિમળાએ કહ્યુંઃ–"સોમનાથ મહારાજ! આ બાઇને અત્યારે અમારી કને રહેવા દો. સવારે બધું નિરાંતે નક્કી કરજો.

બધાને આ વિચાર પસંદ પડ્યો. વિમળા અને નંદન કને જતાં ગંગાને પણ કંઇ વાંધો લાગ્યો નહિ. ઉલટું એ તો કંઇ સંતોષ પામી. કાશીનાથ બબડતો ફફડતો પોતાના ઘરમાં ગયો, અને સોમનાથે ગંગાને ઘરમાં બોલાવી મેડે વિમળા કને જવા કહ્યું. ગંગા ગઇ એટલે લોકો ધીમે ધીમે વેરાઇ ગયા.

નંદને ગંગા દૂર બેસવા જતી હતી તેને હાથ ખેંચી પોતાની અને વિમળાની વચ્ચે બેસાડી. ગંગામાં પડ્યાની વાત તો એમણે લોકોને મોંઢે સાંભળી હતી. થોડીવાર થઇ ને ગંગા કંઇ બોલી નહિ એટલે વિમળાએજ પૂછ્યું?

"કેમ બ્હેન! તમે આ શી ગાંડાઇ કરી? એક ભવ તો દુઃખ વેઠો છો. આવું કરે એવા સાત ભવ કાઢવા પડે."

"તે તો બ્હેન પ્રભુ કરે તે ખરૂં. મારાથી દુઃખ સહન ના થયું એટલે મેં આ રસ્તો લીધો. મેં સુખ પણ જોયું છે ને દુઃખ પણ જોયું. બન્નેની અવધિ મારે થઇ છે. જીવ્યાનો કંઇ અર્થ ના રહ્યો અને દુઃખ હવે વધારે સહન કરવાની શક્તિ નહોતી માટે આ પસંદ કર્યું."

"તોયે બ્હેન તમે ગાંડું કર્યું. તમે ક્યાં એનાં દમેલાં છો? અહીં ના રહેવું હોય તો ચાલો અમારી સાથે સુરત. અમે બે બીઓજ છીએ અને તમે ત્રીજાં. ઘરમાં ફક્ત મારા વૃદ્ધ સસરા છે અને આ મારો કંચન. તમારાથી અમને ગમત રહેશે અને તમે જે રીતે રહેશો તે રીતે રાખીશું."

નંદન બોલી "ગંગા બ્હેન! એ તો ના પાડશોજ નહિ. જુઓ આટલા દિવસમાં આપણું મન કેવું મળી ગયું છે. મારા બાપા છે પણ તે તો મારા ભાઇના મરી ગયા પછી કેવળ નિસ્પૃહીજ થઇ ગયા છે અને દેવસેવા અને ઇશ્વિરભજન સિવાય કશામાં રસ લેતાજ નથી, આ કંચનને ઘડી વાર બોલાવે તેટલી વાર એમનો જીવ જરા આનંદમાં રહે બાકી બીજા કોઇનો એમને સંગ નહિ અને સંસારની ખટપટ નહિ. પૈસા ટકાની ને ઘર ખરચની વ્યવસ્થા બધી મારાં વિમળા ભાભીના હાથમાં. એ ખટપટમાં પડવાની આપણી ચોખ્ખી ના, એટલે બધોજ કારભાર એમને માથે. હું હસું છું પણ હુંયે દુઃખિયારી છું અને મને મારાં ભાભી જરાયે ઓછું નથી આવવા દેતાં. તેમજ તમનેયે રાખશે. એ તો તમે એ શાણું બગલાં જેવાને ઓળખશો ત્યારે જાણશો કે કોઇને ઓછું ના આવવા દેવાની એમનામાં કેટલી ચતુરાઇ છે. બાકી મને તો વાંકુ પાડતાં જરાયે વાર લાગે તેમ નથી. એમને પણ જોઇએ તો ઘણુંયે દુઃખ છે પણ પોતાનું દુઃખ કોરે મૂકી બીજાનું દુઃખ ભુલાવવાની કળા એમને સારી આવડે છે તે તો તમે જોડે વસશો ત્યારે જોશો. માટે ભાભી હા કહે ને તમારે ના પાડવીજ નહિ. તમારે ક્યાં જવાનું તે પણ તમે હજી કંઇ નક્કી કર્યું નથી માટે

મારા ભાભીનો બોલ ઠેલશો નહિ. "

વિમળા બોલી " ગંગા બ્હેન ! નંદન તો મને છાપરે ચઢાવશે. એવું તો કંઇ જાદુ મને નથી આવડતું. એટલી કળા મારામાં હોત તો મારા ઘરના માણસજ મારો શું કરવા ત્યાગ કરત. હું તમને સુખી કરવા મારાથી બનતું કરીશ અને અહીંના કરતાં તો ત્યાં હજાર દરજ્જે સુખી થશો એટલી હું તમારી જોડે બંધાયલી. બાકી દુઃખતો કોઇ કોઇનું ભુલાવી શકતું નથી. મારે માથે પડયામાં કંઇ મણા રહી નથી, પણ ઇશ્વરે જરા સામું જોયું છે તે આટલા કુંચનને જોઇને આંખ ઠારૂં છું નહિ તો મને પણ આ સંસારમાં કંઇ જીવ્યું જરૂરનું લાગતું નથી. "

ગંગા કશું બોલી નહિ; એની આંખમાંથી દડ દડ આંસુ વ્હેવા લાગ્યાં.

નણંદ ભોજાઇએ ગંગાનું હૃદય ભરાઇ આવ્યું જોઈ પોતાની બેની વચ્ચે એને સુવાડી દીધી અને ઓરાઢી દીધું. નંદન માથે હાથ ફેરવવા બેઠી. ગંગા બોલી " બ્હેન અત્યારે મ્હને જરા ઉંઘવા દો. હું સવારે વિચાર કરી તમને જવાબ દઇશ. તમને ના કહેવાથી ઘણું ખોટું લાગે અને મને નગુણી ગણો, પણ હા કહેવી કંઈ સ્હેલી નથી."

ગંગા આંખો મીચીને સુઇ ગઇ પણ ઉંઘ આવી નહિ. મનમાંજ વિચાર કરવા લાગી " અરે વિધાતા ! તારી આ શી ગતિ ! તેં મને કીયા લોકોમાં નાંખી ? જેનો મેં સર્વસ્વ નાશ કર્યો તેજ મારા પ્રત્યે આટલી માયા બતાવે છે. મને ઓળખશે ત્યારે મારો કેટલો ફીટકાર કરશે. મારાથી એમની સાથે તો નાજ જવાય-કીયું મોઢું લઇ હું એમના ઘરનો આશ્રય લઉં. અરે પ્રભુ ! હું એમને ઓળખું છું, એ નથી ઓળખતા પણ એ અંધારૂં કેટલા દિવસ ટકે ? મારે ઓળખાણ તો આપવીજ પડશે, પછી ભલે એ લોકો મારો તિરસ્કાર કરી કાઢી મૂકે. અરે પણ મારી જીભ કેમ ઉપડશે ? "

આમ વિચાર કરતી થાકેલી ગંગા નિદ્રાવશ થઇ ગઇ.

# પ્રકરણ ૬ ઠું.

## કાશીનાથ હાર્યો.

ગંગા સવારમાં ઘણી મોડી ઉઠી. સૂર્ય ઘણો ચઢી ગયો હતો અને ઘરમાં અને ફળીયામાં લોક ભેગા થયા હતા. બારણે એક પોલીસ વાળો બેઠો હતો. ગંગા ઉઠી એટલે વિમળાએ એને મોઢું સાફ કરવા પાણી આપ્યું અને જરા સ્વસ્થ થયા પછી કહ્યું "બ્હેન તમે કોઇ રીતે ગભરાશો નહિ ફોજદાર સાહેબ તમને કંઇ પુછવા આવ્યા છે."

"તે કાલે કહ્યું છે કે પગ લપસી ગયો તેજ કહેવું પડશે કે બીજું ?"

"ના તે બાબત નથી. વીંટી સંબંધી પુછવાનું છે. હકીકત એમ બની સંભળાય છે કે રાતની બધી વાત સાંભળી ફોજદાર સાહેબ કાશીનાથને કંઇક નીચોવવા સવારમાં આવ્યા. કાશીનાથ એમ કંઇ કોઇને આપે તેમ નથી પણ તમારા પર વીંટી ચોર્યાની ફરીયાદ કરી છે અને વીંટી મેળવી આપવા કંઇ લાલચ આપી હોય એમ લાગે છે."

"તે છોને એને ગમે તેમ કહે. વીંટી મારી પોતાની છે, અને એના ઉપર કોઇનો કંઇ હક નથી. આટલા દિવસ મેં સંતાડી રાખી હતી. મને કંચન પર વ્હાલ આવ્યું ત્યારે મેં એને આપી દીધી."

"ના બ્હેન, પણ તમારી વીંટી હાલ તો પાછી લ્યો. કંચનને આપી હતી એમ જણાવવાની જરૂર નથી. વીંટી ફોજદાર માંગશે એટલે બતાવવી તો પડશે. માટે તમારી કનેથીજ રજુ કરજો."

"હા. એ પણ ઠીક છે. લાવો પણ બ્હેન જો જો ફરી જશો નહિ. વીંટી મારી સાબિત થાય તો પછી કંચનને તમારે લેવા દેવી પડશે. તમારો બોલ પાછો ફરે નહિ."

"ના તેની હવે કંઇ હરકત નથી. તમે સુરત આવવાનું કબૂલ કરો અને અમે તમારી વીંટી કંચનને સારૂ રાખવાનું કબૂલ કરીએ."

"મારો ઇતિહાસ જાણશો એટલે તમે મને સાથે લઇ જવાની નાજ કહેશો."

"ના બ્હેન ! ના ! જરા ભરોસો રાખો."

વિમળાએ સોમનાથને કહ્યું કે ફોજદાર સાહેબને બોલાવો. ફોજદાર કાશીનાથના ઘરમાં બેઠા હતા તેમને સોમનાથે હાંક મારી. નીકળતાં નીકળતાં કાશીનાથે કહ્યું "જુઓ ફોજદાર સાહેબ જરા દમ દઇને કામ લેજો. એ વીંટી મારી છે અને એ વીંટી મને પાછી અપાવશો તો તમને બસેં રૂપિયા આપીશ. જો જો જરા યુક્તિથી કામ લેજો. મારે જોડે આવવાને કંઇ હરકત છે ?"

"ના ચાલો."

કાશીનાથ સોમનાથ અને ફોજદાર ત્રણે ગંગા કને આવ્યા. ગંગા બેઠી હતી ત્યાં બેસી રહી. વિમળા એની જોડે બેઠી અને નંદન જરા પાછળ બેઠી. ફોજદાર સાહેબે પૂછ્યું.

"તમે આ કાશીનાથના ઘરમાં રહેતાં હતાં ?"

ગંગાએ કહ્યું "હા."

"કેટલાં વરસથી ત્યાં રહેતાં હતાં ?"

"ત્રણ વરસથી."

"તમારૂં મૂળ ગામ ક્યાં ?"

"તે મારે નથી કહેવું. તે બાબત કંઇ જરૂરની નથી."

"ગઇ કાલે તમે આપઘાત કરવા કોશેષ કરી હતી."

"ના. ન્હાવા ગઇ હતી ત્યાં પગ લપસી ગયો."

"મધરાત પાછી ન્હાવા જવાનું શું કારણ ?"

"મેં એવું વ્રત લીધું હતું કે દરેક પ્હોરે સ્નાન કરવું."

"એવું વ્રત કેટલા દિવસથી લીધું છે ?"

"ગઇ કાલનેજ માટે હતું ?"

"ગઇ કાલે કંઇ ખાસ કારણ ?"

"મારા મરનારની તિથિ હતી."

ફોજદારે જોયું કે બાઈ હુશિયાર છે.

" વારૂ આ કાશીનાથે તમને એક હીરાની વીંટી રાખવા આપી હતી ?"

" કાશીનાથે ? મને ? એતો બીલકુલ જૂઠો માણસ છે. વીંટી મારી પોતાની છે."

" તમે એમને ત્યાં કામ કરવા રહેતાં હતાં નહિ ?"

" હા."

" ત્યારે તમારી કને એવી કિંમતી વીંટી ક્યાંથી ?"

" મેં મારી આગલી શ્રીમંતાઇની એંધાણી તરીકે મારી કને રાખી હતી."

" બીજી કંઇ તમારી કને તમારી સારી સ્થિતિની નિશાની છે?"

" ના."

" ત્યારે એ વાત માનવામાં નહિ આવે. કાશીનાથ આબરૂદાર બ્રાહ્મણ છે. તે કહે છે કે વીંટી મારી છે અને તમે એને ત્યાં કામ કરવા રહેલાં ને કહો છો કે તમારી છે. તમારા બેમાં અમારે કાશીનાથનુંજ માનવું પડે."

" શું કાશીનાથ પોતાની વીંટી કહે છે ?"

કાશીનાથ વચ્ચે બોલી ઉઠયો.

" હા હા મારી પોતાની છે. તારા જેવી રઝળતી ભીખારણ કને એવી વીંટી ક્યાંથી હોય. એતો મારી પોતાની છે."

ગંગા બોલીઃ—

" એ બ્રાહ્મણ બહુજ જૂઠો છે. ગઇ કાલે રાત્રે તો એ એમ કહેતો હતો કે મારી સાથે મૂકવા આવનાર માણસે એને આપી હતી."

" નહિ એવું વળી મેં ક્યારે કહ્યું છે જો ? ફોજદાર સાહેબ એ બાઇ બહુ ઢોંગી છે. એનું કહ્યું માનશો નહિ."

કાશીનાથે ફોજદાર આગળ પોતાનીજ વીંટી ચોરી કરી ગયાની ફરીયાદ કરી હતી એટલે તેજ જૂઠું એને કાયમ રાખવું પડયું, ને પોતાની કહે નહિ તો પાછી મળે નહિ."

ગંગાએ કહ્યું: "આ સોમનાથ ને બીજા ઘણા સાક્ષી છે. ગઈ કાલે રાત્રેજ એ એમ કહેતો હતો કે એને મારી જોડે આવનારે આપેલી તે મને મૂકવા આપી હતી તે મેં વેચી દીધી."

સોમનાથે કહ્યું: "ફોજદાર સાહેબ એ વાત તો ખરી છે. પંદર વીશ માણસ રૂબરૂ એ એમ કહેતો હતો."

ફોજદારે કહ્યું:—"હશે ગમે તેમ હશે પણ આ બાઈએ એ વીંટી વેચી તો ખરીને?"

"મેં નથી વેચી. એ વીંટી મારી છે અને હજી મારી કનેજ છે. કાશીનાથ કને હતીજ નહિ. મારી ટ્રંકમાં મેં સંતાડીને રાખેલી હતી તે એણે છાનાંમાનાં જોઈ લીધેલી અને તેની ભારે કિંમત જણાવાથી એ લોભમાં તણાયો છે."

કાશીનાથ વચ્ચે બોલી ઉઠયો:—"વીંટી એની કનેજ છે? ત્યારે તો ફોજદાર સાહેબ કઢાવો એની કને. હું કહું છું કે મારીજ વીંટી છે."

ગંગાએ છેડેથી છોડીને વીંટી ફોજદાર સાહેબને બતાવી. ફોજદારે વીંટી હાથમાં લઈ જોઈ. વીંટીનો હીરો પાણીદાર હતો. કાશીનાથ ફોજદારના હાથમાંથી વીંટી લેવા જતો હતો તેને સોમનાથે રોકયો.

ફોજદારે કહ્યું:—આ વીંટી તમારી છે તેનો કંઈ પુરાવો તમારી પાસે છે?"

ગંગાએ કહ્યું:—પ્હેલાં કાશીનાથનેજ પુછોને કે એનો શો પુરાવો છે?"

કાશીનાથે કહ્યું:—"હા હા મારી છે. બે વરસ પર મેં ઝવેરીઓને બતાવી હતી."

ગંગા બોલી:—"તેમાં શું? એતો તમે મારી ટ્રંકમાંથી ચોરીને લઈ ગયાતા."

"ચોરીને શેની લઈ જાય! મારીજ છે. તને ઘરની ગણી રાખવા આપી એટલે માલીક થઈ બેસે છે?"

ફોજદારે પુછ્યું:—"પણ ગંગાબાઈ તમારી કને શો પુરાવો છે?"

ગંગા જરા વિચારમાં પડી. પછી ધીરે રહી કહ્યું:—" કાશીનાથના ઘરમાં મારી ટ્રંક છે તે મંગાવો હું તેમાંથી પુરાવો કાઢી આપું છું."

ફોજદાર સાહેબે ટ્રંક મંગાવી. રાત્રે ઉઘાડેલી એટલે કુંચી અંદરજ હતી.

ગંગાએ કાશીનાથને પુછયું:—" કેમ આ ટ્રંક અને અંદરની તમામ વસ્તુઓ મારી છે ને? "

" હા પણ તેને આની સાથે શું સંબંધ?

" આમાં જે ચાર ફોટા છે તેમાં કોઇને તમે ઓળખો છો ? "

" હા એક બૈરીનો છે તે તારો છે. ત્રણ પુરૂષોના છે તેમને હું ઓળખતો નથી. "

" આ વીંટી હીરાની છે તે સિવાય બીજું કંઈ માંહે છે ? "

" બીજું તે માંહે શું ભર્યું હોય ? સોનાની વીંટી છે અને હીરો વચ્ચે જડેલો છે."

ગંગાએ કહ્યું:—" ફોજદાર સાહેબ હું હવે વીંટી મારી છે તેની તમને બધાને ખાત્રી કરી આપું છું. આ વીંટીને ચાંપ છે અને તે ઉઘડશે તો હીરા તળે એક ફોટોગ્રાફ છે અને તેજ માણસનો ફોટોગ્રાફ આ મારી ટ્રંકમાં પણ છે. "

ગંગાએ ચાંપ દાબી વીંટીમાંનો હીરો ખસેડયો તો માંહે ઝીણી છબી માલમ પડી અને પોતાની ટ્રંકમાંથી તે છબીને મળતો ફોટોગ્રાફ કાઢી ગંગાએ ફોજદાર સાહેબના હાથમાં મૂક્યો. ફોજદારની ખાત્રી થઇ ગઇ અને આવી સાબિતી પછી આધને કંઇ કહેવાનું રહ્યું નહિ. બસેં રુપિયા હવામાં ઉડી ગયા અને મહેનત નકામી ગઇ એટલે જરા ફોજદાર સાહેબનું મન ખિન્ન તો થયું પણ કંઇ બોલાય તેમ હતું નહિ. વીંટી ને ફોટોગ્રાફ ફોજદાર સાહેબની પાછળ ઉભા રહી સોમનાથ ને કાશીનાથે જોયાં. કાશીનાથ તો ફીક્કોજ પડી ગયો. ફોજદારે વીંટી અને ફોટો પાછાં ગંગાના હાથમાં મૂક્યાં. ગંગા ઝપાટાબંધ પેટીમાં મૂકવા જતી હતી પણ તેના હાથમાંથી નંદને લઇ લીધાં.

ફોટો જોતાં વેંતજ નંદન સડક થઇ ગઇ અને તેનાથી બોલી જવાયું.

"કોણ મારા ભાઇ?"

વિમળા બોલી ઉઠી "હેં! નંદન! શું કહે છે? લાવ જોઉં."

બન્ને નણંદ ભોજાઇ વીંટીને ફોટો જોઇ રહ્યાં. બન્ને આશ્ચર્યથી દિગ્મૂઢ બની ગંગાને નિહાળી રહ્યાં.

ગંગાની આંખમાંથી આંસુ વરસતાં હતાં. વિમળાની આંખ બહુ કડક થઈ હતી તે આ આંસુ જોઇ સ્થિર થઈ. વિમળાએ પુછ્યું:— "ગંગાબાઇ! તમારૂં નામ શું? તમે માણેક શેઠાણી તો નહિ?"

ગંગા રડતી રડતી બોલી "હા બ્હેન, હા. હું એજ અભાગણી; મને માફ કરો."

ગંગા વિમળાને પગે પડીને આંસુએ તેના પગ પલાળ્યા.

વિમળાએ તેનો હાથ પકડી બેઠી કરતાં કહ્યું:—"શેઠાણી બધા વચ્ચે આ વેશ ના ભજવો. તમને એ ના શોભે."

વિમળાએ સોમનાથને કહ્યું:—"સોમનાથભાઇ આ બધાને હવે અહીંથી લઇ જાઓ. એ તો અમારાં ઓળખાણનાં નીકળ્યાં ને બહુ મોટાં ઘરનાં છે. વીંટી એમનીજ છે એ હવે હું પણ ખાત્રી આપું છે."

ફોજદાર, કાશીનાથ ને સોમનાથ નીચે ઉતરી પડયા. કાશીનાથના ઘરમાં જઇ ફોજદારે કાશીનાથને ખોટી ફરીયાદ કર્યા બદલ ખૂબ ડરાવ્યો, અને કાશીનાથ ઘણોયે કરગર્યો પણ ફોજદારે સો રૂપિયા લીધા ત્યારે જતો કર્યો.

બધાના ગયા પછી વિમળા કે ગંગાને શું બોલવું તે સુઝે નાહ. નંદન બોલી "વિમળા ભાભી! હવે ગઇ ગુજરી ભુલી જાઓ. તમારો રોષ ઉતારો. જુઓ શેઠાણીએ પણ ઘણું દુઃખ ભોગવ્યું છે. ક્યાં એમની જાહોજલાલી અને ક્યાં આ અધમ બ્રાહ્મણને ઘેર વાસ. પડતા ને પાટુ ના મારો. થઇ ગયું તે ના થયું થનાર નથી. તમને દુઃખી કરી એ કંઇ સુખી થયાં નથી."

વિમળાની આંખમાં પણ આંસુ આવ્યાં.

માણેક શેઠાણીએ કહ્યું:—" બ્હેન ! હું નહોતી કહેતી કે મને ઓળખશો એટલે મારો તિરસ્કાર કરશો. તમારાં તમામ સુખનો ધ્વંસ કરનારી અભાગણી હું તે તમારી કને કેમ કરી સમાસ પામું ? બ્હેન હું તમને ઓળખી ગઇ હતી. તમે મને નહોતી ઓળખી. મારો પશ્ચાતાપ અને મારૂં પ્રાયશ્ચિત્ જોઇ મને ક્ષમા કરો તો મારા જીવને મરતાં પહેલાં શાંતિ વળશે. ગંગાજીએ તો મને ના લીધી પણ હવે હું બહુ દહાડા કાઢવાની નથી. બ્હેન ! મને ક્ષમા કરો ! " આવું કહી ગંગા ઉર્ફે માણેક શેઠાણીએ પોતાનું માથું વિમળાના ખોળામાં મૂક્યું.

વિમળા આંસુ લ્હોતાં બોલી " શેઠાણી ! તમે ઉગ્ર તપ કર્યું છે. ક્ષમા ઇશ્વરની ! હું ક્ષમા આપનાર કોણ ? પણ તમારે લીધે મારૂં જે અહિત થયું તે બદલ હું હવે મનમાં કંઇ તમારા પ્રત્યે દ્વેષ નહિ રાખું. હિત અહિત કરનાર પરમેશ્વર છે. મારા ભાગ્યનો દોષ, અને મારા આદમીનો, એમાં તમને દોષ દીધે શું વળે? બ્હેન ! હું તમને તરછોડી નથી શકતી. હું દુઃખી થઇ તમેયે દુઃખી થયાં. આપણે સાથે રહી હવે એક એકનું દુઃખ વીસરાવીશું. પ્રભુએ પણ આપણો કેવી રીતે જોગ મેળવ્યો. "

" ત્યારે શું આ જાણ્યા છતાં તમે મને સાથે લઇ જશો ? "

" હાસ્તો તેમાં શું થયું ? ઉલટું હવે તો તમને લઇ જવાનું ખાસ કારણ થયું. "

ગંગા વિમળાને બાઝી પડી અને એ ઓળખ્યાંનાં આલિંગન કેમે કરીને છૂટે નહિ.

વિમળાનો રોષ બધો ઉતરી ગયો. આ દુઃખિયારી તપસ્વિની ઉપર રોષથીયે હવે શું લાભ. એનો પશ્ચાતાપ ખરા અંતઃકરણનો હતો, એનું હૃદય પવિત્ર નિર્મળ થઇ ગયું હતું.

ગંગા બોલી, " બ્હેન ! મને જરૂર લઇ જશો તમારી જોડે ? જો જરાએ આશંકા ના રાખશો. તમારૂં મન દુઃખાતું હોય તો હજી

હું મારે ગમે તે બીજો રસ્તો કાઢી લઇશ."

નંદન વચ્ચે બોલી, "આલુક બ્હેન! એ શું ગાંડાં કાઢો છો? એ તો હવે નિશ્ચયજ થયો."

"વારૂ ત્યારે પણ મને ત્યાં ગંગા કહીનેજ બોલાવજો."

વિમળાએ કહ્યું "હા એજ ઠીક પડશે. તમને હવે કોઇ ઓળખી શકે તેમ નથી અને ઓળખાણ આપવાની જરૂર પણ નથી. આપણે ત્રણ જાણીએ એટલે બસ."

ગંગાએ ઉઠી વિમળાની આંગળીએ વીંટી પ્હેરાવતાં કહ્યું, "બ્હેન તમારી આંગળીએ પણ વીંટી બેસે છે. તમે પ્હેરો તો હું તમારી બહુ ઓશિંગણ થાઉં. મારી અપવિત્ર આંગળીએ આ વીંટી આ છબી મૂકાવ્યા પછી કદી પ્હેરી નથી. તમારા સ્વામીની છબી છે માટે તમેજ પહેરો."

વિમળાએ ઠંડે પેટે કહ્યું, "ના બ્હેન! એ તો કંચનને સારૂજ રહેવા દો. મારે હવે શા સુખ સારૂ એ વૈભવ જોઇએ."

ગંગા કંઇ બોલી નહિ. એટલામાં કંચન આવ્યો.

"માસી તમે ગંગામાં પડવા ગયાંતાં? તમેયે જબરાં હિંમતવાળાં છો તો? હવે હું તમને અહીં નહિ રહેવા દઉં તમે પાછાં પડવા જાઓ."

નંદને કહ્યું:-"ભાઇ હવે માસી આપણી જોડેજ આવે છે."

કંચન ખૂબ હરખાઇ ગયો ને માસીની કોટે બાઝી પડયો.

વિમળા અને નંદન ગંગા પ્રત્યે હવે વિશેષ સ્નેહ બતાવવા લાગ્યાં કે એને ઓછું આવે નહિ. બે દિવસ પછી બધાએ કાશી છોડવાની તૈયારી કરી. સામાન બધો સ્ટેશનપર બ્રાહ્મણ જોડે મોકલાવી દીધો અને કંચન પણ ઉમંગથી આગળ ગયો. પાંડુ સાથે લેવાની એક પોટલી લઇ બહાર નીકળ્યો ને તેની પાછળ ત્રણ બાઇઓ અને સોમનાથ નીકળ્યાં. ગંગા પગથીયાં ઉતરી બહાર નીકળવા જાય છે કે કાશીનાથે ઘરમાંથી આવી કાંડું પકડયું. એના હાથમાં ડાંગ હતી અને

એની જોડે એક દંડાબાજ બદમાશ હતો. કાશીનાથ બોલ્યોઃ—

"બસ નહિ જવા દઉં. આટલો વખત મારે ત્યાં રહી, મને હલકો પાડ્યો, હવે જાય ક્યાં?"

સોમનાથ વચ્ચે પડ્યો.

"કાશીનાથ! બાઇનું કાંડું છોડ! શરમાતો નથી? આ એમનાં ઓળખાણનાં માણસો છે ને લઇ જાય છે તેમાં તારે શું?"

"સોમનાથ! તારે વચ્ચે નહિ બોલવું. એ તો બધું ઓળખાણ હું સમજ્યો છું. વચ્ચે પડશે તેનું માથું ભાંગી નાંખીશ. મારૂં મરૂં પણ જવા ના દઉં."

"આ ગરબડ જોઇ પાંડુએ પોટલી મૂકી, જોર કરી કાશીનાથના હાથમાંથી ગંગાનો હાથ છોડવ્યો. પેલો દંડાબાજ પાંડુને મારવા આવ્યો પણ પાંડુ જરા આઘો ખસી ગયો. સોમનાથ બ્હી ગયો. કાશીનાથને એની જોડેનો બદમાશ રસ્તો રોકીને ઉભા.

સોમનાથે કહ્યું, "ઉભાં રહો તમે જરા! હું પોલીશને બોલાવું છું."

સોમનાથ જવાનું કરતો હતો એવામાં કાશીનાથે ડાંગ ઉગામી કહ્યું "ખબરદાર! જો ખસ્યો તો મોતજ સમજજે."

આ બે જણા તોફાન કરશે એ સિદ્ધ હતું. શું કરવું તે કોઇને સુઝયું નહિ. કાશીનાથે ધાર્યું કે વાર કરવાથી લોક ભેગા થશે માટે ગંગાને પકડીને ઘરમાં લઇ જવી; પછી બધું થઇ રહેશે. એમ ધારી ગંગાનો પાછો હાથ ઝાલી ખેંચવા લાગ્યો. પાંડુને પેલા બદમાશે બે ધક્કા મારી દૂર કર્યો. ગંગાએ બુમ પાડી પણ એટલામાં તો પોતાના ઘરના પગથીયાં સુધી કાશીનાથ એને ઘસડી ગયો. પગથીયાં ચઢતાં બાઇએ બહુ ખેંચાતાણ કરવા માંડી પણ એક બે પગથીયાં ચઢાવવામાં કાશીનાથ ફાવ્યો એટલામાં કોઇએ આવી એને હડસેલો મારી નીચે ગબડાવી દીધો. ગંગાયે પડી ગઇ પણ સુભાગ્યે કંઇ ઇજા થઈ નહિ. આવનાર બીજું કોઈ નહિ પણ બાવા જાનકીદાસ હતા. ગંગાને બચાવી તેનું ઈનામ મળવાની બાવાજીને આશા હતી, ને તેથી

પુછપરછ કરી બધી ખબર મેળવી હતી. કાશીનાથ કંઇ ગંગા માટે હવે ઝરે તેમ નહોતું અને વિમળા કને માંગવાની બાવાજીની હિંમત ચાલતી નહોતી. આજે જવાનાં છે એવી બાતમી બાવાજીએ પાંડુ મારફત મેળવી હતી અને જતાં જતાં કંઈ આપશે એવી આશાથી તથા ગંગાને જોવાની આશાથી બાવાજી આવ્યા હતા. આવતાંમાંજ આ ખેંચાતાણુ જોઇ એટલે તરત કાશીનાથને ગબડાવી પાડયો. પેલા બદમાશે આવી બાવાજીને એક દંડો બરડામાં લગાવી દીધો. બાવાજીને ગુસ્સો ચઢયો તે દંડો ખુંચાવી લઇ એ દંડાબાજની તે વડે સારી પેઠે પૂજા કરી ને પછી તેને બાળકની માફક ભોંયપર પછાડયો. કાશીનાથ બ્હીને ઘરમાં ભરાઇ ગયો, ને દંડાબાજ ઉઠીને મુઠ્ઠીઓ વાળી નાઠો.

આ પછી બધાં વિના ઉપદ્રવે સ્ટેશનપર પ્હોંચ્યાં. જાનકીદાસ ઠેઠ સ્ટેશન સુધી મૂકવા આવ્યા. ગંગાએ કહ્યું, " બાવાજી! તમે મને બેવાર ઉગારી. તમે સાધુ છો, ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે. મારી કને તમને આપવા કંઇ નથી. "

વિમળાએ કહ્યું, " મહારાજ! તમે સાધુ છો. મારી બેનને તમે બચાવી છે, તેનો બદલો તો શો વળાય, પણ તમારે કંઇ વાતની જરૂર હોય તો કહો. "

" મૈયા, મેરે સાધુકો કયા જરૂર, લેકીન મેરે ગાંવમેં મેરા એક છોટાસા મંદિર હે વો જીર્ન હો ગયા હે. ઉસકા જીર્ણોદ્ધાર કરનેકી મેરા મનકી મુરાદ હે. "

વિમલાએ સો રૂપિયાની નોટો બાવાને આપતાં કહ્યું " લ્યો મ્હારાજ! આનો સારો ઉપયોગ કરજો. "

"આનંદ, આનંદ મૈયા! વિશ્વેશર ભગવાન તુમેરા કલ્યાણ કરેગા."

જાનકીદાસ મહારાજ આશીર્વાદ દઈ ચાલતા થયા. જોગીદાસને બેચાર રૂપિયા માટે સોગન ખવાડવા જતાં આટલો મોટો લાભ થયો તેથી બાવાજી હરખમાં આવી ગયા. ગંગાને બચાવવાની ગરબડમાં જાનકીદાસ એ સોગનની વાત તો વિસરીજ ગયા હતા અને જોગી-

દાસે બીજે દહાડે ધરમશાળા બદલી હતી એટલે એ તકરાર એટલે-થીજ અટકી હતી. આટલા બધા પૈસા મળ્યા એટલે બાવાજીએ કાશી છોડી બીજે ગામ જવાનો નિર્ણય કર્યો. મંદિર બંદિરની વાત તો બધી ભગતોને ભોળવવાની હતી.

કાશીથી નીકળ્યા પછી આ ત્રણે બ્હેનપણીઓ બેએક માસ જુદી જુદી જગ્યાએ જાત્રા માટે ફરી, ચોમાસાની મોસમ બેઠા પછી સુરત આવી. એ પ્રવાસમાં એક એકનો સહવાસ ઘણો થવાથી ત્રણેનાં મન મળી ગયાં અને સુરત આવીને ત્રણ બ્હેનોની માફક રહેવા માંડયું.

નંદને પિતાને કહ્યું કે કાશીથી એક દુઃખિયારી આપણા ગુજરાતની બાઇને સાથે લાવ્યાં છીએ, અને તે સ્વભાવની બહુ ગરીબ છે. ડોસાએ અનુમતિ આપી, અને દુઃખી જીવને ઉગારવા માટે પ્રશંસા કરી. ગંગા ઘરનાં માણસ તરીકેજ રહી પણ તેણે પોતાની તપશ્ચર્યા કંઇ મૂકી નહિ. એકજવાર ખાવું, ટાઢે પાણીએ ન્હાવું, વ્રતાદિક કરવાં વિગેરે દેહકષ્ટ તો ચાલુજ રાખ્યું. આ દેહકષ્ટ અને નબળાઇને લીધે ગંગાની તબિયત લથડી અને ડાક્ટરે ક્ષયનો આજાર લાગુ પડયાનું જણાવ્યું. ગંગાએ હવાફેર માટે જવાની ચોખી ના પાડી અને પોતે આ ઘરમાંજ સુખી હોવાનું જણાવ્યું. બહુ આગ્રહ કરી વિમળા કને માંગી લીધું કે "આ ઘરમાંજ મને શાંતિથી મરવા દો. આ રાજરોગ જે વરસ બે વરસ પ્હોંચશે તેમાં તમારા સહવાસથી મન આનંદમાં રહેશે."

# પૂર્વ કથા.

## પ્રકરણ ૭ મું.

### ડાક્ટરનું કુટુંબ.

ડૉક્ટર નગીનલાલને અમદાવાદમાં સૌ કોઇ પીછાણતું હતું. ઘણા વરસથી તેમનું દવાખાનું ચાલતું હતું અને તેમની કમાણી પણ

સારી હતી. ડૉક્ટરને સંતતિમાં ચાર પુત્ર અને બે પુત્રીઓ હતાં. ડૉક્ટરની વૃદ્ધાવસ્થા થવા આવી હતી અને છોકરાઓને તેમણે સારે ઠેકાણે પાડયા હતા. છોકરાઓને પણ પ્રજા હોવાથી કુટુંબ વસ્તારી થયું હતું અને બધા હજી સુધી એકજ ઘરમાં રહેતા હતા. પોતાની હયાતીમાં છોકરાઓ જુદા થાય એ સ્વાભાવિક રીતે ડૉક્ટરને ગમતું નહિ અને જો કે છોકરાઓની વહુઓની ઇચ્છા જુદા રહેવાની હતી અને પોત પોતાના પતિઓને સ્વતંત્ર થવા ઘણી શીખામણો તેઓ આપતી છતાં પિતાની મરજી વિરૂદ્ધ આચરણ કરવાની કોઇપણ પુત્રની હિંમત ચાલતી નહિ.

ડૉક્ટરના ઘરનું વાતાવરણ વિચિત્ર હતું. ડૉક્ટર થોડા જુના વિચારના હતા પણ છોકરાઓએ ઘરમાં સુધારો દાખલ કર્યો હતો. ડૉક્ટર સાધારણ હદ સુધી એ બાબતમાં વચ્ચે બોલતા નહિ પણ જ્યારે અતિશયતા કોઇક જગ્યાએ માલમ પડતી ત્યારે માર્મિક ઠપકો આપતા. જુના અને નવા વિચારની આ ખેંચતાણમાં પરિણામ વિચિત્ર આવ્યું. ધોબીનો કુતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો તેમ આ ઘર નહિ સુધારામાં કે નહિ જૂના રીવાજમાં એમ અધવચ રહ્યું. આ અધકચરી સ્થિતિમાં બન્નેના ગુણ આવવાને બદલે બન્નેના દોષ વિશેષ આવ્યા હતા.

ડાક્ટર સાહેબને પોતાને ઘરની વ્યવસ્થામાં લક્ષ આપવા ફુરસદ નહોતી, તેમજ તેમનો સ્વભાવ સરળ હોવાથી બધું ચક્ર આપોઆપ સરળ ચાલ્યા કરશે, એવી એમની શ્રદ્ધા હતી. છોકરાઓ બહુ બુદ્ધિશાલી નહોતા અને બાપને પૈસે સુખમાં ઉછરેલા હોવાથી જીવનની કષ્ટમય યાત્રાના અનુભવથી ઘડાયા પણ નહોતા. દુઃખની તાલીમ પણ ઉપયોગી છે, અને તે વિના સાધારણ રીતે નિર્માલ્ય સત્વો વિશેષ નિર્માલ્ય બને છે. પ્રભાવશાળી પુરુષો તો સુખમાં પણ પોતાનો પ્રભાવ પાડે છે છતાં પણ કષ્ટનો કડવો અનુભવ પુરૂષત્વના ઉત્તમ ગુણોના વિકાસ માટે આવશ્યક છે એ નિઃસંદેહ છે.

પરિણામ એ આવ્યું હતું કે ડાક્ટરના મોટા કુટુંબમાં કોઇ ગૃહ-તંત્રનો મુખ્ય પ્રધાન નહિ હોવાથી બધા મનસ્વી થઇ ગયા હતા. અઘટિત છૂટ અને અઘટિત અંકુશના સંમેલનના વિચિત્ર અનુભવ ડાક્ટરના કુટુંબમાં થતા હતા અને તટસ્થ જોનારને રમુજ અને તિરસ્કાર બન્ને ઉપજતા હતા. ડાક્ટરની સંસ્કારી સ્ત્રી કેટલાંક વરસથી મૃત્યુ પામી હતી પણ તેની સંસ્કારિતાના ઘણા અવશેષ આ કુટુંબમાં હજી દૃષ્ટિગોચર થતા હતા. આ પાછલા ધર્મ સંસ્કારો વધતી જતી સ્વચ્છંદતાને કંઇક નિયમમાં રાખતા હતા, બાકી ગૃહતંત્રનો રાજા મનમોજી અને સરળ એટલે બધા મનથી પોતાનેજ રાજા માનતા હતા, પણ સત્તાનો અભાવ અને બુદ્ધિનો પ્રભાવ નહિ, એટલે કોઇ કોઇને નિયમમાં રાખી શકતું નહિ. ડાક્ટર બધાને રાજી રાખી કુટુંબમાં શાંતિ રાખવા મથતા પણ બધાને રાજી રાખવા જતાં ખરેખર કોઇ રાજી રહેતું નહિ અને ઇર્ષ્યા અને સ્વાર્થપરાયણતા વધ્યાં હતાં.

આવા કુટુંબમાં આપણી વાર્તાની નાયિકા માણેક શેઠાણીનો જન્મ થયો હતો. માણેક ઘરમાં સૌથી નાની અને લાડમાં ઉછરેલી હતી. એના બાળપણમાંજ માતાનું અવસાન થવાથી રખેને છોકરી દુઃખી થશે એમ ધારી કુટુંબના દરેક જણે એની ઇચ્છાઓ અને તરંગોને ઉત્તેજન આપ્યું હતું. ડાક્ટરને પણ માણેક સૌથી લાડકી હતી અને એના મનોરથ પૂરા પાડતાં તે પાછું વાળી જોતા નહિ.

માણેક છોકરી પણ વ્હાલસોયી ને રમતીયાળ હતી. તે ગૌરવર્ણની શરીરે ભરાઉ પણ ઘાટીલી અને કંઇક ઉંચી હતી. તેનું મુખ સ્હેજ લંબગોળ, આંખો કાળી પણ મોટી પ્હોળી, ને દાંત નાના અને સુઘટિત હતા. તેનો સ્વભાવ આનંદી હતો પણ લાડકોડથી જરા હઠીલો થઇ ગયો હતો. માણેકનું હૃદય ચોખ્ખું હતું પણ કુટુંબના વાતાવરણથી સ્વાર્થી થતાં શીખ્યું હતું. માણેકને ડાકટરે ગુજરાતી સારી રીતે તથા થોડું અંગ્રેજી શીખવ્યું હતું. નિશાળમાં તથા ઘેર ખાનગી શિક્ષક અને ભાઇઓના ઉત્સાહથી માણેકમાં વિદ્યાના સારા

સંસ્કાર પડ્યા હતા અને તે ગુજરાતીમાં ગમે તે પુસ્તક સરળતાથી વાંચી સમજી શકે, અંગ્રેજી સાધારણ વાતચિતનું તાત્પર્ય ગ્રહણ કરી શકે, અને સંસ્કૃત શ્લોક બોલી શકે એટલું શિક્ષણ તેને ચૌદ વર્ષની ઉમર સુધીમાં મળ્યું હતું.

માણેકને માટે યોગ્ય ઉત્તમ વર શોધવાની ડાકટરની આકાંક્ષા હતી, અને તેથી તે ચૌદ વર્ષની થઇ છતાં અવિવાહિત હતી. કોલેજમાં ભણતા કેટલાક જ્ઞાતિના યુવકો માણેક પર મોહની દૃષ્ટિથી જોતા અને પોતાનો એની સાથે સંબંધ થાય એવી ઇચ્છા રાખતા. ડાકટરને જ્ઞાતિમાં કોઇ કુટુંબનાં માણસો નહોતાં ગમતાં તો કોઇ કુટુંબમાં શ્રીમંતાઇની ખામી આવતી તો કોઇ છોકરામાં રૂપનો તો બીજામાં વિદ્યાનો દોષ જડતો. પોતાની માણેકને સંપૂર્ણપણે યોગ્ય વર તેમને માલમ પડતો નહિ. બીજે પક્ષે કેટલાંક સારાં કુટુંબો માણેકને લેવાની ઇંતેજારી રાખતા નહિ. જ્ઞાતિમાં કન્યાનો સુકાળ હતો. ડાકટરની સ્થિતિ સારી પણ ખર્ચ ઝાઝું હોવાથી ધનવાનમાં તેમની ગણના થતી નહિ અને માણેકને ચાર ભાઇ હોવાથી તેને કંઇ વારસો મળે તેમ હતું નહિ. તે ઉપરાંત ડાકટરના ઘરની નીતિ-રીતિ પણ જ્ઞાતિમાં કેટલીક વગોવાતી. બ્હોળું કુટુંબ અને બધા વસ્તારી એટલે ઘરમાં જુવાન સ્ત્રી પુરૂષ ઘણાં અને વર્તનમાં મર્યાદા ઘરના માણસોમાં તો કશીજ નહિ એટલે બહારનાંને નિરંકુશ સ્વચ્છંદાચાર લાગતો. લોકોની ઘણીખરી અનિષ્ટની શંકા ખોટી હતી, પણ જે ઘરમાં સ્ત્રી પુરૂષના બોલવા ચાલવામાં નિયમ નહિ અને સ્પર્શાસ્પર્શમાં વિવેક નહિ ત્યાં કેટલોક દુરાચાર તો થવા પામેજ. શાસ્ત્રકારોએ બાર વરસ થયા પછી પુત્રીને પણ પિતાથી અસ્પર્શ્ય ગણી છે. પણ આ કુટુંબમાં તો જાણે બધાં સ્ત્રી પુરૂષ એકજ જાતિના મિત્રો હોય તેમ સ્પર્શનો કશો દોષ કે અવિવેક લેખાતો નહિ. આથી પ્રબળ વાસનાવાળાંને લપસી પડવું ઘણું સુગમ થઇ પડ્યું અને ભર્યા ઘરની વસ્તીના અંતરાય છતાંયે ઘરમાંને ઘરમાં કેટલોક અનાચાર થવા પામ્યો. આ

અજ્ઞતાને લોકોએ મોટું સ્વરૂપ આપી બધોજ વ્યવહાર ભ્રષ્ટ માની લીધો અને તેથી એ ઘર હલકું પડવાથી જ્ઞાતિમાં કેટલાક આબરૂદાર કુટુંબો આ ઘેર કન્યા આપવા લેવાનું ન ઇચ્છવા જેવું ગણવા લાગ્યા.

માણેક ચોદ વરસની થઇ, અને કાઠી સારી એટલે લગભગ સોળ વરસ જેવી દેખાવા લાગી. સ્વભાવ હસમુખો ને શરીર સુંદર એટલે કેટલાક મૂર્ખ વિષયી યુવકોએ એના ઉપર નનામા પત્રો લખવા માંડયા, અને નિશાળે જતાં આવતાં એના માર્ગ ઉપર એની દૃષ્ટિ મેળવવાની લાલચે વાટ જોતા ઉભા રહેવા લાગ્યા. આવો એક કાગળ દવાખાને આવવાથી ડાક્ટરના વાંચવામાં આવ્યો અને પુત્રીને પરણાવી દેવાની ચટપટીમાં તે પડયા. તેમના સંસ્કારમાં પોતાના વખતના જૂના જમાનાનો પણ પાશ ઘણો, એટલે એમણે નિશાળેથી માણેકને ઉઠાડી લીધી અને પોતાના બધા પુત્રોને માણેક માટે જલદી યોગ્યવર શોધી કાઢવાની તાકીદ કરી દીધી.

આ બનાવ પછી દશેક દિવસે બપોર પછી ચ્હાના વખતે ઘરનાં બધાં માણસો દિવાનખાનામાં બેસી એજ વિષયની વાતો કરતાં હતાં. મોટો છોકરો હર્ષદ તથા સૌથી નાનો કાંતિ હિંચકાપર બેઠા હતા. બીજા પુત્ર જયંતીલાલની વહુ લક્ષ્મી જરા શરીરે જાડી હતી અને તેને પરસેવો વિશેષ થતો હોવાથી તેને હિંચકે બેસવાનો વિચાર થયો, તેથી તેણે યુક્તિથી હિંચકે જગ્યા મેળવવા કહ્યું:—

"મોટાભાઇ! આ સામે ઘેર નટવરની નફટાઇ તો જુઓ; હજી વહુને આવે પુરા છ મહિના તો થયા નથી એટલામાં તો બે જણાં છડેચોક જોડે બેસી એક પ્યાલે ચ્હા પીએ છે."

મોટાભાઇની જિજ્ઞાસા વધી તે જોવા ઉઠયા. કાંતિ ઉઠતો હતો તેને લક્ષ્મીએ આંખથીજ અણસારો કરી સમજાવ્યો.

મોટાભાઇએ બારી ભણી જતાં જતાં કહ્યું "એક પ્યાલે ચાહ પીધે શું વધારે છે? ભાઇનો રોગ બાઇને થશે ને બાઇનો ભાઇને થશે. નાનાં છોકરાં કંઇ સમજેજ નહિ ને." બારીએ જઇ જુએ છે તો

સામે ઘેર કોઈ ના મળે. " કેમ લક્ષ્મી તું શું કહેતી હતી ? "

લક્ષ્મી તો મોટાભાઇની ખાલી પડેલી જગ્યાએ કાંતિની જોડે બેસી મોટા હિંચકા ખાવા લાગી. હવે હર્ષદભાઇને લક્ષ્મીની લુચ્ચાઇ સમજાઇ.

" હા પક્ષી ! હવે હું તારી યુક્તિ સમજ્યો, પણ એમ મારી જગ્યા નહિ મળે. ઉઠ નહિ તો હાથ ખેંચીને ઉઠાડી મૂકીશ."

લક્ષ્મી ખડખડ હસવા લાગી.

" કેમ ઉઠે છે કે નહિ ? "

"હવે શેની ઉઠું ? એ તો મને બહારો થતો હતો તે ચતુરાઇ કરી તમને ઉઠાડયા. તમારૂં ચાલે તો તમે બીજી કંઇ યુક્તિ શોધી કાઢી મને ઉઠાડો."

"તે હવે તું કંઇ યુક્તિને ગાંઠે કે ? એ તો અણજાણ્યુંજ છેતરાય."

હર્ષદને મોટા તરીકે આમ હારી જવું ઠીક ના લાગ્યું. તેણે હિંચકા આગળ જઇ લક્ષ્મીનો હાથ ખેંચ્યો.

" તે આમ બૈરાં સાથે જોર શું અજમાવોછો જે ? "

" બસ ઉઠ ત્યારે. "

લક્ષ્મી ના ઉઠી અને મોટાભાઇએ તેનો હાથ જોરથી ખેંચવા માંડયો. લક્ષ્મીએ એક હાથે હિંચકાનો ગળીયો મજબૂત ઝાલી રાખ્યો ને ખેંચાતાણ વધારે થઇ. હિંચકો એક બાજુએ ખેંચાવા લાગ્યો, અને બધા હસતા હસતા આ રસાકસી જોવા લાગ્યા. એક જયંતીને બહુ હસવું આવતું નહિ. એકદમ લક્ષ્મીએ ગળીઓ છોડી દીધો અને હિંચકેથી ઉઠી લુગડું માથે ઓઢી મોટાં બાળી કને જતી રહી.

મોટાભાઇએ હસીને કહ્યું " કેવી હારી ? " પણ પાછળ જોતાંજ હસવાનું ઉડી ગયું. ડાક્ટર નગીનલાલ ઘરની અંદરના બારણામાંથી આવ્યા હતા અને તેમને દેખીનેજ લક્ષ્મી ઉઠી ગઇ હતી. મોટાભાઇની જીતની ફુલાશ તો ક્યાંની ક્યાં જતી રહી પણ શરમાઇને નીચું જોવું પડયું.

ડાક્ટર નગીનલાલથી આ દૃશ્ય જોઇ શકાયું નહિ. તે થોડા ઘણા સ્વતંત્રતાના હિમાયતી તો હતા અને ઘરમાં છૂટથી આનંદ વધે

છે તે સમજતા, પણ આતો અવધિ થઇ ગઇ. તેમની નજર આગળ બધા બેસતા, હસતા, બોલતા, પણ આમ બેંચાબેંચ અને અડકાઅડકી થતી હશે એ તેમની કલ્પનામાં નહોતું આવ્યું.

તેમના અનુભવી મગજને તરતજ લાગ્યું કે આ છૂટ તો ભયંકર છે, અને સખ્તાઇ કર્યા વિના છૂટકો નથી. ગુસ્સાના આવેશમાંજ ડાક્ટરે કહ્યું:—

"કેમ તમે બધાંએ આ શું તોફાન માંડયું છે જે? હર્ષદ! તું આવડો મોટો ગધેડા જેવો થયો તોયે તને ડહાપણ ન આવ્યું. આ શો ઉદમાત્? ટીખલ તે સાળું કેટલું? છોકરાઓને કેવો ખરાબ દાખલો બેસાડો છો જે? બૈરાંના અંગને હાથજ કેમ અડકાડાય? આવો સુધારો મારા ઘરમાં નહિ ચાલે."

કોઇ કશું બોલ્યું નહિ. કાંતિ હિંચકેથી ઉઠી ગયો. મોટાભાઇએ પગથી ભોંય ખોતરવા માંડી. લક્ષ્મીએ તો સામું જોયુંજ નહિ. ડોસા ખાલી પડેલે હિંચકે બેઠા અને બધાની સામે ડરાવતી આંખો કાઢી જોવા લાગ્યા. તેમનો પિત્તો ખરેખરો ઉછળી ગયો હતો. ડોસાને સાધારણ રીતે બહુ ક્રોધ નહોતો, અને ઘરની ખટપટમાં ઝાઝું પડતા નહિ. એટલે તેમનું વિકાળ સ્વરૂપ જોવા કવચિતજ વખત આવતો. બધાં ચૂપ રહ્યાં એટલે ડાક્ટરે કાંતિને પુછ્યું "કેમ કાંતિ! એ શું હતું જે?"

"કાંતિ નાનો હોવાથી બાપનો વિશેષ લાડકો હતો તેણે જરા હિંમત આવતાં કહ્યું:—

"કંઇ નહિ બાપાજી! એ તો લક્ષ્મી ભાભીએ મોટાભાઇને છેતરીને હિંચકાપરથી ઉઠાડયા અને પોતે બેસી ગયાં તેમને મોટાભાઇ ઉઠાડતા હતા."

"પણ આતે કંઇ રીત? આવડા મોટા થઇને નાનાભાઇની વહુનો હાથ પકડાયજ કેમ? ઉમરે પહોંચ્યા પછી એક બીજાને અડકવાનું કેવું? રીતે બોલો, હસો, તે જાણે ઠીક સમજ્યા, પણ આતો ખરેખરો કલિયુગજ કહેવાય, તે મારા ઘરમાં ના જોઇએ. ઘરડા કંઇ છેક મૂર્ખા નહોતા. અમારા વખતમાં તો નાનાભાઇની વહુ મોટાને મોઢું પણ ન દેખાડે. આવી ઉછંકલતા કરતાં તે જુના જંગલી રીવાજ

પણ વધારે સારા, કે પવિત્રતા તો જળવાય. આ તો તમે વિવેક વિચાર બધો વહેતોજ મૂકયો લાગે છે.” પછી હર્ષદની વહુ ચારૂમતીને પણ ત્યાં બેઠેલી જોઇ કહ્યું “કેમ ચારૂ! તું પણ બેઠી બેઠી શું જોયા કરતી હતી જે? તું કેમ મોટાને કંઇ વારતી નથી? છોકરાની વહુ ઘેર આવી હવે તો કંઇ સમજો.”

“પણ બાપાજી એમાં મારો શો વાંક? હું કંઇ કહેવા જાઉં છું ત્યારે મને અભણ, વ્હેમી, જંગલી કહે છે અને કહે છે કે ઘરનાં માણસ થયાં પછી ખોટી શરમ શી? હું ઘણુંયે કહું છું કે તમે સૌથી મોટા, તમારાથી નાના ભાઇની વહુઓને ના અડકાય પણ મારૂં માને છે કોણ? મને તો કોઇ કશામાં ગણતુંજ નથી. મારૂં ચાલે તો હું તો આ બધો નવો જમાનો ફેરવી નાંખું, પણ નગારખાનામાં તતૂડીનો અવાજ સાંભળે છે કોણ?”

ચારૂમતીને આજે ઘણે દિવસે પોતાના ધણીની સાન ઠેકાણે લાવવાનો પ્રસંગ મળ્યો હતો અને તે હજી વધારે બોલત પણ પોતાના ધણીના ભણી નજર પડતાં તેની કરડી આંખ જોઇ દબાઇ ગઇ.

ડોસાએ કહ્યું “તે મોટાથીયે ના અડકાય અને નાનાથીએ ના અડકાય. આજથી મારા ઘરમાં એ કાયદો કે ઉમરમાં આવ્યા પછી કોઇએ કોઇને અડકવું નહિ, પછી દિયર હોય કે જેઠ હોય. જુના રીવાજ મુજબ દિયર ભાભી ઘણી છૂટ લે છે, પણ મારા ગૃહતંત્રમાં એ પણ ના જોઇએ. હું મરી જાઉં અને તમે બધા જુદા રહો, પછી તમારી મરજી મુજબ વરતજો; તેમાં મારે જોવું મૂકવું નથી, પણ મારા દેખતાં તો આવો વ્યવહાર હું કદી નહિ સાંખી શકું, અને જો કોઇ આવી ધીંગામસ્તી કરતાં મને ફરી માલમ પડયું તો તેને હું એક ક્ષણવાર મારા ઘરમાં ટકવા દેનાર નથી. તે દિવસથી તેને હું છોકરાને બદલે દુશ્મન ગણીશ. કેમ બોલો આજથી બધા એ પ્રમાણે વરતવાનું કબૂલ કરો છો?”

જયંતીએ કહ્યું “હા બાપા બધા કબૂલ છીએ.” બીજું કોઇ

બોલ્યું નહિ. બધાએ મૌનથીજ અનુમતિ આપી. જયંતી આજે મનથી ખુશ થયો હતો. એની સ્ત્રી લક્ષ્મી જરા બટકબોલી અને ટીખળી હતી. બધાની સાથે તે વિશેષ છૂટ લેતી અને હસતી અને હસાવતી. જયંતીને આ ગમતું નહિ પણ લક્ષ્મી "જાઓ જાઓ તમે તો વ્હેમી છો; ભણ્યા તોયે જંગલી રહ્યા" એમ કહી તેને ડારતી અને ભલો બિચારો જયંતી દબાઇ જતો. આજે બધાને ગમે તેમ થયું પણ જયંતીને મન તો ખરેખરી ટાઢક વળી. બાપાના ને એના વિચાર મળતા થયા પછી મોટાભાઇ જખ મારે છે, અને હવે લક્ષ્મીને પણ નિર્ભયતાથી કહી શકાશે એ લાભ થયો.

ચારૂના મનમાં પણ શાંતિ થઇ. પોતાના ધણીના વર્તનથી તે મનમાં બળી જતી, અને લક્ષ્મીનાં આચરણ વિષે પણ તેને કુત્સિત વિચાર આવતા પણ પોતાનું કંઇ ચાલતું નહિ, અને આવા સુધરેલા વિચારના ઘરમાં જ્યાં બધાજ ગાંડી છૂટ લે ત્યાં વ્હેમ તો ઘડી ઘડી ઉત્પન્ન થાય, પણ ખરૂં શું ને ખોટું શું તે પારખવાની તક કેમ કરીને મળે ?

હર્ષદ મનમાં ઘણો મુંઝાયો. આખા ઘરમાં તે મોટા તરીકે માન મેળવવા ચાહતો અને જો કે બધા તેનો અધિકાર કબૂલ કરતા નહિ, છતાં કોઇ વાર જરા રોફથી, તો કોઇવાર મજાકથી, તો કોઇવાર હઠથી, તે પોતાનો કક્કો ખરો કરાવવા મથતો, અને થોડે ઘણે અંશે ફાવતો. ઘરની મીલકતની ઘણી ખરી વ્યવસ્થા તે કરતો એટલે બધાને તેને લીધે પણ થોડું એનાથી દબાવું પડતું. આજે બધા વચ્ચે પોતાનું આવું અપમાન થયલું જોઇ તે છેક ખીસીયાણો પડી ગયો અને ધરતી માગ આપત તો સમાઇ જવા પણ તે આ ઘડીએ આનાકાની કરત નહિ.

ડાક્ટરે વિચાર્યું કે આ ટેવ તો નક્કી ભુલાવવીજ જોઇએ. સુધારામાં સારૂં શું ને ખોટું શું તે આ છોકરાઓ કંઇ સમજતાજ નથી. આમ તો અનિષ્ટ જરૂર થાય, કારણ સ્ત્રી પુરૂષના સમાગમથીજ વાસના ઉત્પન્ન થાય છે, અને સ્પર્શથી તેને અતિશય ઉત્તેજન મળે છે. વિનયને મર્યાદા ના જળવાય તો સુધારાને બદલે સ્વચ્છંદતાજ પ્રવર્તે.

આજે તો લીધું તે કામજ પુરૂં કરવું એમ ધારી બોલ્યાઃ—

"ચારૂ ! જો ઘરમાં ગંગાજલનો સીલ કરેલો શીશો કંઇ મૂકેલો હશે તે લઇ આવ."

ચારૂમતીની વૃત્તિઓ કંઈક ધાર્મિક હતી, તે પોતાની સાસુએ સાચવી મૂકેલું ગંગાજળ તરત લઇ આવી, અને શીશો ડોસાની આગળ મૂકી જતી રહી. બેરાં એક પછી એક બધાં ખસી ગયાં. ડોસાએ શીશો હાથમાં લઇ ચપ્પુથી સીલ તોડીને દાટો ઉઘાડયો. પછી દરેક છોકરાને બોલાવી કહ્યું "લ્યો આ પાણી અને કરો પ્રતિજ્ઞા કે આજથી ઘરમાં પોતાની સ્ત્રી સિવાય બીજા જોડે સંકટના પ્રસંગ સિવાય એકાંત સમાગમ કે સ્પર્શ કરવો નહિ."

હર્ષદ પ્રથમ આગળ આવ્યોને પાણી મૂકયું. પછી પોતાના ઓરડામાં જતો રહ્યો. ત્યાર પછી બીજાઓએ પણ તેમ કર્યું.

આમ પોતાનો હેતુ સિદ્ધ થયો કે ડાકટરનો રોષ ઉતરી ગયો, અને કહ્યું "બસ થયું! હવે મારા જીવને નિવૃત્તિ વળી. હવે નિરાંતે બેસો, હસો, બોલો, પણ ખબરદાર એકાંત નહિ કે સ્પર્શ નહિ. એટલું સાચવશો તો પ્રભુ તમારી ને મારા ઘરની લાજ રાખશે."

ડાકટર આજે બધા સાથે માણેકના વિવાહ સંબંધી વાત કરવા આવ્યા હતા, પણ આ તો તૃતીયં નીકળ્યું ને બધા પોત પોતાના ઓરડામાં ચાલી ગયા. એટલામાં માણેક એની બ્હેનપણીને ત્યાં ગઇ હતી ત્યાંથી આવી, એટલે એ વાત તો આજ મુલતવી રહી.

આજે ઘરમાં શું થયું તે માણેકને કોઇએ કહ્યું નહિ અને એ બાબતની કલ્પના પણ નહિ હોવાથી તેણે ઝાઝી પુછપરછ પણ કરી નહિ. કોઇનાં મન તેણે ખિન્ન દીઠાં પણ અમસ્તું રોજના જેવું કંઇ છમકલું હશે એમજ તેણે ધાર્યું, અને એના સવાલના એવાજ ઉડાવનારા જવાબ મળ્યા.

# પ્રકરણ ૮ મું.

## માણેકનું લગ્ન.

ડાક્ટર નગીનલાલનું ગૃહરાજ્ય હવે વધારે શાંતિથી પણ શુદ્ધતાથી ચાલવા માંડ્યું. લીધેલી પ્રતિજ્ઞા જેમનું પતન થઇ ગયું હતું તે સિવાય બધાઓએ અંતઃકરણ પૂર્વક પાળી, અને જેમનાથી ના પાળી શકાઈ તેમને પણ પોતાનો વ્યવહાર ઘણીજ સાવચેતીથી ગુપ્તપણે રાખવો પડ્યો. પકડાવાની બીક ઉત્પન્ન થવાથી નિરંકુશતાનું સ્થાન ભયે લીધું અને પહેલાં યથેચ્છ વિહરતું નિંદ્ય આચરણ હવે ખૂણે ખોચરે સંતાવા માંડ્યું.

આ ઘટનાને પંદરેક દિવસ થયા પછી એક દિવસ રાત્રે વાળુ કર્યા પછી ડાકટરે બધા કુટુંબને દિવાનખાનામાં ભેગું કર્યું, અને માણેકનો વિવાહ ક્યાં કરવો તે પ્રશ્ન મૂક્યો.

"જુઓ ભાઇ! મારે હવે માણેકને વધારે મોટી કરવી નથી. ન્યાતમાં ઘણા ખરા વર મંડાઈ ગયા છે, અને જે ટાળણુ ટોળણીઆ રહ્યા છે તે મારી નજરમાં આવતા નથી, તેમ છોકરીને કુંવારી પણ રાખવી નથી માટે જેને જે સુઝ પડતું હોય તે કહો કે બધા એક વિચાર કરી નક્કી કરી નાંખીએ."

લક્ષ્મીએ કહ્યું "મારી નજરમાં તો આવે છે કે મારા ભાઇનો સાળો મ્હોર મેટ્રીકમાં પાસ થયો છે તેની સાથે કરીએ."

ચારૂમતી બોલી "ના એ છોકરો મને ગમતો નથી. ત્રણ વરસે તો મેટ્રીકમાં પાસ થયો અને ભાઈ જરા લ્હેરી છે. બાપ વગર પુંજીએ સટ્ટો કરે છે, તે આજે નહિ તો કાલે પણ દેવાળું કાઢશે. એવાને ત્યાં મારી રતન જેવી કન્યા દેવી નથી."

જયંતીલાલે કહ્યું "હા ભાભી! તમે ખરૂં કહો છો. સાબરમતીના પુલ ઉપર બેસી જતાં આવતાં બૈરાં પર કાંકરા નાંખવા અને બીભત્સ શબ્દો બોલવા એ ભાઈ સાહેબનું ચોખ્ખું નિત્ય કર્મ. દારૂ

આવે ને પોલમાં વખત કવખતે કોઈ એકાદ દોકલ બેરૂ મળે તો ભાઇ સાહેબ અડપલું કરતાં પણ ના ચૂકે અને એવાં વિષયી આચરણમાં મોટાઇ માની ભાઇબંધો આગળ પોતાની બહાદુરીનાં બણગાં ફૂંકે. એ-વાને કાજે આવી ડાહી દેવ જેવી માણેક ના હોય."

આમ મોટાં ભાભીના સુધારાને પોતાનાજ સ્વામીનો ટેકો મળ-વાથી લક્ષ્મીની દરખાસ્ત ઉડી ગઇ.

કાંતિએ કહ્યું "મને તો રમણ છોકરો ઠીક લાગે છે. એણેજ બીજે નંબર પાસ થઇ મેટ્રીક ક્લાસમાં ગયો. છોકરો ડાહ્યોને ખંતીલો છે."

લક્ષ્મીએ કહ્યું "કોણ ફોઇબાના દિયરનો છોકરો ને? ફોઇએ એમને ઘેર શું સુખ દીઠું છે કે પાછી આવી કેળ જેવી કન્યા કસાઇ-વાડે આપીએ. એમનું તો નામજ જવા દો. સુઆંઓને ઘેર પુરૂં પેટ ભરીને ખાવાનું તો છે નહિ, ને એ બંગા ડોસીનો સ્વભાવ જોયો હોય તો જાણે જીવતી ડાકણજ તો. એવી વઢકણીને માણેકથી ના પ્હોંચાય."

હર્ષદે કહ્યું "પણ એ તો બધાં જુદાં રહે છે ને?"

લક્ષ્મી બોલી "જુદાં રહે છે તેમાં શું? એ તો બધો એકજ વાડનો વેલો અને બાપને પગાર જોઇએ તો આખી ચાલીશ રૂપરડીનો. આપણી તો ત્યાં કરવાની ચોખ્ખી ના."

કાંતિની વહુ સરલાએ કહ્યું "છોકરો જરા શામળો એ ખરો તો. માણેક સાથે રૂપનું કજોડું થાય. પછી તો જેવો બધાનો વિચાર."

ડાક્ટરે કહ્યું "ત્યારે એ વાત પડતી મૂકો. ગોકળદાસનો મન-હર કેવો છોકરો છે?"

ચારૂએ કહ્યું "પણ એનો વિવાહ તો બીજી જગ્યાએ થવાનું સંભળાય છે ને. એમને તો વારસો લાવે એવી ગબ્બર કન્યા જોઇએ છે. મેં મહિના પર મારી માસી જોડે વાત છેડીતી ત્યારે ટીલડું ચઢાવીને કહે કે કોણ જાણે ભાઇ તમારા ઘરની કન્યા લે કે કદાચ નાયે લે. મેં માસીને કહ્યું તમારી જેઠાણીને જરા વાત તો કરી જોજો ત્યારે કહે કે એમનું તો ગીરધરલાલ શેઠને ત્યાં સંભળાય છે."

ત્રીજો પુત્ર શાંતિલાલ અત્યાર સુધી બોલ્યા વગર બેસી રહ્યો હતો તેણે કહ્યું "ન્યાતમાં તો એકે વર ધ્યાનમાં બેસે એવો નથી. કન્યાની છત એટલે સારૂં ઘર અને સારો વર બેને માટે મારા મારી ધણી અને આપણે અત્યાર સુધી બેપરવાઇ બતાવી એટલે આપણું ઘર તો ગણત્રીમાંથીજ બાતલ રહ્યું'તું."

ડાકટરની મોટી દીકરી જ્યોત્સ્નાએ કહ્યું "પણ જે છે તે ન્યાતમાંથીજ ખપ આવશે. કંઇ છોકરી દેવા આપણાથી પર નાતમાં પેસાયું ?"

સરલા જરા સુધારાના સંસ્કારમાં ઉછરી હતી તે બોલી "શા માટે નહિ ? ત્યારે શું છોકરીને દુઃખી કરવી છે? પર ન્યાતમાં ભાણે ખપતું સારૂં ઘર હોય તો શો વાંધો છે જે ? હવેના જમાનામાં નાના નાના ગોળ બાંધી કયાં સુધી બેસી રહેશો જે ?"

શાંતિની વહુ જમના જૂના વિચારના ઘરમાં ઉછરી હતી ને બધા વચ્ચે બહુ બોલતાં તેને શરમ આવતી પણ આવી વાતથી તેનાથી રહેવાયું નહિ.

"વળી પર નાતમાં તે છોકરી દેવાતી હશે ? એવું તો રહ્યું આ ઘરમાંજ સાંભળ્યું. નાત બહાર મૂકશે તો આ વસ્તારી કુટુંબમાં અનેક પ્રસંગ આવશે તો કોણ તમારી પડખે ઉભું રહેશે ? અને ઘરમાં બધાંયે પાકાં વસ્તારી છે તે આ બધી જીવાત ને કયાં નાંખશો ?"

જ્યોત્સ્નાએ જમનાને ટેકો આપ્યોઃ—"એ વાત તો આપણને પસંદ નથી. હજી સુધી નાતમાં કોઇએ એવું કર્યું નથી અને આપણે ઘેરથી પહેલ નીકળે તે ઠીક નહિ."

ડાકટરે કહ્યું "પણ સારો વર કયાં છે જે ? મારી માણેકને લાયક ઠેકાણું મળે એવું કંઇ કોઇની ધ્યાનમાં હોય તો પછી બધાએ રસ્તો નીકળશે."

હર્ષદે કહ્યું "જો જ્ઞાતિ બહાર દેવી હોય તો તો આઘે શોધવા જવું પડે તેમ નથી. મ્હેં પહોર મોતીલાલ શેઠ સાથે બાગમાં તલ દિવેલી વિગેરેનો વેપાર કર્યો હતો તેનો છોકરો ચંદુલાલ છ મહિનાથીજ

રાંડયો છે અને એમની ન્યાતમાં કન્યાની પાકી અછત છે તેથી હજી કંઇ ઠેકાણું પડયું નથી. મોટી ઉમરની સારી કન્યા મળે તો તે નાત પરનાતનો વાંધો ગણે એવા નથી અને મારે સારૂં ઓળખાણ છે."

લક્ષ્મી બોલી "પણ તેની ઉમર કેટલી છે, અને જુનીનાં કંઈ છોકરાં હશે ને?"

ચારૂએ કહ્યું "ઉમર તો કંઈ વધારે નથી. આશરે પચીસ સતાવીશ થયાં હશે. પહોર આપણે ત્યાં જમવા એક વાર તમે તેડી લાવ્યા હતા તેજ કની? એ તો ઘરને વર બન્ને સારાં છે."

હર્ષદે કહ્યું "છોકરૂં બોકરૂં તો કંઇ નથી. આ પ્હેલી સુવાવડમાંજ મરી ગઇ ને નાની છોકરી છે પણ તે બહુ દુબળી છે, અને મા વગર બહુ દહાડા કાઢે એવી આશા નથી. કાલેજ ખંભાતથી કાગળ હતો કે છોકરી બહુ માંદી છે."

ડાકટરે કહ્યું "હા! હવે ઓળખ્યા. ખંભાતના મોતીલાલ શેઠને? મુંબઈમાં એમની મોટી પેઢી ચાલે છે. હું એક વાર પેઢી પર કોઈની સાથે ગયો તો. છોકરો બહુ શરમાળને વિવેકી છે, ને રીતભાત વગેરે મને બહુ ગમ્યાંતાં."

જ્યોત્સ્ના બોલી "બાપાજી ત્યારે શું તમે ખંભાત પર ન્યાતમાં આણેકને નાંખશો. ત્યાં નાના ગામમાં આણેકને ફાવશે કેમ? અને ન્યાત બહાર મૂકાશો તેનું કેમ? આ વિચાર તો કાઢી નાંખવા જેવોજ છે."

ડાકટરે કહ્યું "બેન અધીરી ના થા. બધોએ રસ્તો થશે. હર્ષદ! ત્યારે તું જરા ખંભાત જઈ આવની! કંઇ બ્હાનું કાઢી એમને આપણે ઘેર તેડી લાવજે અને મોતીલાલ શેઠ જોડે રહેજ વાત કરી દાણો ચાંપી જોજે."

હર્ષદે કહ્યું "ત્યારે જવું હોય તો હમણાંજ આ છોકરી બહુ માંદી છે તે જોવાનું અને મળવાનું બ્હાનું કાઢી કાલેજ જાઉં."

"હા ત્યારે એમજ કરો."

જ્યોત્સ્ના બોલી "બાપા, પણ ન્યાતનું શું કરશો તે કહો!

આટલી બધી જંજાળ ને આપણે નાત બ્હાર રહેવું કેમ પરવડે?"

"કહીશું, જરા વિચાર નક્કી તો થવાદે. જોવામાં શું જાય છે?"

ડાક્ટર વિચારમાં ને વિચારમાં ઉઠી પોતાના ખંડમાં ચાલ્યા ગયા. બીજે દિવસે હુર્ષદ ખંભાત ગયો અને ત્રણ દિવસે પાછો આવ્યો. ડાક્ટર અને હુર્ષદ એકલાજ મળ્યા.

ડોસાએ પુછ્યું "કેમ હુર્ષદ! શી ખબર છે?"

"છોકરી મરી ગઇ. એવા પ્રસંગમાં સાથે તો કેમ કરીને આવે, પણ વાત કરી છે અને એમનો પાકો વિચાર લાગે છે. ચંદુલાલ તરફની પણ કંઇ હરકત નથી. માણેકને એમણે જોયલી છે અને બની શકતું હોય તો એમની ખુશી છે."

"વાહ ત્યારે એ કરવું એ ચોક્કસ."

"પણ ન્યાત વાધો ઉઠાવશે તે?"

"તે બધો વિચાર મેં કરી મૂક્યો છે. ઘી ખાના સક્કરસેં ને દુનિયાખાના મક્કરસેં. ન્યાત સાથે ઉઝઝતાઇ ન ચાલે, કલે કામ કાઢીશું. તમે બધા ભાઇઓ જૂદા નીકળી પોત પોતાનું સંભાળી લ્યો. હું જીવતાંજ તમને મારી કને જે પાંચ પૈસા છે તેના તથા ઘરબારના ભાગ પાડી આપું કે પાછળથી તકરાર નહિ ને બધા સુખી ને સ્વતંત્ર થાય. જ્યોત્સ્ના એને સાસરે જશે. હું ને માણેક તથા કમળી (ડાક્ટરની વિધવા બેન) આ ઘરમાં રહીશું. મને એકલાને ન્યાત બહાર છો મૂકે. તમે બધા જૂદા પડયા અને માણેકને પરણાવી એટલે મારે પછી શી જંજાળ છે? હું ને કમળી બન્ને આ ઘરમાં દિવસ પુરા કરીશું.

"પણ કમળી ફોઈ હમ્મેશાં રહેવાનું કબૂલ કરશે? ત્રણ મહિનાથી એમને ઘેર ગયાં છે તે અહીં ફરી કયાં અમથાંયે આવ્યાં છે?"

"તમારી બધાની રીતભાત એને ગમતી નથી. હું એકલો પડીશ એટલે ખુશીથી મારી જોડે રહેશે. એને ત્યાંયે કોણ છે ને અહીંયે કોણ છે?"

ડાક્ટરનો સ્વભાવ જે કામ લક્ષમાં લીધું તે પુરૂં કરવા સંબંધી આગ્રહી હતો. બે મહિનામાં તો ઘરના ને મીલકતના ભાગ પાડી બધા

છોકરાને જૂદા કરી દીધા. કમળાને બોલાવી લીધી અને પોતે માણે-કને લઈ કંઇ કામનું બ્હાનું કાઢી મુંબઈ જઇ આવ્યા. શેઠને ચંદુલાલ મુંબઇ હતા ને ત્યાં બધું નક્કી કરી, એક મહિનામાં મુંબાઇમાંજ લગ્ન કરી નાંખ્યાં. ન્યાત છોકરાઓને કોઇને દંડે નહિ, માટે છોકરાઓને પણ લગ્નમાં બોલાવ્યા નહિ અને પાંચ દશ ભાઇબંધોને બોલાવી ઓ-ચિંતુ લગ્ન લઇ માણેકને પરણાવી દીધી.

આ પ્રમાણે યુક્તિથી ડાકટરે પોતાનું ધાર્યું સિદ્ધ કર્યું. ન્યાતના પંચમાં આવું છુપું લગ્ન ડાકટરે પોતાની એકલાની મતિથી કર્યાનું ઠર્યું. છોકરાઓ જુદા અને લગ્નમાં કંઇ જાણે નહિ માટે તેમને કેમ કરીને તકસીરવાર ઠરાવાય?

ડાકટરને એકલાને ન્યાત બહાર મૂકયા અને છોકરાઓને તેમની સાથે સંસર્ગ રાખવાની મના કરી.

ન્યાતમાં ને ન્યુસપેપરોમાં આ લગ્નનો વિષય ઘણો ચર્ચાયો. જુવાનીયાઓ ઘણા ખરા સુધારાના લાભમાં ને ઘરડાઓ ન્યાતનું બંધા-રણ તૂટી જવાના ભયથી એકામતે વિરૂદ્ધ. ચાર છ મહિને વાત ટાઢી પડી અને છેવટે પંચે ડાકટરનો બે હજાર રૂપિયા દંડ લઇ ન્યાતમાં દાખલ કર્યા. છોકરાઓ સાથે સંસર્ગ ન્યાતે બંધ કરેલો અને ઘડી ઘડી છૂપો સંસર્ગ માલમ પડતાં ન્યાત સાથે ટંટામાં ઉતરવું પડે, માટે ડાકટરે દંડ ખુશીથી ભર્યો. મોતીલાલ શેઠે દંડ પોતે આપવાની ઇચ્છા બતાવી, પણ ડાકટરના હૃદયમાં કન્યા વિક્રયનો જરાયે ભાસ થાય એવું કંઇ પણ કરવાની ઇચ્છા નહિ હોવાથી, પોતાની કને ઝાઝો દ્રવ્ય સંચય નહિ હોવા છતાંયે, ન્યાતનો દંડ તરત ભરી દીધો.

માણેકને લગ્ન પછી થોડેક દિવસેજ ડાકટરે વળાવી દીધી, અને એને પણ મુંબઇનું જીવન વધારે મોહક લાગવાથી, અમદાવાદનું ઘર ધીમે ધીમે વીસારે પડવા માંડ્યું. ન્યાતમાં લીધા પછી પણ ડાકટરે પુત્રોનાં જુદાં ઘર તો કાયમજ રાખ્યાં.

# પ્રકરણ ૯ મું.

## શંકાનું સમાધાન.

માણેકના મુંબઇ રહેવા ગયા પછી મોતીલાલ શેઠે વાલકેશ્વરમાં બંગલો ભાડે રાખ્યો; અને પોતાની લક્ષ્મીને શોભે તેવા વૈભવથી રહેવા માંડયું. એકનો એકજ છોકરો અને પાસે દશ પંદર લાખનો જીવ એટલે શેઠે દીકરા અને વહુને સુખી કરવા પૈસાનો ખુલે હાથે ઉપયોગ કરવા માંડયો. આ જોડું પણ શેઠની આંખને ઠારે તેવું સર્વ રીતે યોગ્ય હતું. ચંદુલાલ માણેકના રૂપની સુંદરતામાં મુગ્ધ થયો હતો અને સાથે બેસવું, હરવું, ફરવું, અને કલ્લોલ કરવો એ તેનું જીવન કર્તવ્ય થઈ પડયું. માણેકે પોતાની સમસ્વભાવી કેટલીક સહીપણીયો શોધી કાઢી અને માણેકના આવવા પછી ચંદુલાલના મિત્રોની સંખ્યામાં પણ અચાનક ઘણો વધારો થયો. બાપના ઘરના સંસ્કાર છૂટના એટલે એ મિત્રો સાથે માણેક છૂટથી હસતી બોલતી અને બેસતી. કેટલાક વિષયી મિત્રોએ માણેકને લીધેજ ચંદુલાલની મિત્રતા કરી હતી અને તે માણેકપર કુદૃષ્ટિ પણ કરતા, પણ માણેકનું પોતાનું હૃદય ચોખ્ખું હોવાથી તે સામાના મનનો ભાવ સમજી શકતી નહિ, અને પેલા માણસો પણ માણેકના મનની નિર્મળતા સમજી જઇ, કંઇ પણ અયોગ્યાચરણ કરતાં ડરતા હતા.

આવો એક ચંપકલાલ કરીને ચંદુલાલનો મિત્ર હતો, તે ઘરનો શ્રીમંત હતો અને પિતાના મૃત્યુ પછી અમદાવાદ છોડી મુંબઇ વેપારને બ્હાને પણ ખરી રીતે વૈભવ વિલાસ માટે રહેતો. માણેક સાથે ચંપલાલે ઘણી હસીને મશ્કરીના રૂપમાં દ્વિઅર્થી વાતો કરવા માંડી, તેમજ ચંદુલાલ ઘેર ના હોય ત્યારેજ ચંદુલાલને મળવા આવવાના ખાસ પ્રસંગ શોધવા માંડયા. માણેકનું મન શુદ્ધ હતું એટલે ક્યાં સુધી તો એ કંઇ આમાંનો ભાવ સમજી નહિ. છેવટે ધૃષ્ટતાથી ચંપકલાલે માણેકને વાર્તાની એક ઉછીની લીધેલી ચોપડી પાછી આપતાં તેમાં પ્રેમ

પત્રિકા મૂકી. માણેકની આંખ ઉઘડી ગઇ, અને ત્યારથી તેણે ચંપકલાલ જોડે બોલવાનું ઓછું કરી દીધું. ચીઠ્ઠી તો વાંચીને તરતજ ફાડીને ફેંકી દીધી, પણ તે વિષે ડાહી સ્ત્રીએ કરવી જોઇએ તેમ પોતાના પતિને કશી વાત કરી નહિ. આ વાતને મહિનો એક વીત્યા પછી એક દિવસે પતી પત્ની ઉનાળાની રાત્રિએ અગાશીમાં એક સોફા ઉપર બેઠાં હતાં. માણેક અનેક મશ્કરીઓ અને ટીખલ કર્યા કરતી હતી પણ ચંદુલાલનો તેમાં આજે કંઇ જીવ ચોંટતો નહિ.

માણેકે જોયું કે પતિને કંઇ તેની વાતમાં રસ પડતો નથી તેથી કહ્યું " આજે કંઇ સરકારની રૈયતપર ખફા દૃષ્ટિ થઇ લાગે છે. કંઇ દોષ થયો હોય તો કહી નાંખો પણ આમ વગર ઇન્સાફે સજા કરશો તો તે નહિ સહન થાય."

ચંદુલાલે કંઇ જવાબ આપ્યા વગર તારાઓ સામે જોયા કર્યું.

" તે આમ વગર ન્યાયે દંડો છો શેના ? કસુર હોય તો કહો તો ખરા. આમ મોઢું ચઢાવીને બેસશો તે મારાથી નહિ જોવાય. અમે તમારી કયારનાં વાટ જોયા કરીએ. તમારે મોડા આવવું ને વળી મોઢું ચઢાવવું. ગરદન મારવી હોય તો પછી મારજો પણ પહેલાં બોલો તો ખરા કે છે શું ?"

ચંદુલાલે બોલ્યા વગર આંખમાંનું આંસુ લુછી નાંખ્યું. માણેકે વધારે પાસે આવી પતિનો હાથ પોતાના હાથમાં લઇ લીધો અને નરમ પડી જઇ બોલી, "હેં! મારા સમ! આજે આ છે શું? મારા સમ જો ના કહે તેને. હું વ્હાલી ના હોઉં તો મારા સમ તોડજો." એમ કહી કોટે વળગી પડી અને હજી આંસું છે કે નહિ તે જોવા સ્વામીની આંખોપર પોતાનો હાથ ફેરવ્યો.

ચંદુલાલે તેનો હાથ ખસેડતાં કહ્યું " અમસ્તી શું કરવા વાત જાણવાની જક કરે છે. એમાં નથી તો કંઇ નથી ને છે તો બધુંયે છે."

" એવું તે શું છે જો ?"

જવા દેની વાતમાં કંઇ માલ નથી."

"ના, તે એમ ઉડાવશો તે નહિ ચાલે. જે વાતના વિચારથી તમારી આંખમાં આંસુ આવે તેમાં કંઇ માલ નથી એમ હું કેમ કરીને માનું ?"

"આંસુ તો મને કલ્પનાનાં બળથી આવ્યાં હતાં, કંઇ વાતના મહત્વથી નહિ."

"પણ તમારૂં હૃદય હલાવે એવી બળવાન્ કલ્પના કઇ તે અમારે જાણવું પડશે ને ?"

"મને એ વાત કહેવી કંઇ ઠીક લાગતી નથી."

"તે ઠીક લાગે કે ન લાગે—તમારાં સુખદુઃખ જાણવાનો અમારો હક છે."

"શું સ્વતંત્રપણે વિચાર કરવાનો પણ મારો હક નહિ?

"તે વિચાર કરોને જોઇએ એટલા, પણ અમને જિજ્ઞાસા થાય ને પુછીએ ત્યારે તો કહેવાજ પડે. તમારી લાગણીઓ હલમલાવે એવા વિચાર તમારાં અડધાં અંગથી કેમ કરીને છુપાવી શકો ? તમે શાથી આંસુ પાડો છો એ પણ જ્યારે અમને ના કહો ત્યારે આપણું અદ્વૈત કેમ કરીને સધાય ?"

"હું કહીશ પણ તને ખોટું લાગશે ને માંહે મુદ્દો કશો નહિ હોય."

"ત્યારે એમજ કહોની કે તમારા મગજમાં મારે માટે કંઇ વ્હેમ ભરાયો છે ?"

"ના છેક વ્હેમ જેવું તો નથી. મને તારો ભરોસો સંપૂર્ણ છે."

"એ તો બો રહેવા દો. જે હોય તે ચોખ્ખુંજ કહી નાંખો કે ઝટ ખુલાસો થાય."

"તું પરમ દહાડે બપોરે રસિકલાલ જોડે ગાડીમાં ક્યાં ગઇતી ?"

"ઓહો એજ કેની ? એમનાં વહુ સુવાવડ માટે દેશમાં જવાનાં હતાં તેમને મળવા."

"તે એની વહુ તો ત્રણ દિવસથી ગઇ છે ને ?"

"જાઓ ! જાઓ ! શું બોલતા હશો જે ? પરમ દહાડે રાત્રેજ

ગયાં. તબિયત નરમ રહે છે ને ભગવાન ના કરે ને કંઇ અનિષ્ટ થાય તો મનમાં ખટકો ના રહે માટે મારૂં મન ખેંચાયું તે જઇ આવી. આઠ દિવસ ઉપર એ આવ્યાં હતાં ત્યારે મને એક વાર મળી જવાનો ખાસ આગ્રહ કર્યો તો. હું જવાની હતી પણ એમને જવાનો દહાડો તે વખતે નક્કી થયો નહોતો અને જાઉં છું જાઉં છું કરીને રહી જતું હતું. પરમ દહાડે રસિકલાલ એમને માટે દવા લેવા ગયા હતા તે આવતાં મને કહ્યું કે તમને તેડાવે છે માટે ગઇ. સાંજે તમારી જોડે ફરવા જવાનું હતું અને એ પાછા ઘેરજ જતા હતા માટે ગાડી જોડાવીને બપોરેજ એમની સાથે ગઇ."

"અરે રામ રામ ! એટલી વાતમાં મેં કેવી દુષ્ટ કલ્પના કરી હતી."

"પણ તમારા મગજમાં એ ભૂત ભેરવ્યું કોણે ?"

"મગજમાં ભૂત ભરાયું હતું તે હવે નીકળી ગયું. હવે એ વાત જવા દે."

"ના હવે એમ અધુરી વાત નહિ મૂકાય. એમની વહુ નથી ને હું ગઇતી એમ તમને ઉંધું ભરાવનાર કોણ ?"

"એ તો મને ચંપકે સ્હેજ વાત કરી હતી."

"શું વાત કરી હતી ?"

"આ મેં કહી તેજ. એણે તને જતાં જોઇ હશે."

"પણ એમની વહુ નથી ને હું ગઇતી એ બધું ક્યાંથી આવ્યું."

"એ તો એણેજ મને કહ્યું કે તું રસિક જોડે ગાડીમાં કંઇ જતી હતી ત્યારે મેં કહ્યું કે એની વહુને મળવા ગઇ હશે ત્યારે કહે કે ના તે તો બુધવારની રાત્રે દેશમાં ગઇ છે."

"હા પ્હેલાં બુધવારે જવાનો વિચાર કર્યો તો પણ કોઇ પાડો. શીયે વ્હેમ ઘાલ્યો કે બુધવારે ના જવાય માટે પરમ દિવસે ગયાં."

"મને વાત કેમ ના કહી કે હું ત્યાં ગઇ હતી."

"ખાસ કંઇ કહેવા જેવું નહોતું અને તે દહાડે રાત્રે આપણે નાટક જોવા ગયાં એટલે વાત મગજમાંથી ખસી ગઇ. યાદ આવી

હોત તો તમને ક્યારની કહી હોત. હું તમારાથી છાની ક્યાં કોઇ દહાડો કશીયે જાઉં છું જે ? ”

“ જો હવે મારા મનમાં કંઇ નથી, પણ રસિકની નીતિ-રીતિ બહુ વખાણવા જેવી નથી અને એવા માણસ સાથે જોડે ગાડીમાં જવું એ બહુ સારૂં ન દેખાય. ”

“ તે હું ક્યાં કોઈ દહાડો જાઉં છું જે ? આતો અણુછૂટકે તે દિવસે ગઇ, અને એ સારો છે કે કેવો છે તે તમે મને કયાં કોઇ દહાડો કહ્યું છે જે ? ”

“ વારૂ હવે જરા ચેતીને ચાલજો. ”

“ હવે તો ઠોકર ખાધીને. પણ ચંપકને આમ મારી ખોટી ચાડી કરવાનું કારણ કંઇ તમે જાણો છો ? ”

“ ના, મને તો કંઇ કારણ હોય એમ ખાસ લાગ્યું નહિ. ”

“ તે તમે શું જાણો ? બાઈ સાહેબની મારા પર નજર સારી નહોતી એટલે મેં જરા કાપતી કરી છે તેનું વેર લેતા હશે. ”

“ હેં ! એ તેં મને કેમ ના કહ્યું ? ”

“ એમાં કહેવું શું હતું જે ? હું મારૂં વ્રત ચૂકી નથી ને ત્યાર પછી એની સાથે હસીને વાત સરખી પણ કરી નથી. ”

“ એણે શું કર્યું હતું તે તો કહે. ”

“ મારી કને એક ચોપડી વાંચવા લઇ ગયા હતા તે પાછી આપતી વખતે માંહે પ્રેમપત્રિકા મૂકી હતી. મ્હેં વાંચીને ધધડાવી કાઢયા, ને બીલકુલ ત્યાર પછી બોલવાનું બંધ કર્યું એટલે મારા ઉપર બહુ ચ્હીડાયા હશે. ”

“ તેં જે કર્યું તે ખોટું છે એમ હું નથી કહેતો પણ મને એ બાબતની વાત ન કરવામાં તો તેં ભૂલજ કરી છે. તારા સંબંધની એવી સર્વ વાતો જાણવાનો મને અધિકાર છે. ”

“ પણ એ વાત તમને કહેવાથી વિશેષ શું લાભ ? નાહક તમારા જીવને ક્લેશ થાય અને તમારી દોસ્તીમાં તૂટતી થાય. ભાઇબંધોમાં એવી

લડાઇઓ કરાવવાનું મારે શું પ્રયોજન ? મેં મારો ધર્મ સંભાળી લીધો."

"હજી એ વાત તારી સમજમાં ના આવી. મારા ઘરમાં કેવા માણસો આવે જાય છે, તેમના પર કેટલો વિશ્વાસ ધરે, એ મારે જાણવુંજ જોઇએ. જે મિત્ર મારો વિશ્વાસઘાત કરી, મિત્ર ધર્મ ચૂકી મારી સ્ત્રી પર કુદૃષ્ટિ કરે તે મારો મિત્ર નહિ પણ શત્રુ છે. એવાની દોસ્તી રાખે શું લાભ ? ઉલટું દૂધ પાઇને સાપ ઉછેર્યા જેવું થાય. મિત્ર પત્નીને શાસ્ત્રમાં માતા કહેલી છે, અને મિત્રતાના સંબંધને લીધે વિશ્વાસ મૂક્યા વિના ચાલે નહિ. એટલો ધર્મ જાળવવા અને એટલા વિશ્વાસને પાત્ર થવા જેટલી જેની યોગ્યતા નહિ તેની સાથેની મિત્રતા ટકાવવાનો શું અર્થ ?"

"આટલો બધો ઉંચો આદર્શ રાખશો તો તો ભાયડાઓનાં ઘણાખરાનાં મન નબળાં હોય છે એટલે કોઇ કોઇની મિત્રતા ટકેજ નહિ."

"ત્યારે પવિત્રતા વિનાની મિત્રતા જેટલી ઓછી હોય તેટલી સારી. મારે તો એવા મિત્રો ના જોઇએ. સાધારણ રીતે દુનિયામાં તેથીજ સ્ત્રીયોને લોકો ઘરમાં આવતા જતા પુરૂષોના બહુ સંસર્ગમાં આવવા દેતા નથી. પણ અમુક મનુષ્ય વિશ્વાસપાત્ર નથી એમ જાણ્યું એટલે તે ખબર સ્ત્રીએ પોતાના સ્વામીને કરવીજ જોઈએ."

"પણ ના કરી તેમાં નુકશાન શું? તમે કહો છો તેથી મારી તો કંઇ ખાત્રી થતી નથી, એમ તો ઘેરેઘેર ક્લેશ વધે."

"ઘેરઘેર પાપ વધે તેના કરતાં ક્લેશ વધે તે સારૂં."

"એટલે એમાં કંઈ મને સમજણ ના પડી. એમાં પાપ શેનું વધે."

"જો, બધી સ્ત્રીયોનાં મન કંઇ સરખાં હોતાં નથી. જો પ્રથમ પ્રસંગેજ પતિને ખબર આપે તો દુરાચાર થતો જડમૂળથીજ અટકે. જો વાત ખાનગી રહે તો તે પુરૂષની હિંમત ને ધૃષ્ટતા વધે છે, કારણ તેને પછી ભય જતો રહે છે અને પછી તે સ્ત્રી પુરૂષ વચ્ચે એક જાતનો હા ના નો વિગ્રહ ચાલે છે તેમાં જે સ્ત્રીનું મનોબળ જબરૂં હોય તેજ ટકે. એક વાર વાત ગુપ્ત રાખી એટલે બસ થઇ ચૂક્યું. પછી તો ફક્ત મનોબળનીજ કસોટી રહી તેમાં જેનું જોર ઝાઝું તે જીતે, માટે

સ્ત્રી એવી વાર્તા ગુપ્ત રાખે એટલે તેની અરધી પરધી મરજી છે એમજ પુરૂષો અનુમાન કરી લે છે."

"તમારી વાત ખરી લાગે છે પણ જેને પોતાની જાતની ખાત્રી હોય તેને શો ભય?"

"એ ખાત્રી ઠગારી છે. કસોટી થયા વિના પોતાનું મનોબળ કેટલું છે તે કોઈ જાણતું નથી અને પર પુરૂષ સાથે એવી કસોટીમાં ઉતરવું એ સુજ્ઞ સ્ત્રીને ઘટતું નથી. એવો અહંકાર કરનારી ઘણીયે સ્ત્રીઓનો અધઃપાત થયો છે માટે એવા દ્વંદ્વ યુદ્ધમાં ના ઉતરતાં પોતાના પતિ અગર વડીલની સહાયથી દુરાચારને ઉગતો અટકાવવો એજ શ્રેષ્ઠ છે."

"પણ જો પોતાની બાજી હારતી લાગે તોજ મદદ માગવાની જરૂર કેની?"

"ના, પ્રથમથીજ. ક્યારે બાજી હાર પર જશે તે કોણ જાણે છે? અને છેવટની ઘડીએ મદદ માંગવાથી પતિને અગર વડીલને પણ શંકા આવવાનું કારણ રહે છે. વળી પ્રથમથીજ જે વાત ના કહી તે પાછળથી કરવાની હિંમત ચાલતી નથી, અને છેવટે તપસી પણ લપસી પડયાના દાખલા બન્યા છે. એકાંત સહવાસ અને ગુપ્તતાની બાબતમાં નિર્ભયતા હોય તો પુરૂષની ધૃષ્ટતાને હદ હોતી નથી, માટે પ્રથમથીજ ચેતીને ચાલવું અને કોઇ એવો પ્રસંગ આવે તો પતિ અગર વડીલ આગળ તો જરૂર પ્રગટ કરવો."

"તમે કહો છો તે બધું ખરૂં હશે પણ આજના જમાનાનાં ભણેલાં સુધરેલાં બૈરાંને તે નહિ રૂચે. કેટલાંકને તો એવી કઠણ કસોટીનો શોખ હોય છે."

"ત્યારે તે ઠોકર ખાઇને ઠેકાણે આવશે, બાકી હું કહું છું તે બધું સાચુંજ છે. મનની એ કસોટી મહા કપરી છે અને સ્ત્રી પુરૂષના ઘણી વખતના સમાગમથી વાસનાનું બળ પણ વધે છે અને મનોબળ નરમ પડે છે. પરપુરૂષ સાથે એવા વિગ્રહમાં ઉતરવાની

વૃત્તિમાં મનની ચંચળતા સિવાય બીજું કંઇ હું જોતો નથી. ખાલી ફુલાશ માટે પણ પુરૂષોનાં હૃદયને નચવવાની કેટલીક સ્ત્રીઓની મનોવૃત્તિ હોય છે. એવી સ્ત્રીઓને અંગ્રેજીમાં કૉકેટ ( Coquette ) કહે છે અને આપણે ચંચળ કહીએ તો ચાલે. તારામાં એવી ચંચળતા હું કંઇ દેખતો નથી. તારૂં દિલ સાફ છે અને તને પિયરનો અભ્યાસ છે માટે હું તને આટલી બધી છૂટ આપું છું છતાં તું આવી વાતો મારાથી ગુપ્ત રાખે તો મને તારૂં વર્તન ઠીક ના લાગે અને કદાચ કોઇ પ્રસંગે મારા મનમાં વિના કારણ શંકા પણ આવે."

"હાસ્તો. આજે આવી હતી તેમ."

"તેં મને પ્હેલાંથી એ વાત કહી હોત તો હું એની વાત મુદ્દલ માનત નહિ અને મારા હૃદયમાં જે થોડી વાર પણ અંધકાર છવાયો ને મારૂં મન ખિન્ન થયું તે થવા પામત નહિ."

"મને માફ કરો હું મારી ભૂલ કબૂલ કરૂં છું." એમ ખુલ્લે હૃદયે માફી માગી માણેક પતિની કોટે વળગી પડી અને કપોળ ઉપર પ્રેમ ચિન્હ કર્યું.

પ્રિય વાંચક! આ પ્રેમી દંપતીને હવે એકાંતમાં મેલી મર્યાદા જાળવવા આ પ્રકરણ બંધ કરીશું.

## પ્રકરણ ૧૦ મું.

### વિષ બિંદુ.

બીજે દિવસે સવારે ચાહ પી નાસ્તો કરી ચંદુલાલ બહાર જવા તૈયાર થયા કે માણેકે કહ્યું "જુઓ નકામો આજે આ ઘેર પેલે ઘેર જવામાં વખત ગુમાવશો નહિ. મને તમારા વિના ગમશે નહિ."

"ના, ના મને વાર નહિ લાગે; આટલું કામ છે તે કર્યા વિના છૂટકો નથી નહિ તો જાતજ નહિ."

ચંદુલાલ ગયા ને થોડી વાર થઈ હશે કે ચંપકલાલની સ્વારી પધારી. એ ભાઈશ્રીના મનમાં એમ કે ગઇ રાત્રે માણેકને ઠપકો કે પ્રસાદ પાણી મળ્યાં હશે ને બાઇ ગુસ્સામાં હશે માટે ખરૂં ખોટું સમજાવી રીઝવી લેતાં વાર નહિ લાગે.

સાધારણ રીતે તો એકલી પડે કે માણેક ચોપડી લઇ બેસતી, તેને બદલે આજે મનમાં એમજ પ્રેરણા થઇ તે માળા લઇ શ્રી હરિનું સ્મરણ રટણ કરવા લાગી. નઠારામાંથી સારૂં પરિણામ લાવી પતિ પત્નીનાં હૃદય વધારે એક કરવાની પ્રભુની કળાથી તે નમ્ર અને આભારવશ થઇ હતી અને તેનું મન નિર્મળ બન્યું હતું.

ચંપકલાલે આવી કહ્યું " કેમ ભાભી સાહેબ! બીજાજ કેમ છે ? ઓહો! આજે હાથમાં માળા કેમ લેવી પડી ? રામ તો દુઃખમાં સાંભરે. તમને તે અમે બધા છતાં શું દુઃખ પડવાનું હતું જે ?"

આ નષ્ટાઇ અને નાસ્તિકતા, 'અમે બધા' કહી પોતાના રક્ષકોમાં એની પોતાની જાતને ગણાવવાની ધૃષ્ટતાથી માણેક ખરેખરી ચ્હીડવાઇ અને વિકાળ બની. સાધારણ મશ્કરીઓને હસી કાઢવાની પોતાની ટેવ કોરે મૂકી તેણે પોતાનું તેજ બતાવવા નિશ્ચય કર્યો. તેજ વિના દુષ્ટ પુરૂષો મ્હાત થતા નથી.

" જુઓ ચંપકલાલ! હું તમારૂં નામ દેતી નથી અને આજથી તમે મને બોલાવી તો તમારી વાત તમે જાણ્યા. તમારા જેવાની સાથે હું કોઇ પણ જાતનો સંસર્ગ રાખવા માગતી નથી. તમારે મારૂં નામ લેવું નહિ. તમારા ભાઇબંધને મળવું હોય તો તે હોય ત્યારે આવજો."

" ઓત્ તારીની ? આજ તો બોઇલર ખૂબ તપ્યું લાગે છે. રાત્રે ભાઇ વઢ્યા હશે પણ ગભરાશો નહિ. એ તો હું સમજાવી લઇશ."

" મારા ઘરના માણસ સાથેના મારા સંબંધમાં મારે કોઇની દરમ્યાનગીરી નથી જોઇતી. તમે તમારે રસ્તે ચાલ્યા જાઓ ને કામ હોય તો એ આવે ત્યારે આવજો."

જવાબ સાંભળવા ઉભા રહ્યા વગર માણેક ત્યાંથી રસોડામાં ચાલી ગઇ. ચંપકલાલ આગલા દિવાનખાનામાં ન્યુસપેપર લઇને બેઠો.

એની આંખ ન્યુસપેપર પર હતી પણ એનું મગજ બીજે ઠેકાણે કામ કરી રહ્યું હોવાથી એને શું છાપેલું છે તે કંઇ ખબર પડતી નહોતી. માત્ર અક્ષરો એની આંખ આગળ તરતા હતા પણ તેનો કંઇ મગજમાં અર્થ પ્હોંચતો નહિ.

થોડીકજ વાર થઇ હશે ને ચંદુલાલ આવ્યા. આજે તેને બહાર કંઇ ગમ્યુંજ નહિ. ઘરમાં આવતાંજ આ દુષ્ટને દેખી કાળ ચઢ્યો, અને તેની તરફ લક્ષ આપ્યા વગરજ પોતાનાં કપડાં ઉતારવાં માંડયાં. ચંપકલાલની હાજરી એણે ગણકારીજ નહિ.

ચંપકથી ના રહેવાયું. આ પતિપત્ની વચ્ચે પોતાની બધી વાર્તા ઉઘાડી પડી ગઇ હશે એ તેને ખ્યાલ નહોતો તેથી તેણે જાણે રમતમાંજ હમેશની માફક કહ્યું:–" કેમ કંઇ આજે તમે આમ રોફમાં, ને ભાભી ગુસ્સામાં. મેં કાલે રસિક સાથે ગાડીમાં ગયાની વાત કહી તેથી બે જણ લડયાં છો કે શું? પણ એમાં તો કંઇ નહોતું. તમે મારી કનેથી ગયા પછી થોડી વારે રસિક મળ્યો હતો તેણે કહ્યું કે એની સ્ત્રીએ જવાનું મૂહુર્ત ફેરવ્યું હતું અને તે દહાડે રાત્રેજ પછી ગઇ. એમાં આવી મોટી તકરાર શી અને તેમાં તમારી બેની લડવાડમાં મારા ગરીબનો મરો થાય છે તે ઠીક નહિ."

ચંદુલાલે સ્હેજ વાર કંઇ જવાબ ના દીધો અને પછી ધીરેથી પણ દૃઢતાથી કહ્યું:—

"મી. ચંપકલાલ તમે મારી સ્ત્રી પ્રત્યે કુદૃષ્ટિ કરી અને તેમાં તમારૂં કંઇ વળ્યું નહિ ત્યારે વેર લેવા મને ભમાવ્યો. તમારી સાથે મિત્રતાનો સંબંધ હવે હું નથી રાખી શકતો. તમારે કામકાજ હોય તો મને બેલાશક પેઢી ઉપર મળજો પણ મારે ઘેર મળવા આવવાની તસ્દી ના લેશો."

ચંપકલાલ ઉઘાડો પડી જવાથી ધોળો પુણી જેવો થઇ ગયો. થોડી વાર તો બોલવાની પણ હિંમત રહી નહિ. પોતાની છત્રી તથા ટોપી લઇ જતાં જતાં જરા હિંમત આવવાથી કહ્યું:—

" જુઓ શેઠ, તમે સ્ત્રીનાથી ભોળવાયા છો તો હરકત નહિ. નગીનલાલ ડાકટરના ઘરની છોકરીની ઉસ્તાદીમાં શું બાકી હોય? હું તો જાઉં છું પણ જોજો સંભાળજો. એક દહાડો મને યાદ કરશો. મેં તો કશું કર્યું નથી છતાં મારા પર આવું ખોટું આળ મૂકે છે તે બાઇ આગળ જતાં શું નહિ કરે? એ તો એવી શેતાન સ્ત્રીઓજ સતી હોવાનો ઢોંગ કરે. તમે ભોળા માણસ શું સમજો. વારૂ! સાહેબજી."

ચંદુલાલે એના શબ્દોની કંઇ પરવા કરી નહિ. તેનું મન માણેક-મય થઇ ગયું હતું અને ઘરમાં જઇ બન્ને હર્ષથી મળ્યાં ને અરસ-પરસ ચંપકલાલ સાથે થયલી વાતચિત કહી દીધી.

માણેકે કહ્યું " ચાલો બહુ સારૂં થયું એનો ઘરમાંથી પગ ટળ્યો તે. એવાનું તો નામજ ના દેવું જોઇએ. મેં પ્હેલેથી તમને કહ્યું હોત તો આટલી હદે વાત ના જાત અને યુક્તિથી એનો રસ્તો નીકળત. પણ હવે જે થયું તે સારૂંજ થયું છે."

" પ્રભુનો પાડ માનો કે ટુંકેથી પત્યું. મેં આટલુંયે અત્યારે ના જાણ્યું હોત તો એ તને પજવવાનું છોડત નહિ."

તે દિવસ અને રાત્રિ આ દંપતીએ ઘણાજ સ્નેહથી આનંદ-પૂર્વક ગાળ્યાં. બીજે દિવસે ચંદુલાલપર નીચેનો પત્ર આવ્યો.

પરમમિત્ર ભાઇ ચંદુલાલ,

તમે સ્ત્રીને ભરોંસે મારા જેવા તમારા વિશ્વાસુ અને નિષ્કપટી મિત્ર સાથે સ્નેહ તોડી નાંખ્યો છે તેથી મારૂં હૃદય ઘણું બળે છે. પણ હશે ખેર—જેટલી સ્ત્રી હોય તેટલો કંઇ મિત્ર હોય નહિ. તમે મારી વાત પણ સાંભળી નહિ અને મને એકદમ તરછોડી નાંખ્યો તેથી મને ઘણો ઉદ્વેગ થયો છે. પણ મને મારૂં અપમાન સાલે છે તેના કરતાં તમારી દયા વધારે આવે છે. રૂબરૂમાં તો તમે મને કંઇ પણ કહેવાની તક આપી નહિ પણ મારે મારા બચાવને ખાતર ખરી હકીકત તમને જાહેર કરવી જોઇએ તે આ પત્ર દ્વારા કરૂં છું. મારૂં માનવું ના માનવું એ તમારી ખુશીની વાત છે પણ હું તમને ચેતાવું છું કે તમે એક ઘણીજ ચંચળ અને ધૂર્ત સ્ત્રીના મોહપાશમાં ફસાયા

છો. કાજળની કોટડીમાંથી ડાઘ વિના નીકળવું મુશ્કેલ છે તેમ ડોક્ટર નગીનલાલના ઘરની કેળવણી પામેલી સ્ત્રીના સંબંધમાં આવ્યા પછી આબરૂને ખરો ખોટો ડાઘ બેઠા વિના રહેજ નહિ. કાદવમાં પગ મૂકવાથી છાંટા ઉડેજ તેમ તમારી સ્ત્રી સાથે નિર્દોષ વાર્તાના પ્રસંગમાં આવ્યાથીજ મને ખોટું કલંક લાગ્યું છે. તમારા સસરાના કુટુંબની હકીકત તમે જાણતા નથી. અમદાવાદમાં ડાક્ટર નગીનલાલના ઘરમાં જેટલો સ્વચ્છંદાચાર ને ભ્રષ્ટતા હતાં તેટલાં સુધારાવાળા કે અસલી વિચારના કોઇ પણ કુટુંબમાં ભાગ્યેજ હશે. એ ઘર જ્યારે એકત્ર હતું ત્યારે જેમ મીલકત મઝીયારી હતી તેમ બધા ભાઇઓની વહુઓને ગમે તેની સાથે ગમે તેમ વર્તવાની ખુલ્લી છૂટ હતી. એવા કુટુંબમાં ઉછરેલી છોકરીને જ્યારે ન્યાતમાં કોઇએ ના લીધી ત્યારે તમારે ગળે ઓરાઢી છે. મારી વાત ના માનતા હો તો અમદાવાદના એમની ન્યાતના ગમે તે માણસને પુછીને ખાત્રી કરી જોજો. કંથેરને ઝાડે તે કેળાં કેમ કરીને ઉતરે?

મારે માટે તમને કેવી રીતે ભરમાવવામાં આવ્યા છે તે હું જાણતો નથી, પણ ખરી હકીકત એવી છે કે મેં એમની કને એક પુસ્તક વાંચવા લીધેલું તેમાં ભૂલથી કોઇની એમના ઉપર આવેલી પ્રેમ પત્રિકા રહી ગઇ હતી તે મારા વાંચવામાં આવી. તે કોની હતી તે હું તમને કહીને બીજા મિત્રનો દ્રોહ કરી તેને ઉઘાડો પાડવા માંગતો નથી. હું ધારત તો તમને એ ચીઠ્ઠી આપી શકત પણ તેમ ના કરતાં મેં એમનેજ પાછી આપી, શીખામણના બે બોલ કહ્યા ત્યારથી મારાપર ગુસ્સે છે અને મારી જોડે રીસમાંજ બોલે છે. મેં તેટલા માટેજ તમને તે દિવસે ઇસારો કરી ચેતાવ્યા પણ પરિણામ વિપરીત આવ્યું તેમાં મારાં કર્મ સિવાય બીજાનો દોષ હું કાઢતો નથી. ઇશ્વર તમને સુખી રાખે અને સદ્દબુદ્ધિ આપે.

લી. તમારૂં અંતઃકરણથી હમેશાં ભલું ઇચ્છનાર, તમારી
વિનાકારણ અવકૃપાને પાત્ર થઇ નિરાશ થયેલા
મિત્ર ચંપકલાલનું સ્નેહવંદન.

ચંદુલાલને આ કાગળ પેઢીપર મળ્યો. વાંચતાંનેજ એનું મ્હોં ઉતરી ગયું. ડાકટર નગીનલાલના કુટુંબ વિષે કેટલીક ઉડતી વાતો એણે સાંભળી હતી. આ કાગળની પ્રપંચભરી યુક્તિથી એનું ચિત્ત ચગડોળે ચઢ્યું અને શંકાએ મનમાં સજ્જડ ઘર ઘાલ્યું. વ્હેમ જેવો શત્રુ બીજો કોઈ નથી અને એ નહિ આમાં ને નહિ તેમાંની અધરવચની સ્થિતિ ખરાં દુઃખ કરતાં પણ વિશેષ દુઃખકારક છે. કોઇ પણ કામમાં એનું ચિત્ત ચોંટ્યું નહિ અને કોઇનું મોઢું જોવું ગમ્યું નહિ. પછી કંઇ વિચાર આવતાં પોતાના મિત્ર મનહરલાલને ત્યાં ગયો. મ્હોંપરના ભાવ છુપાવવા ઘણાયે પ્રયત્ન કર્યા, છતાં તે પ્રગટ થઇ ગયા અને જતાંનેવાર મનહરલાલે પુછ્યું:–

"કેમ ચંદુભાઇ આજે કંઇ ઘણા ઉદ્વેગમાં ?"

"કંઈ નહિ સ્હેજ અમસ્તુંજ."

"ના અમસ્તું હોય નહિ. તમારા મુખપર ગંભીર ગ્લાનિ છવાયલી છે."

"તે હું કહું છું, પણ મને પ્રથમ વચન આપો કે જે હું પુછીશ તેના સાચેસાચા ઉત્તર મળશે."

"એવું તે શું છે જે આગળથી બાંધો છો ? હું ક્યારેયે તમારી કને જૂઠું બોલ્યો છું ? લ્યો જાઓ વચન છે."

"તમે મારી સ્ત્રી માણેકને તો સારી રીતે ઓળખો છોને ?"

"સારી રીતે તો નહિ પણ સાધારણ ઓળખું છું. એમના પિતાનો મારી જોડે વિવાહ કરવા વિચાર હતો, તે મેં તમને કહ્યું છે."

"તેટલા માટેજ હું તમારી કને આવ્યો છું. ત્યારે એ વિવાહ ના થવાનું કારણ શું ?"

"એક કારણ તો સ્પષ્ટ છે. તમે જાણો છો કે ગીરધરલાલ શેઠની કન્યા લેવામાં મને કેટલો લાભ હતો તે ? અને એકનું થાય એટલે બીજી જગ્યાએ ના પાડવીજ પડે."

"હા ! હા ! પણ તે સિવાય બીજું કંઇ કારણ છે ?"

"બીજું શું કારણ હોય ?"

"ડાક્ટર નગીનલાલના ઘરની નીતિ રીતિ વિષે ?"

"એ પણ થોડે અંશે ખરૂં. એમના ઘરની રીતભાત બહુ વખણાતી નહોતી."

"કહે છે કે બધા ભાઇઓમાં કોણ કોની વહુ તેનો ભેદભાવ નહોતો ને યથેચ્છ વર્તન ચાલતું હતું."

"એવું સાંભળ્યું છે ખરૂં. કર્ણદોષ છે. પણ એટલું બધું હું માનતો નથી. એ તો ખોટી લોકવાયકા હતી. વર્તનમાં વિનયને મર્યાદા નહિ એટલે લોકો ગમે તેમ કહે. એમના ઘરનો સુધારો જરા ગાંડો હતો એટલું તો ખરૂં."

"મારી માણેક વિષે તમે કંઈ સાંભળ્યું છે ?"

"ના. એ છોકરી તો ડાહી કહેવાતી હતી."

"પણ સંસ્કાર પડયા હશે ખરાને ?"

"તે તો ભાઇસાહેબ તમે વધારે જાણો કે હું ?"

"બહુ સારૂ સાહેબજી! હું હવે જઇશ."

"પણ કહો તો ખરા કે આ બધા સવાલ પુછવાનું કારણ શું ?"

"આજે નહિ કહીશ વળી." એમ કહી ચંદુલાલ શેઠ ઉતરી પડયા ને ગાડીવાળાને બંગલે ગાડી લેવા વરદી આપી.

વિચારમાં ને વિચારમાં બંગલે પ્હોંચ્યા. બંગલામાં પગ મૂકતાંજ આગલા દિવાનખાનામાં માણેકને અને રસિકલાલને વાત કરતાં જોયાં કે બળતામાં ઘી હોમાયું, અને ધુંધવાતો અગ્નિ ભભૂકી ઉઠયો, તેથી જરા કડક અવાજે પુછયું:—

"કેમ રસિકલાલ અત્યારે કેમ આવ્યા છો ?"

"અમસ્તો સ્હેજ તમને મળવા. આજે ઓફીસમાં રજા છે તેથી મેં ધાર્યું લાવ ત્યાંજ બેસું તો બેઘડી આનંદ થશે."

"પણ તમે જાણો છોને કે અત્યારે હું ઘેર હોતો નથી."

"કેમ આજે આમ કેમ બોલો છો ? તમારો આવવાનો વખત

થવા આવ્યો હતો તે જરા ભાભી જોડે તમારી વાટ જોઇ ગામગપ્પા હાંકતો હતો તેમાં તમારૂં કંઇ મગજ તો ખસી ગયું નથીને ?"

"ના પણ મને એ પસંદ નથી. બૈરાં સાથે ટાહ્યલાં કુટવામાં શો માલ ? અમે તમારે ત્યાં આવીને તમારાં બૈરાં જોડે બેસીએ છીએ કંઇ ?"

"આજે કંઇ ચક્કર ખસ્યું લાગે છે. આજે પહેલીવાર તો માણેકભાભી સાથે બેઠો નથીને, અને હું એકલો તો કંઇ એમની જોડે બોલતો નથી કેની ? એમનો સ્વભાવ મીલનસાર ને આનંદી છે ને દિલસાફ છે માટે બધા બે ઘડી બોલાવે છે. તેમાં મારાપરજ કોઇ દહાડો નહિ ને આજે આટલો રોષ કરવાનું કંઈ કારણ ?"

"કારણ બારણ કંઇ નથી. મારે મારો વ્યવહાર બદલવો છે. તે મારી ખુશીની વાત છે."

માણેક બારણામાં ઉભી ઉભી બધી વાત સાંભળતી હતી તેણે આ પ્રમાણે મામલો બગડતો જોઇ ધીરેથી કહ્યુંઃ—

"કેમ, તમે આજે આમ કેમ બોલો છો જે ! મનેયે કંઇ સમજાતું નથી. ગઇ કાલે હાઇકોર્ટમાં મોટો રમુજી કેસ ચાલ્યો હતો તેની રસિકભાઇ વાત કરતા હતા. તમે આવા વ્હેમી ક્યાંથી થઇ ગયા ? રસિકભાઇ ! કંઇ મનમાં ના લાવશો. આજ એમનો મીજાજ કોણ જાણે કેમ ગરમ થઇ ગયો છે. જાઓ, ભાઇ આવજો હોં, કંઇ ખોટું ના લગાડશો."

રસિકલાલે ઉઠીને જવા માંડ્યું. ચંદુલાલ કશું બોલ્યા વગર પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. માણેક તેની પાછળ ગઇ. ચંદુલાલે કોટ કાઢ્યો તે તે લેવા ગઇ પણ તેને ના આપતાં જાતેજ ખૂંટીએ ભરવ્યો.

"કેમ આજે એકદમ કેમ બદલાઇ ગયા ? વળી પાછો શું વ્હેમ ભરાયો છે ?"

"વ્હેમ કંઇ ભરાયો નથી. તારાપર ચંપકે પ્રેમ પત્રિકા લખી હતી ને તે લાવ જોઇએ."

"તે તો મ્હેં તેજ વખતે એમના દેખતાં ફાડીને ફેંકી દીધી."

"મને વાત કરી નહિ અને ચીઠ્ઠીએ ફાડી ને ફેંકી દીધી. હવે તું ખરૂં કહે છે કે ખોટું તેનો મારી કને શો પુરાવો ?"

"પુરાવો તે શો લાવું ? હું ને મારો સ્નેહ. શું મને જૂઠી માનો છો ?"

"જૂઠી કે સાચી તે કેમ સમજણ પડે ? લે આ કાગળ વાંચ ને કહે કે મારે કોનું માનવું ?"

માણેકે ધડકતે હૃદયે કાગળ હાથમાં લીધો ને વાંચ્યો. વાંચતાં વાંચતાં તે, ચંપકની લુચ્ચાઇ જોઇ, ખરેખરી ગુંચવણમાં પડી. ચંપકના દેખતાંજ પત્રિકાનો નાશ થયો હતો એટલે તેનો લાભ લઇ ચતુરાઇથી હકીકત તેણે ઉલટાવી નાંખી હતી. હવે આનો શો ઉપાય ? પોતે પ્હેલેથીજ વાત ના કરી તેને માટે હવે તે ખરેખરી પસ્તાઇ. આ શઠે એવી જાળ નાંખી હતી કે તેમાંથી છૂટવું મુસ્કેલ.

વાંચીને માણેકે પત્ર પાછો આપ્યો. ચંદુલાલે કહ્યું "કેમ શા વિચારમાં પડી ? કહે હવે બેમાંથી કોણ ખરૂં ?"

"ખરી તો હુંજ છું. આ પાપીએ કાગળનો નાશ થયલો છે તેનો લાભ લીધો છે."

"મારે તો હવે ત્યારે તમારા બેમાંથી એકના વચન પરજ વિશ્વાસ રાખવો રહ્યોની ?"

"બીજું તો શું કહું ? તમને રસિકની વહુ ઘેર હતી છતાં નથી એમ એણેજ ખોટું કહ્યુંતુંને ?"

"હા, પણ તેમાં ખોટું શું ? તે દિવસે જવાનું નક્કી હતું ને પાછળથી દિવસ ફર્યો. એણે પછી ફરી તે દિવસે કહ્યુંને કે એની ભૂલ હતી."

"તમને મારામાં શ્રદ્ધા નથી. મારો તમારા પર કેવો ઉંડો સ્નેહ છે તે કહો તો મારૂં કાળજું ચીરીને બતાવું."

"એવી અતિશયોક્તિ મને નથી ગમતી. હમણાં તું જા તારે કામે લાગ. મને બે ઘડી એકાંતમાં વિચાર કરવા દે.

"ના તે હું તમને આમ એકલા નહિ મૂકું. તમે આવા વ્હેમી

છો એમ હું જાણતી હોત તો કોઇની સાથે કદી બોલત સરખી નહિ. મારે બીજા કોઇનું શું કામ છે? તમારી સેવામાં તમને ગમે તો હું જનાનાની બીબી તરીકે પણ રહેવા ખુશી છું. તમેજ છૂટ આપીને પછી આમ નાહક વ્હેમાઓ તે કોના ઘરની રીત?"

"મેં કંઇ તને છૂટ આપી નથી. તેં લીધી તે મેં લેવા દીધી. હું ભોળો હતો તેથી મિત્રો આવા કપટી હશે તે જાણતો નહોતો."

"ત્યારે કપટી મિત્ર છે એમ જાણ્યા છતાં મને શું કરવા બાળો છો?"

"તે કોણ કપટી તે હું કેમ કહી શકું? ચંપક કે રસિક બેમાંથી એક તો કપટી છેજ. પણ આ ગોટાળામાંથી મારૂં મન કંઇ નિશ્ચયપર આવતું નથી માટે મને જરાવાર એકલા બેસી વિચાર કરવા દે."

"તે એકલા વિચાર કરી તમે કંઇ ઉંધે ચીલેજ ચઢી જશો. હું સહધર્મચારિણી છું માટે મને તમારા વિચારમાં પણ સહચાર આપો."

"ના, આજે નહિ. તું નહિ જાય તો મારે ગુસ્સે થઇ તને કાઢી મૂકવી પડશે."

"તે તમારે જે કરવું હોય તે કરો. તમે ગાળો દો, મારો, જે કરશો તે સહન કરીશ પણ હું તમને મૂકીને નહિં ખસું."

"હું મારીશ તો માર ખાઇશ?"

"હા, તમને તેમ યોગ્ય જણાય તો તેમ કરો."

"ચાલ ત્યારે આજે મારે તને તારી જીદ માટે થોડી મારવીજ છે. જા પ્હણે કબાટપરથી લાકડી લઇ આવ."

"માણેક કબાટ બીજા ઓરડામાં હતું ત્યાં લાકડી લેવા ગઇ, એટલે ચંદુલાલે બારણા વાસી અંદરથી સાંકળ ચઢાવી દીધી. માણેકે ઘણાંય બારણાં ઠોકયાં પણ કંઇ જવાબ મળ્યો નહિ. છેવટે થાકીને પોતાના ઓરડામાં જઇ કંઇ ના ચાલવાથી પુષ્કળ રૂઇ પડી.

આજે માણેકે બીલકુલ ખાધું નહિ અને ભટને કહી દીધું કે તબિયત સારી નથી. કંઇક કલેશ થયો છે એમ ભટ સમજ્યો એટલે માણેકની તબિયત સંબંધી વાત કોઇ આગળ તેણે કહી નહિ.

# પ્રકરણ ૧૧ મું.

## અનુભવીનું ઔષધ.

ચંદુલાલ શેઠની વિચારમાળાનો ક્રમે કરીને અંત આવ્યો નહિ. "કોણ ખરૂં હશે? શું આ ડાહી, સુશીલ પ્રેમી સ્ત્રી જૂઠું કદાપિયે કહે? ચંપકલાલ જૂઠું કહેતો હશે? શી ખબર પડે? ચંપકનો દોષ હજી મેં કંઇ દીઠો નથી. એ પૈસે તો સુખી છે ને મારી ખોટી ખુશામત કદી કરતો નથી, તેમજ મારી મિત્રતામાં એનો કંઈ દેખીતો સ્વાર્થ નથી. એની ચાલચલકત વિષે મેં કંઇ ખરાબ વાત હજી સાંભળી નથી. એનીયે વાત ખરી હોય એમ કેમ ના બને? બીજે પક્ષે રસિકલાલની વર્તણુક વિષે એક બે શંકાસ્પદ વાતો હું જાણું છું. એ એને મોઢેજ કબૂલ પણ કરે છે. એક ભૂલ કરી હોય તે બીજી કેમ ના કરે? અને આ શાણી બગલી જેવી માણેક સતીત્વનો ખોટો ઢોંગ કેમ ના કરતી હોય. બહુ લાડ કયાંતો બહુ પ્રેમમાં થાય કે પ્રેમનો ખોટો આડંબર કરી કુચાલ ઢાંકવા માટે થાય. એના પિયેરની રીતભાત કેવી ખરાબ? મનહરલાલ પણ કહે છે કે એ કુટુંબમાં વિનય વિવેક કશો નહોતો, તો જયાં નિયમને મર્યાદા નહિ ત્યાં પવિત્રતા પણ કેમ કરીને જળવાય મન મનુષ્યનું ઘણું નિર્બળ છે અને લાલચુ છે. યથેચ્છ લાલચ મળે ત્યારે તે કેમ ના લોભાય. એવા સંસ્કારમાં ઉછરેલી આ સ્ત્રીનો શો ભરોસો? એ કહે છે કે એને છૂટનો અભ્યાસ છે પણ સ્વતંત્રતાને મોટે ને ખોટે નામે દુરાચરણ કેમ ના પોષાય? પણ આ મારે ત્યાં માણેકને ચાર વરસ થયાં તેમાં મેં કંઈ દુરાચાર જોયો નથી. મારા પર નિર્મળ પ્રેમજ રાખતી દેખાય છે ને બોલે તેમાં શું થઇ ગયું? શું નથી બોલતી તે શરમાળ સ્ત્રીયો બધી કંઇ સારી થોડીજ હોય છે? અરે પ્રભુ તું આ ગુંચવણમાંથી મને માર્ગ નહિ દેખાડે? આ રસિકની વર્તણુક પણ નિર્દોષ માણસના જેવી દેખાય છે. એ બોલે છે પણ નિખાલસ હૃદયથી. શું ખરૂં ને શું ખોટું તે તો ભગવાન સુઝાડે ત્યારે. મને તો આ મુશ્કેલીનો ઉકેલ

જડતો નથી. નથી આમ કંઇ સુઝ પડતી કે તેમ. જો નગીનલાલના કુટું-બની રીતભાત વિષે અને રસિકની વર્તણુક બાબત મને શંકા ના હોત તો તો હું જરૂર માણેકનુંજ માનતે. એનો જીવ કેટલો બળે છે, એનું હૃદય કેવું ધવાય છે. એ નિર્દોષ હશે તો ? તો તો હું ક્રૂરજ તો. અરે પ્રભુ હું શું કરૂં ? શું આમાંથી કંઇ માર્ગ નહિજ જડે ? જો એ સ્ત્રી દુષ્ટ હોય, મને ઠગતી હોય, તો એને જે શિક્ષા કરીએ તે ઓછી. આટલું સુખ અને આવો પ્રેમ છતાં જે સ્ત્રી અધમ માર્ગે વિચરે તેના પર દયા નાજ ઘટે. પણ જો એ વિશુદ્ધ હોય તો ? લાગે છે તો શુદ્ધજ પણ મારૂં મન વ્હેમી છે તે મને ભમાવે છે. ઓ ઇશ્વર! તેં માણુસનાં હૃદયમાં ઉતરી ખરૂં ખોટું પારખવાની શક્તિ કેમ ના આપી? વાણીનો ઉપયોગ જેમ મનના ભાવ પ્રગટ કરવામાં થાય છે તેમ ઢાંકવામાં પણ થાય છે. મનજ આપો આપ વાણીના વાહન વિના વંચાતું હોત તો કેવું સારૂં ? હાવ, ભાવ, આંખ, ચેષ્ટા વિગેરેથી અનુ-માન થાય છે. પણ અનુમાન ખોટાં હોવાનો સંભવ ક્યાં નથી હોતો? હુશિયાર માણુસ મનના ભાવ ઢાંકી શકે છે, નહિ તો આ ગોટાળામાં મારૂં મન પડત જ નહિ. માણેકની અને રસિકની બહારની ચેષ્ટા ચોખ્ખી માલમ પડે છે, પણ તે ઢોંગ પણ કેમ ના હોય ? મારા દેખતાં અને મારી પાછળ એ વર્તન બીલકુલ જુદાંજ કેમ ના હોય ? ઓ વ્હેમ! વ્હેમ! તું ખરેખર કોરી ખાનાર કીડો છે. આવી સ્થિતિ વરસ બે વરસ ચાલે તો હું જરૂર ગાંડો થઇ જાઉં, કે ક્ષયનો ભોગ થાઉં. ઓ પ્રભુ! મને સન્મતિ સુઝાડ.”

આમ વિચારમાં ચંદુલાલ ઓરડામાં ઉઠે, બેસે ને ફરે પણ કંઇ નિર્ણય સુઝે નહિ. છેવટે થાકીને એક સોફાપર પડયો ને એના એ તરંગમાં મન ભ્રમિત થઇ ગયું, અને નિદ્રા આવી ગઇ. નિદ્રા આવી પણ તે અધકચરી, અને પાછા એજ તરંગ સ્વપ્ન રૂપે વિચિત્ર વેષ ધારણ કરી મનમાં તરવરવા લાગ્યા. ઘણી વાટ જોયા પછી ભટે જમવા માટે બારણાં ઠોક્યાં. ખાવામાં કંઇ ચિત્ત નહોતું એટલે જે તે કંઇ સ્વાદ કે

વસ્તુના ભાન વિના ખાઈ લીધું ને પાછા ઓરડામાં આવી અંદરથી સાંકળ વાસી દીધી. વાંચવાની ચોપડી લીધી પણ અક્ષરોનું કદ ઘણુંજ મોટું વધી ગયું ને કાગળથી છુટા પડી આંખ આગળ તર્યા કર્યા. વંચાયજ નહિ તો અર્થ ગ્રહણ ક્યાંથી થાય?

મોતીલાલ શેઠ પોતે સાધારણ રીતે મેડા ઉપર પોતાના ઓરડામાંજ ઘણો ખરો વખત ગાળતા હતા. પેઢી ઉપર જાય આવે તે સિવાય બાકીનો તેમનો બધોજ વખત પોતાના ઓરડામાં ધર્મ પુસ્તકો વાંચવામાં તથા કોઈ આવ્યું ગયું હોય તેને મળવામાં જતો. શાસ્ત્રી પુરાણીને સાધુ બ્રહ્મચારીઓ તેમની મુલાકાતે ઘણા આવતા, અને જો કે તેમાંના ઘણા તો દ્રવ્ય લોભથીજ તણાતા, છતાં શેઠ જેની જેવી યોગ્યતા ને જરૂરીઆત, તે પ્રમાણે ઉદારતા બતાવતા. બપોરે જમ્યા પછીનો થોડો વખત ચંદુલાલ શેઠની કને જઈને બેસતા અને તેટલો સમય શેઠનો ઘણો આનંદમાં જતો.

આજે ચંદુલાલ બીલકુલ જોવામાં નહિ આવવાથી બપોરે ત્રણ વાગે પેઢીમાં જવાનો વખત થયો ત્યારે શેઠે, ભટ પાણીનો લોટો લઈને આવ્યો હતો તેને પુછ્યું:—

"કેમ આજે ચંદુ ઘરમાં નથી કે શું?"

"ના. ઘરમાં જ છે."

"શું કરે છે?"

"બારણાં વાસી એમના ઓરડામાં બેઠા છે."

"હશે છોકરાં છે."

ભટ ઘણા વખતનો ઘરનો જૂનો નોકર હતો અને ચંદુલાલ તેની આંખ આગળ નાનેથી મોટો થયો હતો. શેઠાણીને ગુજરી ગયે દશ બાર વરસ થયાં હતાં, ત્યારથી ઘરની બધી વ્યવસ્થા ભટના હાથમાંજ હતી, અને શેઠ અને ચંદુલાલની બધી રીતની તકેદારી તે ઉઠાવી લેતો. માંદા હોય ત્યારે બાવજત પણ ઘરના માણસની માફકજ કરતો અને બધા નોકરોયે ભટના હુકમનો અમલ કરવા આનાકાની કરતા નહિ.

કુટુંબ માટે ભટને લાગણી હતી અને આજે જે ક્લેશ થયો તે તેના સમજવામાં આવી જવાથી તેનો જીવ બળતોહતો. ધણી ધણીઆણીની વઢવાઢમાં વચ્ચે ના બોલવું એટલું તો એ સમજતો હતો અને પોતાના અધિકારની મર્યાદા પણ જાણતો હોવાથી, પોતાને કંઇ ખબર નથી એવી રીતે વર્તવાને પ્રયત્ન કરતો. માણેક અને ચંદુલાલને તકરારના પ્રસંગ બહુ વિરલ આવતા. ધણી ધણીઆણીનો સંબંધ એટલે સ્હેજ કચાકચ વખતે થાય, પણ તે છમકલાં તરત ઓલવાઇ જઇ ઉલટો પ્રીતિમાં વધારો કરતા. આજનો પ્રસંગ કંઇક ગંભીર અને વિચિત્ર લાગ્યો. ભાઇએ એકલા બેપરવાઇથી ખાધું, માણેક બીલકુલ ભુખી રહી અને બન્ને પોતાના પંથ ન્યારા હોય તેમ કોઇ કોઇની પરવા ના કરે, એવો પ્રસંગ આ પહેલો જ બન્યો. પોતાનાથી કંઇ બની શકે તેમ નહોતું માટે શેઠ એનો કંઇ નિવેડો લાવશે એવા ઇરાદાથી, એમને હકીકત કહી દેવાનુંજ ભટને ઠીક લાગ્યું. થોડીવાર ભટ કંઇ બોલ્યા વિના ઉભો રહ્યો. એટલે શેઠે પુછ્યું:—

"કેમ શા વિચારમાં પડી ગયો ?"

"ના કંઇ નહિ, પણ આજે ભાઈ અને ભાભીને કંઇ કજીયો થયો લાગે છે."

"હેં! શું કહે છે? ખરેખાત કજીયો થયો છે, કે અમથાં ચડભડયાં છે?"

"ના ના આજે તો કંઇ ખરેખરાં મન ઉંચાં થયાં લાગે છે. ભાભીએ બીલકુલ ખાધું નથી, અને ઘણો વખત તો રડયાં કરતાં હતાં, એમ મને લાગે છે. ભાઇએ બેપરવાઇથી ખાધું ન ખાધું કર્યું છે અને ભાભીએ ખાધું કે નહિ તેની પરવા કરી નથી. રોજ તો ઘણા ખરા જોડે જમવા બેસતાં ને કંઇ બોલ્યા હોય તો તેનો પણ જમતાં પહેલાં નિકાલ થઇ જતો. ભાઇએ પોતાનો ઓરડો અંદરથી બંધ કર્યો છે, ને ભાભીએ ઘણીવાર બારણું ઠોકયાં પણ ઉઘાડયાં નહિ."

"હેં આટલું બધું શું? ચંદુ ગાંડો થયો લાગે છે. વહુનો વાંક

નહિ હોય. શાથી વઢવાઢ થઇ તે જાણો છે ?"

"ના, પણ રસિકભાઇ જોડે ભાભી બેઠાંતાં ને ભાઇ આવ્યા. ત્યાર પછી કંઇ વઢવાઢ થઇ."

"વારૂ તું જા હવે. હું જોઉં છું કંઇ ઉપાય થાય તો."

ભટના ગયા પછી શેઠે વિચાર કરવા માંડયો.

"બધું સમજાય એવું છે. ચંદુનીજ ભૂલ છે. એનો સ્વભાવ ભોળો છે પણ થોડો જીદ્દી છે. વ્હેમી માણસે પ્રથમથી છૂટ આપવીજ નહિ અને આપવી તો કાળજું ઠેકાણે રાખવું. રસિક તો ઘણીવાર આવે છે અને છોકરો ડાહ્યો લાગે છે. માણેક બટકબોલીને જરા ઉછાં-છળી છે પણ એનામાં કશું કવણુ નથી. ચંદુનામાં જો વ્હેમનું ભૂત ભરાયું તો એ જીદ્દી ખોટી હઠ પણ છોડવાનો નહિ. કંઇક યુક્તિ કરીને મારે ચક્કર ઠેકાણે લાવવુંજ પડશે."

શું કરવું તે ઘણીવાર સુધી ડોસાને કાંઇ સુઝયું નહિ. પોતે જૂના વિચારના હતા અને મર્યાદા જાળવવા ઇચ્છતા. ચોખ્ખી વાત કર્યા વિના કેવી રીતે ઘાટ ઉતારવો તે વિચારમાં પડયા. એ વિચારનો કંઇ નિર્ણય આવે તે પહેલાં શાસ્ત્રી કૌશિકરામ આવી પહોંચ્યા. તેમને દેખીનેજ શેઠના મનમાં એક વિચાર આવ્યો અને શાસ્ત્રીજીને પુછયું:—

"શાસ્ત્રીજી, આજે બાબુલનાથમાં મારે ભાઇને અને વહુને હાથે "મહાપૂજા કરાવવાનો વિચાર છે, કેમ બની શકશે?"

"આજે ને આજે તે કેમ કરીને બને? કેટલાં બધાં સાહિત્ય તૈયાર કરવાં જોઇએ?"

"તે ચાલે તેમ નથી. મારો સંકલ્પ દૃઢ છે. આજે રાત્રે આઠ વાગે પૂજા શરૂ થવી જોઇએ. પૈસા જોઇયે તેટલા ખરચો, માણસ તમારે ફાવે તેટલા રાખો; અત્યારે ત્રણ વાગ્યા છે, પાંચ કલાકમાં બધું સાહિત્ય ભેગું કરો ને જે ના મળે એવું હોય તેના વિના ચાલે તો ચલાવી લો, પણ આજે પૂજા થવી જોઇએ અવશ્ય."

"પણ આજે ને આજે કંઇ ઉતાવળ?"

" આજેજ કરવી એવો મારો સંકલ્પ છે."

" કેમ કંઇ ખુશખબર છે?"

" ના એવું તો કંઇ નથી, પણ મારા મનમાં એજ વિચાર આવ્યો ને મારા મનથી મેં સંકલ્પ કર્યો છે."

" ત્યારે આપના જેવાને કંઇ ના પડાશે? આજે સાડા સાત વાગે તમામ તૈયારી થઇ જશે. લક્ષ્મીને શું અસાધ્ય છે? સકર્મીની જીભ અને અકર્મીના ટાંટીઆ."

" હવે જાઓ મહારાજ! વાતો પછી કરીશું. ઝટ કામે લાગી જાઓ! કેટલા પૈસા જોઇશું?"

" એ તો જેવી આપની શ્રદ્ધા. ૫૦ થી ૫૦૦ સુધી ખરચી શકાય."

" ઠીક ત્યારે લ્યો આ બસેં રૂપિયા. ખૂટે તો બીજા માગી લેજો."

શાસ્ત્રીજી હરખમાં ને હરખમાં જોસભેર પગ ઉપાડતા વિદાય થયા.

શાસ્ત્રીજી ગયા એટલે શેઠે ચંદુલાલને ઉપરથી 'ભાઇ' 'ભાઇ' કરી બે ત્રણ બુમો પાડી. ચંદુલાલ વિચારમાં મશગુલ તે સાંભળે શેના?

ભટે જઇને બારણું ઠોક્યું.

" ભાઈ! મોટા શેઠ બોલાવે છે?"

ચંદુલાલે જાણે ઉંઘમાંથી જાગ્યો હોય તેમ સફાળા ઉઠી બારણું ઉઘાડ્યું. ભટે ફરી કહ્યું:—" મોટા શેઠે આપને બે ત્રણ બુમો પાડી."

"જાઉં છું" કહી ચંદુલાલે જરા મોઢું ધોઈ કપડાં સજ્જ કર્યાં. ઉપર જઇને જુએ છે તો પિતાજીને કંઈ વિચારમાં દીઠા.

ચંદુલાલને જોતાંજ શેઠે તેના મનનો ઉદ્વેગ પારખી લીધો. પછી જાણે કંઇ જાણતાજ ના હોય તેમ ધીમે રહીને પુછ્યું:—

" કેમ ભાઇ આજે કંઇ જણાયો નહિ. તબિયત તો ઠીક છે ને?"

" બપોરે જરા ઉંઘી ગયો તો તે ના અવાયું. હમણાં આવવાનોજ વિચાર કરતો તો ને આપે બુમ પાડી."

" શરીર તો સારૂં છે ને?"

" હા."

" ભાઇ ! આજે તારે ને માણેકને હાથે બાબુલનાથમાં પૂજા કરાવવાનો મારો સંકલ્પ છે, માટે વેળાસર વાળુ કરી તૈયાર થઇ જજે. આઠ વાગે બરાબર પૂજા શરૂ થશે, અને ત્યાં જઇ નહાવું પડશે માટે અડધો કલાક વહેલા જવાય તો સારૂં."

" આજે કંઈ એકાએક? આપે મને તો વાત પણ નહોતી કરી."

" મેં મારા મનમાં સંકલ્પ કર્યો તો, ને આજે જોગ સારો આવ્યો એટલે કૌશિકરામને કહી દીધું. તને વાત કરવી રહી ગઇ."

" કંઇ નિમિત્તે છે કે અમસ્તીજ."

"નિમિત્ત તો ખાસ કંઇ નથી, કંઇ એવોજ વિચાર સ્ફુરીઆવ્યો."

શેઠની વૃત્તિઓ ધાર્મિક હતી, એટલે ચંદુલાલને કંઇ આશ્ચર્ય લાગ્યું નહિ. પિતાજીને આવી બાબતમાં ના પાડી શકાય એમ તો હતુંજ નહિ. માણેકને કહેવા જવું પડશે તે બાબત મનમાં જરા કચવાટ થયો પણ પિતાજીની ધાર્મિક ક્રિયા બાબતની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની વૃત્તિ કે શક્તિ નહિ હોવાથી મન વાળી લીધું.

બાપ દીકરો જોડેજ નીચે ઉતર્યા. પિતાજીના ગયા પછી ચંદુલાલે માણેક કને જવા વિચાર કર્યો. જતાં પગ જરા ખંચાયો. પોતે તેને અન્યાય કર્યો હતો છતાં પ્રથમ મનાવવા જઈ પોતાનું માનભંગ થવા દેવાની ચંદુલાલની ઇચ્છા નહોતી, પણ ગયા વિના છૂટકો નહોતો. જઇને જોયું તો માણેક એક સોફાપર ઉંધું ઘાલીને પડેલી. ચંદુલાલના પગનો ઘસારો સાંભળતાંજ તેણે ઉંચું જોયું, અને પતિને પોતાને બોલાવવા આવ્યા દેખી, આર્ય રમણીનું હૃદય રોષમુક્ત થઇ ગયું. માન અપમાનનો વિચાર ના કરતાં ઉઠી પતિને કંઠે વળગી પડી. આંખમાંથી આંસુની ધારા વ્હેવા માંડી અને ચંદુલાલનું ખમીસ પલળ્યું. થોડીવાર કોઇ બોલ્યું નહિ. ચંદુલાલનું હૃદય પણ પીગળ્યું. છેવટે માણેકજ આંસુ લ્હોઇ નાખી બોલી:—

" વ્હાલા ! ખોટા ના વ્હેમાઓ. મને જીવતી ના બાળી મૂકો. શા સારૂ દુઃખી થાઓ છો ને દુઃખી કરો છો ?" વળી રોતી રોતી બોલી:—

"મેં તમને જે કહ્યું છે તે અક્ષરશઃ ખરૂં છે."

"મને તારી વાત વધારે માનવા લાયક લાગે છે પણ રસિકનું ચારિત્ર વ્હેમ પડતું છે."

"તેની મને કંઇ ખબર હતી નહિ અને તમે મને કોઇ દહાડો ચેતાવી નહોતી. એની બહાર રીતભાત ગમે તેવી હોય પણ મારી સાથે કોઈ દિવસ જરા પણ કુચેષ્ટા કરી નથી કે વધારે પડતું બોલ્યો નથી. હવે તમને વહેમ આવે છે તો એનું નામ પણ નહિ લઉં. તમે રાજી રહો એટલે બસ, પછી મારે આખા જગતમાં કોઇનુંયે પ્રયોજન નથી."

આમ વાતો કરતાં બન્ને એકજ સોફાપર બેસી ગયાં. એક કલાકે ચંદુલાલને મહાપૂજાનું સાંભર્યું. આજજ પૂજા છે એમ સાંભળી માણેક અજાયબ થઇ. તે બોલીઃ—"નક્કી બાપાજીએ જાણ્યું હશે કે આપણે બે રીસાયાં છીએ અને તેથી સમાધાન કરવાજ આ પૂજા ગોઠવી છે."

"જા, જા, તું તો તરંગી છે. બાપાજી તે આપણી લડવાડમાં શું જાણે?"

"ના તે નોકર ચાકરથી ભર્યા ઘરમાં કંઇ ઢંક્યું રહેતું હશે કેમ? એ તો બધા જાસુસોજ સમજવા. બાપાજી બહુ પાવરધા છે અને જો કે તે મેડાપરજ રહે છે, છતાં ઘરમાં કંઈ એમની જાણ બહાર હોય એમ મને લાગતું નથી."

"હશે જેમ હશે તેમ. વગર પૂજાએ એમનો ઉદ્દેશ સિદ્ધ થઇ ગયો છે."

ચંદુલાલે ઉભા થઇ ભટને બુમ મારી. ભટ દોડતો આવ્યો. ચંદુલાલે પુછ્યુંઃ—

"કેમ ન્હા નથી થઇ?"

"હાજી! તૈયાર છે. ક્યારનું પાણી ઉકળે છે. હમણાં લાવ્યો. ભાભીએ આજે કંઇ ખાધું નથી માટે આપ રજા આપો તો થોડો નાસ્તો પણ લાવું."

"હે ! મને કેમ ના કહ્યું ?"

"આપ જમીને તરત સુઈ ગયા અને બાબીની તબિયત ઠીક નહોતી તે મારા મનને કે આપ જાણતા હશો."

"વારૂ, જા કંઇ સારૂં લાવજે અને રસોઇ અત્યારે જલદી કરવાની છે. સાડા સાત વાગે બાણુલનાથમાં પૂજા માટે જવાનું છે."

ભટ જતો હતો તેને માણેકે પુછ્યું:—

"ભટજી ! આજે કૌશિકરામશાસ્ત્રી ક્યારે આવ્યાતા ?"

"ત્રણ વાગે. મોટા શેઠ જવાની તૈયારીમાં હતા ત્યારેજ."

"પૂજાની સામગ્રી ઘરમાંથી શી શી આપવાની છે?"

"મને તો મોટા શેઠે પૂજા સંબંધી કંઈ વાત કરીજ નથી. મેં તો હમણાં ભાઇએ કહ્યું ત્યારેજ જાણ્યું."

ભટ ગયા કેડે માણેકે કહ્યું:—

"જોયું ? ભટને પૂજાની કશી ખબર નથી. કૌશિકરામ જોડે તરતજ કંઇ ગોઠવણ કરી હોય એમ લાગે છે. કંઇ પ્રસંગ કે નિમિત્ત નથી એટલે આપણી રીસ ઓલવવા ખાતરજ બાપાજીએ આ યોજના કરી છે, નહિ તો આજે ને આજે શી ઉતાવળ હોય ? ઘરમાં પૂજાનાં સાહિત્યની ઘણી વસ્તુઓ છે, છતાં બારોબાર તજવીજ થઇ તેનું કારણ પણ તાકીદજ."

"વ્હાલી, તું બહુજ ચતુર છે. સ્ત્રી નૈસર્ગિક પંડિત છે એમ મેં વાંચ્યું હતું. આજે પ્રત્યક્ષ જોઉં છું. મારી બુદ્ધિ ના ચાલી ત્યાં તેં બધો ઝટ ખુલાસો કરી નાંખ્યો."

"ચાલો, બહુ છાપરે ના ચઢાવો અમારામાં કંઇ બુદ્ધિ હશે તે બધ આપનેજ લાગવાની છે ને !"

"એ વાત જવાદે. કહે તેં આજ ખાધું કેમ નહિ ? "બીલકુલ ભૂખી શા માટે રહી ?"

"એ તો અમારો બૈરાંનો સ્વભાવ છે. અમારી નિર્બળની રીસ અમે અમારી જાતપર કાઢીએ."

"પણ એ રસ્તે વિજય ઝટ મળે છે તો. જાતે કષ્ટ ભોગવી સામાને નમાવવાની તમારી હીકમત જબરી છે."

"હૃદયમાં પ્રેમ હોય તોજ એ રીસ થઇ શકે છે અને સામાના હૃદયમાં પણ થોડો ઘણોયે પ્રેમ હોય તોજ અમને વિજય મળે છે. પ્રેમ પ્રેમને જીતે છે. જ્યાં લાગણી ના હોય ત્યાં એવો રોષ નિરર્થક છે. વાછરડું કૂદે તે ખીલાને જોરે, અગર ગાયની મોરે."

"તું તો ખરેખરી બુદ્ધિશાળી છે."

ભટે ચ્હા અને નાસ્તો ટ્રીપોય પર મૂકયો. માણેકે ખાવાની ના પાડી. ચંદુલાલે કહ્યું:—

"કેમ! હવે શું છે જે? હજી કયો વિજય મેળવવો બાકી છે?"

"આજે પૂજા છે અને મેં ખાધું નથી માટે હું તો ફરાળજ કરીશ."

"પણ ખાવાનો આ પૂજામાં કંઇ પ્રતિબંધ નથી."

"પણ અત્યાર સુધી ભૂખી રહી છું તો બે કલાક વધારે."

"પણ પાછા આવતાં મધરાત થશે."

"તેનું કંઇ નહિ. હું ફરાળ કરીશને? મેં અપવાસ કર્યો છે એવું મારૂં મન સાક્ષી પૂરશે કેની? વ્રતનો મુખ્ય હેતુ પોતાના મનનેજ પવિત્ર રાખવાનો છે. મન શાંતિ ને આનંદમાં રહે એટલે વ્રતનું ફળ આપોઆપ મળી ચૂકયું."

બન્ને જણે ચ્હા પીધી. ભટ ખાવાનું પાછું લઇ ગયો.

અને તે રાત્રિના પૂજાના સંસ્કાર! તે તો આ બન્ને હૃદયપર ખરેખરા પડયા. સ્ત્રી એ પતિની સહધર્મચારિણી છે, અને ધર્મના સહચારમાં જે અવર્ણ્ય આનંદ ઉભયને થાય છે તે તો અનુભવીજ જાણે છે. શ્લોકો ને મંત્રોની ધુન જામી હોય, અગ્નિમાં સુગંધી દ્રવ્ય અને ઘી હોમાતું હોય, તેનો સુવાસિત ધુમાડો વાતાવરણને શુદ્ધ કરતો હોય, અને પોતે બે જગત સમક્ષ, ઇશ્વર સમક્ષ એકજ છે, એવી પવિત્ર ભાવના આપો આપ ઉત્પન્ન થઇ બન્નેનાં હર્ષથી રૂંવાં ઉભાં થતાં

હોય, તે સ્થિતિ ફક્ત પ્રેમની પોપટીઆ વાતો કરનાર શું જાણે ?

પૂજા પૂરી થયે પવિત્ર હૃદયે બન્ને ઘેર આવ્યાં. મોતીલાલ શેઠ પોતાની ધારેલી નેમ સફળ થઇ જોઇ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૨ મું.

### દાસી કે રાણી ?

બીજે દિવસે બપોરે જમીને ચંદુલાલ તથા માણેક ભેગાં બેસી પ્રેમગોષ્ઠિ કરતાં હતાં. ચંદુલાલના મગજનો વ્હેમ, ધીરે ધીરે માણેકની સરળતા દેખી ખસવા માંડયો હતો. માણેકે કહ્યું:—

" બાપાજીએ ખરેખરી યુક્તિ શોધી કાઢી. ન છૂટકે તમારે મને બોલાવવીજ પડે અને સાથે ધર્મક્રિયા કરવાથી આપણો બેનો સંસારમાં પવિત્ર સહચાર છે એવા સંસ્કારે પડે. સાધારણ પ્રસંગે પણ જોડે ધર્મક્રિયાઓ કરવાથી મનપર પુણ્ય સંસ્કારોની છાપ પડે છે, પણ ગઇ કાલે તો મારા હૃદયનો મેલ બીલકુલ ધોવાઇ ગયો અને આપણું અદ્વૈત બરાબર સધાતું લાગ્યું. "

ચંદુલાલે કહ્યું: " મને પણ ઉચ્ચ ભાવનાઓ ઘણી ઉદ્દભવી છે, અને આપણા સંબંધની ઉત્કૃષ્ટ બાજુ, તું ધર્મદારા અને હું ભર્તા એ પ્રત્યક્ષ થતી લાગી છે. "

" મારા વ્હાલા ! પ્રભુ તમારી એ પવિત્ર ભાવના અખંડ રાખે. હું તો જન્મોજન્મ તમારી દાસીજ છું. "

" વળી દાસીનું તત્ત્વ માંહે કયાં દાખલ કરે છે. સેવ્ય સેવકનો ખ્યાલ હૃદયમાંથી કાઢી નાંખ. "

" હું તો ઘણીએ કાઢી નાંખું પણ એ નીકળે કેમ ? આર્ય સ્ત્રીનું આર્યત્વ અથવા બીજી રીતે કહું તો સ્ત્રીનું સ્ત્રીત્વ મને તો પ્રેમથી સર્વ સમર્પણ કરી એકતા થતાં દાસીપદ સ્વીકારવામાંજ લાગે છે. "

"જા જા મૂર્ખી ! આટલું ભણી તોયે જુના સંસ્કાર ના ગયા. જો સાંભળ મારા મનમાં શ્લોક આવ્યો તો તે—

प्रेयो मित्रं बंधुता वा समग्रा
सर्वेकामाः शेवधिर्जीवितं वा ।
स्त्रीणां भर्ता धर्मदाराश्च पुंसाम्
इत्यन्योन्यमावयोर्बुद्धिरस्तु ॥

આ આપણું પરસ્પર સગપણ છે ! એ ભાવનામાં દાસીત્વ કે સ્વામિત્વની ગંધ ? આ રામચંદ્રજીનો આશય."

"મને બરાબર સમજાવો."

જો ! "સ્ત્રીઓએ ભરથારને અને પુરૂષોએ ધર્મપત્નીને અન્યોન્ય પ્રિય મિત્ર, સમગ્ર સગપણ, સર્વે ઇચ્છાઓ, આશાની અવધિ, અને પોતાનું જીવિત, માનવું જોઇએ. આવી બુદ્ધિ હમેશાં આપણી રહો."

આવો આ શ્લોકનો ભાવાર્થ છે. તેમજ સ્ત્રીને બીજા એક શ્લોકમાં ગૃહિણી, સચિવ, સખિ, અને લલિતકળામાં પ્રિય શિષ્યા કહી છે. દાસીની ભાવનામાં પ્રેમનું પોષણ થતું નથી."

"ભલે તમે તેમ માનો. દાસી ના ગણવામાંજ તમારૂં ભૂષણ છે. સર્વસ્વ સમર્પણ કરી દાસીત્વ સ્વીકારવામાંજ અમારી શોભા છે. મારૂં મન બીજી વાત કબૂલ નહિ કરે. મને તો **कार्येषु मंत्री करणेषु दासी** ના શ્લોકમાં સ્ત્રીધર્મનો બરાબર સમાવેશ કરેલો લાગે છે."

"દાસી શબ્દથી ના છેતરાઇશ. એ શ્લોકમાં પણ દાસીત્વનો બોધ નથી. જો એ શ્લોકમાં જે ધર્મપત્નીનાં છ લક્ષણ આપ્યાં છે તેમાં સ્ત્રીને કાર્યની સલાહ આપવામાં મંત્રી, ઘરનું કામકાજ કરવામાં દાસી, ભોજન જમાડવામાં માતા, શયનમાં રંભા, મનને અનુકૂળ અને પૃથ્વી જેવી ક્ષમા વાળી વર્ણવેલી છે. આમાં તો કેવળ ઉપમાઓજ છે. મંત્રીની, દાસીની, માતાની, રંભાની અને પૃથ્વીની ઉપમાથી અમુક ધર્મ સ્પષ્ટ કર્યો છે. જેમ સ્ત્રી ખરી રીતે માતા કે પૃથ્વી હોઇ શકે નહિ, તેમ દાસી પણ નહિ. દાસીના જેટલી કુશળતાથી, તેટલી નમ્ર-

તાથી ઘરનું કામકાજ કરે એટલોજ અર્થ છે, તેથી કંઇ સમગ્ર દાસી-પણું સ્વીકારવાનું ફલિત થતું નથી."

"જુઓ! તમારા કરતાં હું ઓછું ભણી છું, પણ હું એટલું તો સમજું છું કે સર્વ ધર્મના સારરૂપ સ્ત્રીનું સંપૂર્ણ આત્મસમર્પણ છે. જેને દેહનો અને મનનો માલીક માન્યો તેની સાથે સમાનતા માગવા કરતાં તેનું સ્વામિત્વ સ્વીકારેજ સુખ છે. એ ભાવનામાં જે શાંતિ છે તે સરખાપણાની ખેંચાખેંચમાં નથી."

"અસલના વિચાર તારામાં એવા જડ ઘાલીને બેઠા છે કે અમે સમાનતા આપવા જઇએ છીએ તે પણ લેતાં તમને ખુંચે છે. તારૂં ભણતર કયાં ગયું?"

"ચાલુ જમાનાનું ભણતર અને છૂટનું વાતાવરણ તો અમારા પ્રાચીન સંસ્કારોનો નાશ કરવા બેઠું છે. મને પણ નવા સંસ્કારના પાશ બેઠા છે, પણ વિચાર કરતાં મને તો આર્ય સ્ત્રીની ભાવનાઓમાંજ સુખ લાગે છે."

"શું સમાનતાને સ્વતંત્રતા કરતાં સ્વામિસેવકના સંબંધમાં વધારે સુખ છે? તારી બુદ્ધિ કેમ જડ થઇ છે?"

"મારી બુદ્ધિ તો કંઇ જડ થઇ નથી, પણ મને એમ અવશ્ય લાગે છે કે પુરૂષો ફક્ત સમાનતાની મોઢેજ વાતો કરે છે. બહારની શોભા લેવા અને પોતાના મનને મીઠું મનાવવા શબ્દોની શોભાથી છેતરે છે અને છેતરાય છે. એવો પુરૂષ વિધાતાએ ઘડયો નથી કે જે સ્ત્રી સાથેના સંબંધમાં સ્વામિત્વની લાલસા ના રાખતો હોય. બોલવા ચાલવામાં અને બહારના વર્તનમાં ગમે તેટલો આડંબર કરે, પણ જયારે સમાનતાનો હક કરી, સ્ત્રી કંઈ પતિને અણગમતું તેની મરજી વિરૂદ્ધ આચરણ કરે, ત્યારે બીજો કોઇ પણ દોષ ના હોય, તો પણ પુરૂષને સ્વાભાવિક ગુસ્સો ચ્હડે છે, અને પોતાનું સ્વામિત્વ ઠસાવવા પ્રયત્ન કરે છે. આવે પ્રસંગે સ્ત્રી સમાનતાનો દાવો કરે છે તો તેનું પરિણામ પરસ્પર વિગ્રહ અને ક્લેશમાંજ આવે છે. જુઓ! સ્ત્રીને બોધકો પ્રેમ,

પ્રેમ વિના તેનું જીવિત મિથ્યા. એ પ્રેમ સમાન થઇને ગુમાવવો તેના કરતાં સેવક થઇને મેળવવો સારો."

"જનસ્વભાવના અનુભવથીજ જો તું કહે છે, ત્યારે હું પણ એમ કહું છું કે દરેક સ્ત્રી પુરૂષ પર વાસ્તવિક રીતે તો રાજ્ય કરવાજ ઇચ્છે છે, પણ દાસીત્વનો ડોળ કરી પોતાની સત્તા છુપાવવા માગે છે. સામાને વશ વર્તવાનો દેખાવ કરી તેને પોતાને વશ વર્તાવવામાં સ્ત્રીઓની કળા અદ્વિતીય છે. દેખાવ દાસીનો, પણ ભાવના તો રાણીનીજ હોય છે."

"તમે પણ ઝીણવટ સમજ્યા ખરા. તમે કહો છો તે ખરી વાત છે. અમે રાજ્ય કરવા ઇચ્છીએ છીએ, પણ તે પ્રેમનું સામ્રાજ્ય. તમને અનુકુળ થઇ તમારી ઇચ્છાઓપર રાજ્ય ચલાવવું એમાં અમે અમારા મંત્રી ધર્મની કુશળતા માનીએ છીએ. રાજાને આધીન રહી મંત્રીજ રાજ્ય કરે છે અને તેમાં જગત્ કંઇ મંત્રીનો દોષ જોતું નથી."

"ત્યારે તમારા રાજા થઇ રમકડાં બનવું, તેના કરતાં તમારા મિત્ર થવું શું ખોટું?"

"સમાનતામાં મતભેદનો વિરોધ તમારાથી સાંખી શકાશે નહિ. સ્ત્રી પોતાની વિરૂદ્ધ જાય એ સ્થિતિ પુરૂષને અસહ્ય લાગે છે. તમે અમારી વિરૂદ્ધ જાઓ તે અમને સહન કરતાં આવડે છે અને એ સહનશીલતા અમને કુદરતેજ આપેલી છે."

"સહનશીલતા દાસત્વમાં ઉત્તમ ગુણ છે. તમારી તાબેદારીજ તમને ગુપ્ત રાજ્ય કરવાની કળા શીખવે છે. સ્વતંત્રતાના ગુણો એ વાતાવરણમાં ખીલતા નથી."

"પણ જ્યાં સ્વતંત્રતાનો વિકાસ થાય છે ત્યાં કલહ કેટલા વધે છે અને ગૃહ કેટલાં છિન્ન ભિન્ન થઇ જાય છે તેનો કંઇ ખ્યાલ કર્યો છે? કુદરતે નિર્માણ કરેલા ફેરને તમે કેમ કરી દૂર કરી શકશો? કંઇ વાઘ બકરીની સમાનતા સાંભળી છે? સૃષ્ટિમાં સમાનતા છેજ ક્યાં? એક આત્માજ્ઞાનીઓ માટે છે. વ્યવહારમાં તો વિવિધતા પારવની

છે. અમને ઇશ્વરે બળ અને બુદ્ધિમાં ઉતરતું પદ આપ્યું, પણ તમારાં બળ અને બુદ્ધિને જીતવાનાં કોમળ અંતઃકરણનાં સાધનો પણ સાથે લાગમાં આપ્યાં, એટલે અમારી સ્થિતિમાં અમે સુખ માની શકીએ છીએ. સિંહનું ચામડું ઓઢી શિયાળથી સિંહ થવાય નહિ."

"તુંએ જબરી છે. એમ વાદવિવાદમાં નહિ હારે. તેં સંપૂર્ણ સ્વામિત્વ મારૂં સ્વીકાર્યું છે તેની સાબિતિ માંગું તો?"

"શી સાબિતિ માગો છો?"

"મારા મનમાં હજી એક ગડભાંગ બાકી છે, તેનો ખુલાસો જોઇએ છીએ."

"હજી તમારી ધૂન મટી નથી?"

"ના, ના ધૂન તો ઉડી ગઇ પણ મારે કંઈ તને પુછવું છે."

"શું?"

"ચંપકના કાગળમાં તારા કુટુંબની કેવી નિંદા લખી છે!"

"એ તો દુષ્ટ માણસ ગમે તેમ કહે. તેના પરથી તમે વ્હેમાઓ છો?"

"ના, વ્હેમાતો નથી. હું એ બાબતમાં ખરી હકીકત જાણવા માગું છું."

"એ તો બધું ખોટું. અણઘટતી છૂટનો રીવાજ પડેલો એ વાત ખરી, પણ બીજું તો સાવ ખોટું. એવું તે કંઇ હોતું હશે? એ તો માણસ હતાં કે ઢોર?"

"જોઇ, આ તેં ઉડાવવાની વાત કરી તે? નામ ત્યારે મનના માલીક અને ખરી વાત કહેવાની કંઇ નહિ."

"શી ખરી વાત કહેવડાવો છો?"

"એ કાગળમાંથીજ નહિ પણ બીજી ઘણી જગ્યાએથી મેં તમારા કુટુંબની અનીતિની વાતો સાંભળી છે. અત્યાર સુધી તેં મને એમાંનું કશું કહ્યું નથી. શું બધા જૂઠા ને બીન ભરોંસાદાર? દરેકને એવી વાત કરવાની મતલબ શી?"

"એવી લોકવાયકાથી ખરૂં શું માલમ પડે?"

" ખરૂં માલમ નથી પડતું માટેજ તને પુછુંછું ને ? "

" શું પુછો છો ? "

" એમ કે આ લોકવાણીમાં સત્ય કંઇ તો હશેને ? જેટલું ખરૂં હોય તેટલું કહી દે. "

"હું શું ધૂળ ખરૂં કહું ? હું તો નાની હતી. મને શી બધી ખબર ?"

" આનું નામ સ્ત્રીની ઉસ્તાદી. ખા મારા સોગન અને મૂક મારે ગળે હાથ કે તું એમાંનું કંઇ જાણતી નથી. "

" એવા ગાંડા સોગન શા લેવડાવો છો ? એવી પારકી પંચાતમાં આપણે શું કરવા પડવું જોઇએ ? જે કરમ કરશે તે ભોગવશે."

" ના તું જેટલું જાણતી હોય તેટલું તો મને કહેજ કહે ! "

" વિના કારણ શું કરવા જીદ કરો છો ? એવી નિંદા સાંભળીને ઘરમાં શું કરવા મન ઉંચાં કરો છો ? "

" હમણાં તો સર્વસ્વ-સમર્પણની વાતો કરતી હતી. વડી વાતો કરે શું વળ્યું ? આટલી મનની વાત તો કહેવાતી નથી. "

" મારા મનની ગમે તે વાત કહું. પણ મારા પિયેરની એવી કથા કરવાનું તમારે શું પ્રયોજન ? એવું જાણીને તમને લાભ શું અને બીજાની એવી વાત કહેવાનો મને અધિકાર શો ? "

" કેમ દાસી થતાં પાછી અધિકારની વાત પર આવી ? "

" પારકી વાત છે માટે. "

" મારાને તારા વચ્ચે પારકું શું ? "

" કોઇનું છિદ્ર મેં કોઇ પ્રકારે જાણ્યું હોય તે સ્ફોટ કરવાનો મારો ધર્મ નહિ. "

" કેમ સમગ્ર સમર્પણ પછી પણ નહિ ? "

" સમર્પણ મારૂં, મારી જાતનું, ને મારા અંતરનું. પારકાનું નહિ."

" પારકાનાં છિદ્રોની કેટલી વાત તેં અત્યાર સુધી મારે મોઢે કરી હશે ? આ પોતાના પિયરની વાત આવી એટલે ધર્મ વિચારવા માંડયો. "

" લોકવાયકા હું સાંભળું ને તમે સાંભળો તે આપણે પરસ્પર

કહેવામાં હરકત નહિ. પણ પોતાનાજ ઘરનું છિદ્ર તો સાચવવું પડે. તમારા કુટુંબમાંની કોઇ સ્ત્રીની એવી ગુપ્ત વાત હોત તો તમે મને કહેત ખરા ?"

"મારા કુટુંબમાં કોઇ સ્ત્રી છેજ નહિ, એટલે હું જવાબ કેમ કરીને આપી શકું ?"

"જવાબ ના આપો તો વિચાર તો કરો."

"એકરૂપ થયા પછી મને તો કંઇ હરકત લાગતી નથી."

"મને લાગે છે; અને તમે સ્વતંત્રતાને સમાનતાની હમણાંજ વાતો કરી માટે મને મારા અભિપ્રાય પ્રમાણે વર્તવા દો."

"તેં હમણાંજ દાસીપણાની વાતો કરી માટે મારી આજ્ઞા ધારણ કર! મારા કહેલા ધર્મ કરતાં તારી સમજ પ્રમાણેના ધર્મ પ્રમાણેજ આચરણ કરે તો સારૂં."

"કેમ સ્વામિત્વ આવ્યું ને ? હું નહોતી કહેતી કે સમાનતાનો બધો આડંબર છે."

"જેવો તમારો દાસીપણાનો ડોળ તેવો અમારો સમાનતાનો ઢોંગ. હવે સો વાતની એક વાત કર. તારે મને એ હકીકત કહેવી છે કે નહિ ?"

"ના, એવું તો નહિ કહું."

"ત્યારે હું તારી જોડે નહિ બોલું."

"આ શું લઇ બેઠા છોજી ? બળાત્કારે અમારા મનપર જૂલમ કરવો છે ને બહારથી સમાનતા સાચવવી છે."

"સર્વસ્વ સમર્પણના તારા દંભમાંયે શું બાકી છે જો ?"

"હવે તમે વઢી પડશો, ને તમારૂં પુરૂષત્વ કદાચ પ્રકાશશો તે મારાથી સહન નહિ થાય."

"કેમ સહન શક્તિ ક્યાં ગઇ ? બધું બોલવામાંજ આવી રહ્યુંછેને ?"

"તમે જક નહિ છોડો. જરા શાંત થાઓ પછી નિરાંતે વાત કરીશું."

માણેક ઉઠીને બીજા ઓરડામાં ચાલી ગઇ. ચંદુલાલનો ધુંધવાટ પાછો શરૂ થયો.

માણેકના પર ગુસ્સો એટલો આવ્યો કે એનું ચાલત તો બે તમાચા ચોંઢી કાઢત, પણ સમાનતાનું સત્ર મોઢેથી પણ સ્વીકાર્યાથી એ પશુતાપર અંકુશ મૂકવો પડ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

### સખીની સલાહ.

ચંદુલાલનું મગજ ચગડોળે ચઢ્યું. આવી જુજ બાબતમાં માણેક એનું કહ્યું ના માને તે એનાથી સંખાયું નહિ. સાધારણ રીતે આજ્ઞા ભંગ સત્તાધીશથી સહન થતો નથી, અને ગમે તેવા સમાન વ્યવહારના આડંબર છતાં આખા જગતમાં પુરૂષો સ્ત્રીઓ ઉપર સત્તા ભોગવેછે. આવી ક્ષુલ્લક માંગણી પણ માણેક ના સ્વીકારે અને એની આજીજી ને ધમકી ફોગટ જાય તેથી એના સ્વમાનને ઘણો આઘાત લાગ્યો. તે વિચાર કરવા લાગ્યોઃ—

"અરે! પ્રભુ! આ ડાહી ભણેલી સ્ત્રી! એનાં વાણી અને વર્તનમાં કેટલો અંતર? બોલવામાં તો એની પતિભક્તિમાં કશી મણા નથી, પણ બોલવું કંઇ અને ચાલવું કંઇ. મોટી મોટી વાતો કરે શું વળ્યું? ખાંડી ભાર વાતો કરતાં વાલપુર વર્તન સારૂં. આટલું મારૂં કહ્યું નથી માનતી, ત્યારે એનો ભરોસોયે કેવી રીતે રખાય? પોતાના પિયરનું છિદ્ર, મારે મોઢે કહેતાં એની મોટાઇમાં મણા આવી જાય છે. દાસત્વની ખાલી વાતો કરવી અને અભિમાનમાં જરાયે ઉણપ આવવા દેવી નહિ એ તે કોના ઘરનો ન્યાય? એનું બીજું વર્તન પણ ત્યારે કેમ સારૂં હશે? એ પણ ઢમઢોલને માંહે પોલ હોય તો? અરે! હું પણ કેવો વ્હેમી છું? મારા મગજમાંથી એ વાત કેમ ખસતી નથી? હું મૂર્ખ છું. હું યે સમાનતા ક્યાં જાળવું છું? મારા પણ વિચારને

વર્તન ભિન્ન છે. શું જગતમાં બધે એમજ ચાલતું હશે? મન કર્મની એકતા કેટલી બધી કઠણ છે? હું સ્ત્રીઓના સમાન હકની વાતો કરૂં છું છતાં મારી સ્ત્રી મને સ્વામિ માને, મારી હમેશાં આજ્ઞા પાળે, એવી આશા રાખું છું. એ મારી જરાયે સામું થાય તે મને સાલે છે, એની સ્વતંત્રતા મારા મનમાં ખુંચે છે. હરિ! હરિ! આ શું? ખરા સુખનો માર્ગ શું હશે? દરેક માણસ પોતાનું અભિમાન પોષાય તેમાંજ સુખ માને છે. એને તે ખરૂં સુખ શી રીતે લેખાય. ત્યારે શું પરાર્થે સ્વ-સમર્પણમાં સુખ હશે? પણ એ કહેવાનું સ્હેલું છે તેટલું કરવાનું કઠણ છે. સંપૂર્ણ સ્વાર્થ ત્યાગ કેમ કરીને થાય? પોતાની ઇચ્છાઓ બધી કેવી રીતે દબાવી શકાય? આ અનેક વિરોધી સત્ત્વોનું સામ્ય શી રીતે ઘટાવી શકાય? આ અનેક રૂપ ધારી પ્રકૃતિમાં પરસ્પર યુદ્ધ તો ચાલ્યાજ કરવાનું. એ યુદ્ધમાં વિજય મેળવવો કે પલાયન કરી જવું? અરેરે! માણસની બુદ્ધિ બહુ કુંઠિત છે. મારી વિદ્યા કે અનુભવ આ વ્યવ-હારિક પ્રશ્નોની ગુંચ ઉકેલવા અસમર્થ છે. પારકાને ઉપદેશ આપવાનું કેટલું અને કેવું સ્હેલું છે, પણ પોતાની જાત ઉપર આવી પડે ત્યારે કશો માર્ગ સુઝતો નથી. હું શું કરૂં? ગૌરવનો ત્યાગ કરી એને મનાવું? એને અણગમતી વાત જતી કરૂં, કે એને સતાવી, ડરાવી, બળાત્કારે મારી આજ્ઞાનું પાલન કરાવું? જે પ્રેમથી ના થાય તે પ્રભુતાથી કર-વામાં શો બાધ? પણ સ્નેહમાં સખ્તાઇ કર્યાથી સુખ ક્યાંથી મળે? પ્રીતિમાં દાબથી લાભ શું? કૃત્રિમ તાપથી પકવેલાં ફળમાં મીઠાશ નજ હોય. ત્યારે આનો ઉપાય શું? શું હું નમું? ના! નમ્યું તો નજ આપવું. પણ વાત વધી પડશે તો? મારા જૂલમથી એનો પ્રેમ નષ્ટ થાય તો? એ મારા પ્રેમની દાસી હોય તે તો મને ગમે, પણ પ્રેમ વિના કેવળ દાસીજ રહે તે તો કેમ સહન થાય? એમાં સુખ પણ શું? દાસીત્વની દીનતા કરતાં સમાનતાનો ક્લેશ પણ કંઈક સારો. પણ ત્યારે કરૂં શું? લાવ એની કને જાઉં. વિચાર કર્યે સિધ્ધિ નથી. પડશે તેવો દા દેવાશે. ગઇ વખતે મારે એને ક્યાં

બોલાવવી પડી હતી. એની મેળેજ મનાઇ ગઈ હતી. વળી એ પણ એના મનમાં શાયે વિચાર કરી રહી હશે. લાવ ત્યારે એ તો એજ. જોઇએ એ કેવો ભાવ ભજવે છે. મને લાગે છે કે એ પસ્તાઇને ઠેકાણે આવશે ને મારૂં માનભંગ નહિ થાય. એતો એજ નમ્યું આપશે. નહિ આપે તો પછી જોઈ લઈશું, વખત તેવો વિચાર."

આ પ્રમાણે માણેકના પશ્ચાતાપની આશા રાખી, ચંદુલાલ તેના બેસવાના ઓરડા ભણી ગયા. બહારથી બીજી સ્ત્રી જોડે માણેક વાતો કરતી હોય તેવો અવાજ આવ્યો. જરા નજીક જઇને જોયું તો માણેકની ખાસ સહિયર વિનોદલક્ષ્મી જોડે તેને બેઠેલી જોઈ. એમની વચમાં જઇ વિશ્રમ્ભ વાર્તામાં ભંગ પડાવવો ઠીક લાગ્યો નહિ. હાલની મનોદશામાં ચંદુલાલને એ વાતો સાંભળવાની જિજ્ઞાસા થઇ. માણેક પોતાની સખિ કને અંતર ઉઘાડશે અને તેના મનની ખરી સ્થિતિ સમજાશે એજ વાત તેના મનમાં રમી રહી. ગુપ્ત રીતે વાતો સાંભળવાની હલકાઇનો વિચાર બીજે પ્રસંગે તેના મનમાં આવ્યા વિના રહેત નહિ, તે આ પ્રસંગે ઉદ્દભવતાં પહેલાંજ દબાઇ ગયો. બારણાની બહાર એક ખુરશી પડી હતી તે ઉપર ગૂપચૂપ ચંદુલાલ બેસી ગયો અને વાંચવાનો ઢોંગ કરવા, ટેબલ પરનું ન્યુસ પેપર હાથમાં લઈ એક ચિત્તથી વાતો સાંભળવા માંડી.

માણેક–"કેમ વિનોદ! ત્રણ દહાડાથી ક્યાં ભરાઇ રહી હતી? મને તારી સલાહની ઘણી જરૂર ત્યારે તારાં દર્શન પણ નહિ?"

વિનોદલક્ષ્મી–"ત્રણ દિવસ થયા, એમાં શું કાળ વહી ગયો કે ઠપકો દેવા તૈયાર થઇ છે? શો મોટો ઉદ્યમ માંડયો છે કે સલાહ વિના સુની પડી ગઇ? ઘરમાં જેટલી જોઇએ તેટલી સલાહ આપનાર ક્યાં નથી?"

"પણ એમની સાથેજ વિક્ષેપ થાય ત્યારે તો તારી સલાહની જરૂર ખરી કેની?"

"એમની સાથે વિક્ષેપ? તું ગાંડી તો નથી થઇને?"

" ખાસ વિક્ષેપ જેવું તો કંઈ નથી. જરા મન ઉંચાં થયાંતાં તે પાછાં ઠેકાણે આવ્યાં ત્યારે વળી વિખવાદનું નવું કારણ ઉભું થયું છે."

" શું છે તે બરાબર બધું કહેતો ખરી. "

" પ્હેલાનાં તો હવે કંઇ કહેવા જેવું રહ્યું નથી. એ તો સમાધાન થઇ ગયું, પણ હમણાં એ એવી જક પકડીને બેઠા છે કે તારા પિયરની નીતિ વખોડાય છે, માટે ત્યાંના જેટલાં છિદ્રો હોય તેટલાં મને કહે. "

" તે એમાં શું વાંધો છે ? ઉડતી અનેક ગપો સાંભળી ખોટી કલ્પના કરે તેના કરતાં આપણે ખરેખરી વાત કહીજ દઇએ તેમાં શું ખોટું ? "

" જા ! જા ! એવું તો વળી કહેવાય ? એમને એવડી બધી શી પંચાત ? મારી કમળી ફોઇ બધા જુદા થયાં ત્યારથી અમારે ત્યાં રહે છે, પણ પહેલાં અમારે ત્યાં રહેવું એમને જરા ગમતું નહિ. મેં તેનું કારણ પુછયું ત્યારે મને કેટલીક વાતો ગુપ્ત રાખવાના સોગન દઇ કહી છે તે મારાથી કેમ કહેવાય ? પિયરનું છિદ્ર ખોલવું અને વિશ્વાસઘાત કરવો એ બે પાપ મારાથી તો ના થાય. એ તો ખોટી જક કરે છે. એવી એવી એમની બધી જક પૂરી પાડીએ તો આપણાં વ્યક્તિત્વનો સમૂળગો નાશ થાય. "

" માણેક ! તું આ શું બોલે છે. હિંદુ સંસારમાં સર્વ સમર્પણ કર્યું ત્યારનો આપણાં વ્યક્તિત્વનો નાશ તો થયલોજ છે ને ? પ્રેમ હોય તો જુદાપણું જતું રહે અને એકરૂપ થવાય તેમાંજ લાભ છે. પ્રેમ ન હોય તો વ્યક્તિત્વનો ખપ પણ શો છે ? તમારા આવા સ્નેહમાં આવી જુજ બાબત સારૂ સ્ખલન થાય એ તો કંઇ સારૂં નહિ. "

" પણ હું પારકી વાત કેમ કરીને કહું ? કમળી ફોઇના વિશ્વાસનો ભંગ કરૂં ? તેમને આપેલું વચન તોડું ? શું સ્ત્રીઓને સ્વતંત્રતા કંઈ નહિ ? "

" જો તું અને તારો પતિ કંઇ જુદાં નથી. એમને વાત કર-

વામાં વિશ્વાસનો ભંગ થયો ના કહેવાય. કમળી કોઇએ તને ભત્રીજીને પોતાની ગણી જે ગુપ્ત વાત કહી તેના કરતાં શું તમારૂં સગપણ ઓછું છે? કોઇને વાત ના કરવાનું તું પણ એમની કને વચન જોઇએ તો લેજે."

"પણ કમળી કોઇએ મને ઘરની ગણી વાત કહી હતીને?"

"ત્યારે શું એ તારા ઘરના નહિ? તારા સંબંધી સર્વ વાતો જાણવાનો એમનો હક નહિ? અને ધાર કે તું નહિ કહે તો તારા પ્રત્યે એમને ક્રોધ થશે, અને ખરી વાત હશે તેના કરતાં વધારે ખોટી કલ્પના કરશે. એમાં લાભ શું?"

"ત્યારે શું મારે કહેવીજ પડશે? બૈરાંઓને ભણ્યા ગણ્યા પછી પરતંત્રતા નથી ગમતી."

"સ્નેહ હોય તો પરતંત્રતા લાગતીજ નથી. અને સ્ત્રીઓની પરતંત્રતા કયાં ઓછી છે? પશ્ચિમના દેશોમાં પણ પરણેલી સ્ત્રીઓને તો પરાધીન રહેવુંજ પડે છે, અને જ્યાં સ્વતંત્રતા હોય છે ત્યાં સ્નેહ નથી નભતો. ત્યાંયે પરણ્યા પહેલાં ખુશામત અને પછી સ્વામિત્વ. પોતાને વશ થયા પહેલાં પુરૂષ સ્ત્રીને દેવી કહી પૂજે, મીઠું બોલી રીઝવે, અને અનેક ખુશામત કરી પોતે દાસ હોવાનો ઢોંગ કરે, પણ જ્યાં સ્ત્રી વશ થઇ આત્મસમર્પણ કરે છે કે બાજી બદલાઈ જાય છે, ને સ્વામિત્વ શરૂ થાય છે. સ્વતંત્રતા જાળવવી હોય તે સ્ત્રીએ પરણવું નહિ પણ સમર્પણ કર્યા પછી સ્નેહ સાચવવો હોય તો સ્વતંત્રતાને તિલાંજલિ આપવી."

"વિનોદ! તું કહે છે તે બધું હું જાણું છું. હુંયે તને એવોજ ઉપદેશ આપું, પણ મારા ઉપદેશ પ્રમાણે મારાથી વર્તન નથી રખાતું. વિચાર અને આચારમાં બહુ ભેદ પડી જાય છે. અભિમાનનો ત્યાગ થતો નથી અને આકાશ જેવડી ઉંચી વાતો કર્યા પછી, વર્તનમાં તો ધરતીપરજ પડવું પડે છે. ઓ ઇશ્વર! મને મનોબળ આપ. મનોબળ વિના વિદ્યા કે સુવિચારનો કંઇ અર્થ નથી. તું કહે છે તો હું કહીશ પણ આ અભિમાન મારી જીભ નહિ ઉપડવા દે."

"તે કંઇ કહ્યા વગર છૂટકો છે? સ્નેહનું ખંડન થાય એવો મમત કોઇ દહાડો કરવો નહિ. મમત મહા બુરી ચીજ છે. અભિમાનમાંથીજ મમત જન્મે છે, અને હૃદયમાં સ્નેહ છતાં ઘણો ક્લેશ કરાવે છે, અને કોઇ કોઇ વાર તો સ્નેહ તોડાવે પણ છે, માટે પોતાના સ્વામિ સાથેના સંબંધમાં સ્ત્રીએ મમતી ના થવું."

"બ્હેન વિનોદ! બધુંયે હું સમજું છું, છતાં તે મુજબ વરતાતું કેમ નહિ હોય? વિચાર, વાણી અને વર્તન ત્રણ એક રૂપ થાય તો કેવું સારૂં? આ તો વિચારથી વાણી જુદી અને વાણીથી વર્તન જુદું, એમ કેમ થતું હશે? શું મનેજ એમ થાય છે કે બધાને એમજ થતું હશે."

"માણેક! તું એકલીજ નહિ પણ આખું જગત્ એમ વર્તે છે. મન વાણી ને કર્મ તો કોઇક મહાત્મા પુરૂષનાંજ એક થાય છે. એની સત્યપ્રિય નિડરતા હોવી કંઇ સ્હેજ વાત નથી. મન ઘોડા જેવું ચંચળ છે. મનના સર્વ તરંગ જો વાણી રૂપે પ્રગટ થાય, તો સારા માણસ પણ ભયંકર દુષ્ટ કલ્પનાઓ કરે છે એમ તરત માલમ પડી આવે. એવા ક્ષણતરંગ જો બધાજ બહાર પડતા હોય, તો સંસારમાં સ્નેહ, સંબંધ કે મૈત્રી ટકેજ નહિ. તેમજ રીઝવવા કે ફુલાશને ખાતર ઘણું વગર વિચાર્યું બોલવામાં આવે છે, તે આચરણમાં મૂકી શકાતું નથી. આવા અનુભવ તો દરેકને થાય છે, પણ ડાહ્યા માણસો દુષ્ટ તરંગ અને અર્થહીન વાણી ઉપર અંકુશ મૂકે છે. મનોવિકારને જીતવાનું જેનું મનોબળ વધારે તેટલું તે માણસ ઉચ્ચ. મન શુદ્ધ હોય તો વાણી આપો આપ શુદ્ધ થાય છે, અને વર્તન પણ તે પ્રમાણે શુદ્ધ રહેવાનુંજ. માટે મનોનિગ્રહ એજ ઉન્નત થવાનો ખરો ઉપાય છે. જેણે મન જીત્યું તેણે જગત જીત્યું."

"બ્હેન અર્જુન જેવાને જે વસમું લાગ્યું તે આપણાથી કેમ બને?"

"માણેક તું તો ગાંડી છે! પોત પોતાની શક્તિના પ્રમાણમાં સર્વેએ પ્રયાસ કરવો. સંસાર નીસરણીનાં અસંખ્ય પગથીઆં છે, તેમાંનાં

જેટલાં આપણે ચઢયાં એટલાં ચઢવાં ઓછાં. અર્જુન જેવા થવા સારૂ હજી આપણને કેટલાયે જન્મ જોઇશું, પણ નિરાશાથી કંઇ આગળ વધાતું નથી. જેટલું કર્યું તેટલું કરવું ઓછું. આ જન્મમાં આપણો આવરદા ટૂંકો છે, પણ કાળ અનંત છે, અને જન્મ અનેક છે, માટે મનને જીતવા બનતો પ્રયાસ તો બધાએ અવશ્ય કરવો."

"બ્હેન તને તો ધર્મ સંસ્કાર ઘણા પડયા છે અને નિશાળની અધકચરી કેળવણીને પણ તારા સ્વામિએ પરિપૂર્ણ કરી છે. પણ મારા જેવી સુધારાના પવનમાં ઉછરેલી ને ફરેલીનું શું? મને તો લાગે છે કે સુધારો બધો સ્વાર્થના ધોરણ પરજ રચાયો છે. તું તરંગને દાબવાની વાતો કરે છે, અમે તરંગને પાળી પોષી મોટા કરીએ છીએ, બોલવામાં વિવેક ભૂલી છટા રાખતાં શીખીએ છીએ, અને વર્તન તો જાણે ઠીક એ તો પોતપોતાના મનોબળની વાત છે. પણ મને જરા વાંકું પડે કે મારૂં મન ખિન્ન થાય ને ડાહી ડાહી વાતો બધી કરૂં પણ ધાર્યું કરવાની વૃત્તિ ના છોડાય."

"ચાલ હશે, પણ તું તારી જાતને છેક હલકી ના પાડ. તારૂં મનોબળ સારૂં છે અને તારી વૃત્તિઓ દુષ્ટ નથી. આ તમારી તકરાર પ્રથમ ઉપસ્થિત શાથી થઈ તે કહે."

"બળ્યું એ વાત જવા દે! એમાં કંઇ માલ નથી."

"ના! ના! કહે. મને જાણ્યા વિના જંપ નહિ વળે."

"ત્યારે ત્હારાથી શું છાનું છે."

માણેકે બધો વૃત્તાંત વિનોદને કહ્યો, પછી પુછ્યું:—

"વિનોદ! હવે કહે એમાં મારો ઝાઝો શો વાંક છે? પ્હેલાંથી એમને મેં ના કહ્યું એ મારી કંઇક ભૂલ, પણ એ મારા પ્રત્યે આટલો બધો અવિશ્વાસ કેમ રાખે?"

"મને તો બન્નેની ભુલ લાગે છે."

"મારી તો હું કબૂલ કરૂંછુંજ ક્ની, પણ એ તે કંઈ મોટી ભુલ કહેવાય?"

" જે નાની ભૂલમાંથી મોટું પરિણામ આવવાનો સંભવ હોય તે મોટીજ સમજવી. પણ હું તો તારી બીજી ભૂલને વધારે મહત્વ આપું છું."

" મારી બીજી ભૂલ ? તે શી ? "

" તું એમ માને છે કે સ્ત્રીએ પવિત્ર રહેવું એજ એની ફરજ છે. પણ પવિત્રતાની શંકા આણવા જેવું વર્તન રાખવું એ પણ એક ભૂલ છે."

" એટલે શું ઇશ્વરથી ડરીને ચાલવું કે લોકથી ? "

" બન્નેથી. ઇશ્વરનો ડર તો અવશ્ય રાખવોજ, પણ લોકલાજનો ભય પણ કાઢી નાંખવા જેવો નથી. ઉછાંછલાંપણાનાં પરિણામ ઘણાં વસમાં આવે છે. તેં આ થોડું તો તારી નજરેજ જોયું. સર્વથા સ્ત્રીએ પોતાની આબરૂ સાથે રમત નાજ કરવી."

" મેં શું આબરૂ સાથે રમત કરી ? "

" સ્પષ્ટ કહેવડાવવું છે ? ચંપકલાલ તને ચીઠ્ઠી આપવાની ધૃષ્ટતા કરે એટલો બધો તેં એની સાથે સંબંધજ શા માટે રાખ્યો ? સ્ત્રીઓમાં તેજ હોય તો પુરૂષની મગદૂર શું કે સામી નજર માંડી શકે ? પવિત્રતા જાળવવા માટે તેજની દરેક સ્ત્રીને જરૂર છે. "

" આ કીયું નવું શાસ્ત્ર કાઢ્યું ? "

" બ્હેન ! એમાં નવું કંઇ નથી. સૃષ્ટિના મંડાણથી પુરૂષો સ્ત્રીને ભોગ્ય વસ્તુ માની તેમાં આસક્તિ રાખતા આવ્યા છે. જ્યાં સુધી એ મોહ મટે નહિ, ને આસક્તિ ઘટે નહિ, ત્યાં સુધી સ્ત્રી પુરૂષના વ્યવહારમાં કંઇ કંઇ અંકુશ તો સભ્ય સમાજમાં રહેવાનાજ. એ અંકુશના પ્રકાર ભેદ હોય છે, પણ લગ્ન વ્યવસ્થા જાળવવા ઇચ્છતા દરેક સમાજમાં ઓછા વત્તા સંયમ નિયમ તો હોય છેજ. "

" પણ આપણે ક્યાં નિયમ નથી પાળતા ? "

" આપણા રૂઢ વ્યવહાર મુજબના નિયમ તેં પાળ્યા હોત, તો આ વખત આવતજ નહિ. સ્ત્રીઓના સંબંધમાં ઘણા પુરૂષો શિકારી વૃત્તિ રાખે છે. ચંચળ બટકબોલી સ્ત્રીના પતિના મિત્રો ઘણા થતા આવવાના, અને પ્રસંગ મળ્યે તેમની વૃત્તિઓ ભાવ ભજવ્યા વિના

નહિ રહેવાની. મર્યાદશીલ વિનયપૂર્વક વર્તનારી સ્ત્રીના ઘરમાં પુરૂ-ષોની મંડળીઓ નથી જામતી, ત્યાં તો સ્ત્રીઓજ વધારે આકર્ષાય છે."

"પણ ત્યારે શું સ્ત્રીઓએ પુરૂષો સાથે બોલવુંજ નહિ? શું થોડાબોલી શાણી બગલીઓ બધી સતી હોય છે?"

"બોલવાની કોણ ના કહે છે? પણ બોલવા બોલવામાં ફેર હોય છે. સ્નેહ કે સંબંધમાં વ્યવહાર જાળવવા પ્રકાશમાં વાર્તાચિત કરવી એ એક વાત છે, અને આદર્શ મૈત્રીને બ્હાને, એકાંત મળવું અને ખાનગી ગોષ્ઠિઓ કરવી તે જુદી વાત છે. જો સ્ત્રીમાં દઢ મનોબળ ના હોય તો ખાનગી વાર્તાઓમાંથી પ્રેમ ગોષ્ઠિઓમાં ઉતરતાં વાર નથી લાગતી, અને પરિણામ વિપરીત આવે છે. માટે પુરૂષની શિકારી વૃ-ત્તિને દાબવા, સ્ત્રીમાં મનોબળ સિવાય તેજની પણ જરૂર છે."

"એ તેજ કેમ બતાવાય?"

"એકાંત સમાગમ કે ખાનગી વાતચિતના પ્રસંગજ ના આવવા દેવા અને ભેદભર્યું કોઇ બોલવા માંડે તેને ઉગતાંજ ડામવો. જેની વૃત્તિ બાબત વ્હેમ પડે તેની સાથે પ્રસંગજ ના રાખવો, અને સખ્ત શબ્દના પ્રહાર જરૂર પડે કરતાં ડરવું નહિ, પણ બનતાં સુધી એટલે લગી વાત જવાજ ના દેવી."

"એ તો જાણે સમજ્યા. પણ મેં કંઇ એવી ભૂલ કરી નથી."

"ના! તને શેની ખબર હોય? માણેક! ચંદુલાલને મળવાને બ્હાને તનેજ ખરી રીતે મળવા કેટલા માણસ આવે છે? તું બધા સાથે ભાવપૂર્વક હસીને વાત કરે છે, તેનો ખોટો અર્થ કેટલા કરતા હશે? પતિ ના હોય ત્યારે આપણે તેમની સાથે વાતો કરવાજ ન બેસીએ તો તેમનું આવવા જવાનું આકર્ષણ કેટલું ઓછું થાય? અ-યોગ્ય વાતચિતનો પ્રસંગ તો મળેજ શાનો? ચંપકલાલ સાથે તું ઘણી વાર આડાં તેડાં ગપ્પાં એકલાં બેસી હાંકતી એટલુંજ નહિ, પણ તારે જોઇતી ઘણી વસ્તુઓ તેમની કને મંગાવતી. આટલા બધા ઘરમાં માણસ, છતાં પરપુરૂષના ઉપકાર તળે આવવાનું તારે શું પ્રયોજન?

તારાં ફેશનેબલ સાડી, પોલકાં, લેશ, વિગેરે ચંપકલાલ લાવે, તું તેમનો ઘડી ઘડી અભિપ્રાય પુછે અને એમ ટાહેલાં કૂટતાં પુરૂષની વૃત્તિ બગડે, અને તારી મનોવૃત્તિ પણ અનુકૂળજ હશે, એમ તે ધારી લે, એમાં કોનો વાંક ? ખોટું ના લગાડીશ, પણ પુરૂષોનાં હૃદયને નચાવવાની ચંચળ પ્રકૃતિ, કુલીન સ્રીને તો નાજ શોભે."

માણેક કંઇ આનો જવાબ દેવા જતી હતી, એટલામાં ચંદુ-લાલને છીંક આવી, એટલે પકડાઇ જવાના ભયથી, ચંદુલાલને અંદર આવવું પડ્યું, અને આવીને, પોતે વાત સાંભળી હતી તે છુપાવવા કહ્યું:–

"કેમ વિનોદ ભાભી ! કયારનાં આવ્યાં છો ?"

"કલાકેક થયો હશે; અહીં આવવાનો તમારો કંઇ પગરવ સં-ભળાયો નહિ, એટલે તમે અમારી વાત સંતાઇને સાંભળતા હતા એવો વ્હેમ જાય છે."

"તમારા જેવી સંસ્કારી સ્રીની વાત સાંભળવાનું કોને ના મન થાય? પણ હું તો હમણાંજ આવ્યો; તમે વાતમાં તલ્લીન એટલે મારા આવ્યાની ખબર ના પડી."

"થોડી આમતેમની વાતો કરી, ચ્હા નાસ્તો થઇ ગયો કે વિ-નોદલક્ષ્મી વિદાય થઇ. એના ગયા કેડે માણેકે કહ્યું:–"નક્કી તમે અમારી વાતો છાનામાના સાંભળતા હતા."

"તે તેમાં કંઇ પાપ છે ?"

"પાપ તો નથી, પણ સદ્‌ગૃહસ્થની એ રીતભાત નહિ. હું તમને પછી બધું ના કહેત ? પણ આમાં આપણી કિંમત અંકાય. કોઇની ખા-નગી વાત છુપાઇને સાંભળવી, કે વગર રજાએ કોઇના કાગળ વાંચવા એ વર્તન હલકું તો ખરૂંજ ને."

"હશે તું કહે તે ખરૂં. મારે ફરી તારી સાથે વઢવું નથી તો! હવે પેલી વાત કહેવી છે કે નહિ ?"

"એ જાણ્યે તમને લાભ શું ?"

"તને કહેવામાં હાનિ એ શી ?"

"કોઇને નહિ કહો ?"

"ના તારા સમ!"

"ત્યારે આજે વાળુ કર્યા પછી કહીશ."

"ના હમણાંજ કહે!"

"તે બધી જીદ નહિ પૂરી પડે. નિરાંતે કરવાની વાત હમણાં નહિ થાય."

"પણ જરૂર કહેશે ?"

"હા જરૂર."

"તમામ ?"

"હું જાણું છું તે તમામ ?"

"મારા સમ ?"

"સમ શીદ ખવડાવો છો ?"

"તું ફરી ના જાય માટે."

"જરા ભરોસો રાખોને."

"ના મારા સમ ખા."

"જાઓ તમારા સમ ?"

આમ અનાયાસે દંપતીનું ફરી સમાધાન થયું, અને ગાઢ સ્નેહાલિંગન દેઇ ચંદુલાલે પેઢી પર જવા ગાડી મંગાવી.

## પ્રકરણ ૧૪ મું.

### દંપતીનાં ટાહ્યલાં.

રાત્રે માણેકે ચંદુલાલને બધી વાત કહી ત્યારે એનો જીવ ઠામ પડ્યો. પ્રિય વાંચક! એ કથા જાણવાને કદાચ ત્હારી પણ જિજ્ઞાસા જાગૃત થઇ હશે, પણ તે તારે દબાવી દેવી પડશે, કારણ પામર માનવીઓના પતનની એ હકીકત, આપણી વાર્તાના ઇતિહાસને અંગે બીન જરૂરી હોવાથી, એવી અશ્લીલ ચર્ચાનો અમે અત્રે ઉલ્લેખ કરીશું નહિ.

ડાક્ટર નગીનલાલનાં ગૃહછિદ્રો જાણવાની ચંદુલાલની જિજ્ઞાસા તૃપ્ત થઇ, પણ એ જાણ્યાથી એની મનોદશામાં કંઇ ઝાઝો ફેર પડ્યો નહિ. ચંદુલાલે કહ્યું "ત્યારે આવા ગોટાળિયા શંભુમેળામાં રહેવાને તારી કમળી ફોઇ ના પાડતાં હતાં, તેમાં એમનો કંઇ વાંક કાઢવા જેવું નથી. આવા વાતાવરણમાં તું ઉછરી તેથી મારા મનને કંઇ કંઇ થઇ જાય છે, અને એ શંભુમેળો હજી નભતો હોત તો હું તને એક દહાડોયે આમ દાવાદ રહેવા દેત નહિ. બસ બધું કહી દીધું કે હવે કંઇ બાકી છે ?"

"હવે મને ખોટા પજવશો નહિ! હું જે જાણું છું તે તમને કહ્યું. પ્હેલાં તો મને આમાંની કશીયે ખબર નહોતી; આ તો અહીં આવતી જતી થયા પછી જાણ્યું. મારા મનપર ખોટા સંસ્કાર પડયાનું ભૂત કાઢી નાંખો! તે વેળાએ તો આમાનું કશુંયે હું સમજતી નહોતી."

"હશે! પણ પહેલાં જેવી છુટ હવે તને નહિ મળે."

"જેવી આપ સરદારની મરજી, પણ 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી,' માટે કંઇ કોઇ પ્રસંગે થોડું ઘણું બોલાઇ જાય તો જીવ ઠેકાણે રાખજો. મારૂં મન સાબુત છે. થોડાક નિયમ ઘડી આપ્યા હોત તો હું ગોખી રાખત."

"કેમ કરડાકીઓ કરવા માંડી કે? હું બોલવા ચાલવાની ના નથી પાડતો. મનની લાગણીઓ સંબંધી વાતચિત કે એકાંત સમાગમનો પ્રસંગ પરપુરુષ સાથે ના રાખવો એટલે બસ. તારી સ્વતંત્રતા હું છીનવી લેવા નથી માગતો, પણ પુરૂષો સાથેના સંસર્ગમાં કંઇ મર્યાદા ને અંકુશ હોય તો સારૂં."

"તે તો હવે હુંયે સમજું છું, પણ તમારા વ્હેમી મગજ પર પણ કંઇ અંકુશની જરૂર હોય એમ તમને નથી લાગતું? શ્રદ્ધા વિના સ્નેહ ટકતો નથી. આવો અવિશ્વાસ રાખો તો સંસાર કેમ નભે અને અમારૂં મન કેમ પ્રફુલ્લ રહે?"

"વારૂ! હુંયે વ્હેમ ઓછો કરવા પ્રયત્ન કરીશ, પણ ત્હારે મારાથી તારા મનની કશી વાતો છુપી ના રાખવી."

" મનના માલીકથી તે ગુપ્ત રાખવાનું શું હશે ? "

" વાણી તો બહુ મીઠી છે, પણ કહેવામાં ને કરવામાં કેટલો ફેર છે ? ચાવવાના જુદા ને બતાવવાના જુદા. વિનોદલક્ષ્મીની સલાહ ના મળી હોત તો, તું મને આમાનું કશુંયે કહેવાની હતી ? "

" તમે તો બધીજ વાતો સાંભળી લાગે છે ? તમે માનો કે ના માનો, પણ હું કોઇની પણ સલાહ વગર, છેવટે તો તમને વાત કહેવાના નિર્ણયપરજ આવત. "

" તે હું શાથી જાણું ? વિનોદ જોડે તો જક કરતી હતી. "

" સલાહ લેવા માટે પૂર્વપક્ષ તો કરવોજ પડે ને ? પણ તમે મારી જોડે બોલવાની ના પાડી હતી, તે જીદ તમે છોડત નહિ, અને મને તમારા વિના ચાલત નહિ, એટલે મારે કહેવીજ પડત. "

" કેટલા દિવસ સુધી એમ બોલ્યા વગર ચલાવત ? "

" એકે દહાડો નહિ. આજે જ કહી દેત. પણ તમે કહોની કે મેં વાત ના કરી હોત, તો તમે કેટલા દિવસ અબોલા રાખત?"

" મારી રીસ ત્હારા કરતાં વ્હેલી ઉતરી ગઇ હતી. અબોલા રાખવા હોત તો તારી કને આવત શું કરવા ? "

" એ તો વિનોદની વાતો સાંભળવા આવ્યા હશો. પકડાઇ ના ગયા હોત, તો તમે કંઇ પ્રગટ થવાના હતા કે ? "

" ના ! તારા સમ ! એ ધારણા ખોટી છે. વિનોદ આવ્યાની તો મને ખબરે નહોતી. હું તો તને મનાવવા આવતો હતો, પણ વિનોદને બેઠેલી દેખી વાતો સાંભળવાનું મન થયું, તે રોકી ના શક્યો. "

" ખરેખાત ? "

" હા, હા ! મારો ભરૂસો નથી પડતો ? "

માણેકને ઉમળકો આવ્યાથી વળગી પડી. પરસ્પર પ્રેમચિન્હ થયાં. ભુજપાશમાંથી છૂટતાં માણેકે કહ્યું:—

" મારા હૃદયમાંથી ભાર હલકો થયો. મેં તમને બહુજ જીદ્દી ધાર્યા હતા, અને વાતો સાંભળવાની હલકાઈ મને સાલતી હતી. વિનોદે પણ શું ધાર્યું હશે ? "

"હશે જવા દે એ વાત. મને તારા પર બહુ પ્રેમ છે."

"ત્યારે આટલી અધીરાઇ કેમ રાખો છો? શ્રદ્ધા રાખોને, કે તમને મેલીને ક્યાંય જવાની નથી."

"બહુ પ્રેમ છે માટે જ અધીરાઇ રહે છે. થોડો પ્રેમ હોય તો બેપરવાઇ રાખું. તારામાં કેટલું બધું આકર્ષણ છે. જે વસ્તુ મને આટલી બધી આકર્ષે છે તે બીજાને પણ કેમ ના આકર્ષે? તારૂં સૌંદર્ય, તારા ભાવ, અને તારી મીઠી વાતો, કેટલાં બધાં મોહક છે, તે તું શું જાણે? રત્નને તો સાચવવુંજ પડે ને?"

"હવે હસીને હાડ ભાંગતાં શીખ્યા. આ તે કંઇ નિર્જીવ રત્ન છે? એ રત્નમાં પોતાનું જત્ન કરવાની શકિત ક્યાં નથી? એ રત્ન કંઇ સાચવ્યું સચવાય? તમેયે મને રત્ન જોવા લાગો છો માટે શું હું તમને પેટીમાં પૂરી મૂકું? જીવવાળાં રત્ન તો પોતે પોતાનેજ સાચવે અને ના સાચવે તો તે રત્ન કહેવાય નહિ."

"પાછી શબ્દોની શોભા પર વાત આવી. જીભ સ્વતંત્ર છે માટે શું મનમાં આવે તે બોલાય? વાણીને અંકુશની જરૂર છે તેમ વનિતાને પણ કેમ ના હોય? જીવવાળું રત્ન હોય માટે શું તેનું સામર્થ્ય અખૂટ છે? બળવાન દુશ્મન સામે લડવા શૂરાને પણ શું સહાય નથી જોઇતી? શું સ્ત્રીઓ પણ સ્વામિને સાચવવા પ્રયત્ન નથી કરતી? હું તો એમ માનું છું કે ઇર્ષ્યા પુરૂષો કરતાં સ્ત્રીઓમાં વિશેષ છે."

"તમને બહાર બધે ફરતા છૂટા મૂકવા, એટલે અધીરાઇ થોડી ના આવે? સ્ત્રીઓનું કંઇ જોર છે?"

"જા! જા! તમારૂંજ બધું જોર છે તો. પુરૂષો સ્ત્રીઓને ઘેર એકલી મૂકીને બધે ફર્યા કરે છે તે વિશ્વાસ વગર? વિશ્વાસ વિના જગત ચાલેજ નહિ. પુરૂષોને બહારની છૂટ આપી તેમાં શું? આખા જગતમાં સ્ત્રીઓ પર બધે અંકુશ છે, એટલે નિર્લજ્જ દુરાચારી નર સિવાય બીજાથી એ છૂટનો દુરૂપયોગ થતો નથી અને સમાજનાં શસ્ત્રો, દુરૂપયોગની શિક્ષા માટે હમેશાં સજ્જ હોય છે."

"આવો એ કથા રહેવા દો. એ બુદ્ધિવિલાસમાં હું તમને નહિ પ્હોંચું."

"ના તું તો મારાથી ચાર ચંદા સરસ છે."

"જાઓ! જાઓ! ખુશામત શેની કરો છો જે? પણ તમે આટલા દહાડા અધીરાઇ નહોતા રાખતા, અને હવે કેમ એકદમ બદલાઇ ગયા."

"ખરૂં કહું?"

"હાસ્તો. હું વ્હાલી ના હોઉં તો છેતરજો."

"ના ના છેતરે શું? ખરી રીતે તો મારો સ્વભાવ મૂળથીજ અધીરો છે. તું બધા સાથે હસતી બોલતી તે મને બહુ પસંદ પડતું નહિ, પણ તારામાં કંઇ કવણ દેખવામાં આવતું નહિ અને હું એવી કચ કરૂં તો તું મને જંગલી, વગર સુધરેલો, જુના વિચારનો કહે, માટે તારે મોઢે કહેતાં હું બ્હીતો હતો. બ્હાર સુધારાની વાતો કરીએ અને તું ભણેલી, સુધરેલા કુટુંબમાં ઉછરેલી અને મારી મહા મોંઘી લાડકી, એટલે એવું કંઇ કહું તો હું ગધેડો ઠરૂં, અને તું દુભાય, તેથી મારી જીભ ઉપડતી નહોતી. પ્રસંગ આવ્યો ત્યારે મૂળ સ્વરૂપ પ્રગટ થયું."

"હવે પ્રકાશ્યા! હું પહેલેથી આવું જાણતી હોત તો તમારો જીવ ના બાળત. હશે, હવે થઇ ગયું તે થયું, ગયું, રહ્યું. હવે એ વાત મૂકી દો. હવેથી તમારી મરજી સાચવીશ."

"સ્વભાવ નહિ બદલાય હો."

"જો જો તો ખરા. મારૂંયે કેટલું મનોબળ છે તે તમે જોશો. રત્ન ગણો છો તેને તો તેનો પ્રકાશ પણ જરા બતાવવા દેશોને?"

"હવે કોઇ કને સાડી પોલકાં નહિ મંગાવું?"

"મશ્કરી ના કરો. ચંપકલાલે એ બ્હાને તો આપણી જોડે ઓળખાણ કર્યું. કંપનીમાં મારો ભાગ છે, અને હું સારો મન પસંદ માલ સસ્તે ભાવે આણી આપીશ, એમ કહીને ધીમે ધીમે એણે પગ કર્યો. આવી શિકારી વૃત્તિ હું જાણતી નહોતી."

"એ તો એમ ઘણી જગ્યાએ ફરે છે, અને એ બ્હાને બૈરાંઓ સાથે પરિચય કરે છે. ભાઇબંધ દોસ્તદારો એની ઠેકડી પણ કરે છે. પણ આ વ્યવસ્થામાં એનો હેતુ આવો અધમ હશે એવું હું અત્યાર સુધી માનતો નહોતો. હવે મને પણ લાગે છે કે ભાઇબંધની આવા ફોગટના ફેરા ખાવામાં પણ મતલબ છે. બધે ફરે એટલે જ્યાં પોલો કારભાર દેખે ત્યાં પેસી જવાની સરળતા મળે. એવા માણસથી ચેતીને વેગળાજ રહેવું જોઇએ."

"જોઇએ હવે તમે કેટલા વેગળા રહો છો ? એ બહુ મીઠા બોલો ને કપટી છે. ફરી એની જાળમાં ના ફસાશો."

"ના, ના! હવે તે શું મારા ગ્રહ ગામ ગયા હશે કે એની આડે ઉતરીશ. એનું તો હવે નામે નહિ લઉં. પેઢીએ આવશે તો લટક સલામથી ખસતો કરીશ."

"ને બિચારા રસિકલાલને વિના કારણ તરછોડયો છે તેનું શું ?"

"તને હજી તેનો પક્ષપાત છે ખરો. મારો વિચાર તેની સાથેએ થોડો પરિચય રાખવાનો છે."

"તમારી ખુશી. પણ એનો કંઇ અપરાધ નથી હો."

"તે તારે પાછો એની જોડે રોજ હસવા બોલવાનો વ્યવહાર શરૂ કરવો છે ?"

"ના ! એવું કોણ કહે છે જે ? પણ એનું મન આપણે ખોટી રીતે દુભવ્યું, માટે જરા મીઠાશ વાપરી એના હૃદયમાંનો ડંખ કાઢી નાંખવો જોઇએ."

"વારૂ જોઇશું. તું કહે તો તને મળવા મોકલું, તારામાં મીઠાશ ઘણી છે. મને દાઝયાપર ડામ દેતાં કદાચ આવડતું હશે, પણ મલમ પટા કરી રૂઝ આણતાં બરાબર નથી આવડતું."

"કરોને જેટલાં કરવાં હોય તેટલાં કટાક્ષ. હું તો ખાસ જરૂર સિવાય એમની સાથે વાત પણ નહિ કરૂં. તમારો વ્હેમ બરાબર ગયો નથી. ઓલવાયલો અગ્નિ હજી જરા ધુંધવાય છે."

"ના! ના! તારા સમ હવે વ્હેમ તો કંઇ નથી, પણ કોઇની સાથે બહુ લટપટ શું કરવા કરવી ?"

"ચાલો હવે આજે ઉંઘવું છે કે નહિ ?"

"ઘેલી! ઉંઘવાનું તો રોજ છે. જરા કચકચ થઈ મનનો મેલ સાફ થતો હોય, તો એક રાત જાગવું પડે તોયે શું ?"

"તે હવે સાફ થઇ ગયો કે નહિ ? હજી બીજો સાબુ જોઇએ તો આપું."

"વિનોદ બહુ ડાહી બૈરી છે, નહિ ?"

"હા કેમ! તમને અસંતોષ થાય છે ? એવી મળી હોત તો તમે વધારે સુખી થાત નહિ વારૂ ?"

"જો નામ લેતાંમાંજ કેટલી ઇર્ષ્યા આવે છે, અને વાંક અમારો કાઢવો છે? હું તો એમ પુછું છું કે એમનો સંસાર બહુ સુખમય હશે, નહિ ?"

"તમને તમારા સંસારથી ઓછું આવે છે કેમ ? કોઇની હવેલી દેખી તમારી ઝુંપડી તોડી પાડવી. છે ?"

"સીધી વાત કરશે કે મ્હેણાં ટુણાં કર્યા કરશે ?"

"તે એના વરને તમે ક્યાં નથી ઓળખતા ?"

"હું ઓળખું તો છુંજ તો. પણ એ પોર્ટટ્રસ્ટમાં અઢીસેંના પગારે નોકરી કરે છે, સ્વભાવે મિલનસાર છે, વિગેરે બહારની હકીકત હું જાણું, પણ અંદરના ગુણ તો બૈરાંઓને જ બરાબર માલમ હોય."

"અંતરની વાત મને કહે છે તો ખરી, પણ તે બધી તમને કહેવાની ?"

"નહિ કહે ?"

"ના ના કહીશ. પણ એમાં કહેવાનું શું છે. એના પતિ એના ઉપર કોઇ દહાડો વ્હેમ રાખતા નથી, એ કોઇની સાથે જરૂર વિના ઝાઝો પ્રસંગ પાડતી નથી અને પોતે પોતાના કુટુંબમાં સુખ સંતોષ માની શાંતિમાં રહે છે. ભણેલી છે અને ધર્મ સંસ્કાર સારા પડ્યા છે. મારા

ને એના સ્વભાવમાં ઘણોયે ફેર છે, છતાં મને એની સોબત ઘણી ગમે છે અને કોઇની આગળ પણ મારૂં અંતર ખોલીને હું વાત કરૂં તો ફક્ત એની આગળ, કારણ એનો મને પાકો ભરોસો છે."

"પણ એ ધણી ધણીઆણીનો સ્નેહ સંબંધ કેવો છે?"

"આપણી પેઠે રોજ કચ કચ તો નહિ કરતાં હોય? કંઇ ખાસ કહેવા જેવું નથી. સુખી ને સંતોષી છે ને કોઇની લપ્પન છપ્પનમાં પડતાં નથી. એ બેનાં મન એક છે એટલે કોઇનો કંઇ વાતનો અણ-વિશ્વાસ નહિ."

"એ વિનોદ સ્નેહાળ છે કે નહિ?"

"કેમ તમારે એના સ્નેહમાં ભાગ પડાવવો છે?"

"આડુંજ બોલશે?"

"માયાળુ તો બહુ છે. પરસ્પર સ્નેહ કેવો છે તે તો હું શું જાણું? કંઇ એ ટાળલાં કરતાં હશે તે બધાં કંઇ આપણને કહે છે? મારા પર તો બહુ સ્નેહ રાખે છે. પણ હવે રાત કેટલી ગઇ તેનો વિચાર છે?"

"કેમ તું રોજ જાગનારી તે આજે ઉંઘવાની વાત કર્યા કરે છે?"

"પણ હવે વાત શી બાકી છે જે? આપણાં બન્નેનાં મનનું સમાધાન થઇ ગયું. હવે એજ પોપડો ફરી ઉખેડી કૂંચા કૂટયામાં શો સાર છે. કદાચ તમે પાછા કિજાઇ જશો?"

"ના, ના જરા કાળજે ટાઢક રાખ."

"રાખેલીજ છે તો. હવે તો આંખમાં ઉંઘ ભરાઇ ગઇ છે.

"હજી ઉંઘવાની વાર છે."

"ના, હું તો આ ચાલી, તમારે વિચાર કરવા હોય એટલા કર્યા કરો."

માણેક ઉઠી શયનગૃહમાં ગઇ. ચંદુલાલને પણ એકલા અગાશીમાં ગમ્યું નહિ તે તેની પાછળ ગયો.

# પ્રકરણ ૧૫ મું.

## ચંદુલાલની પ્રપંચ પટુતા.

ઉપલી ઘટના પછી આશરે પાંચ છ માસ કંઇ પણ નોંધવા લાયક હકીકત બન્યા સિવાય વીતી ગયા. ચંપકલાલ એના મનમાં બહુ બળ્યા કરતો હતો અને વેર લેવાના કંઇ કંઇ ઘાટ ઘડ્યા કરતો હતો. આ વિષયી યુવકના વિકારો ઘણા બળવાન હતા અને તેમને રોકવાની તેનામાં તલમાત્ર શક્તિ નહોતી. પ્રપંચ કરવામાં તે ઘણો કુશળ હતો, પણ વિષયો રોકવાનું મનોબળ તેનામાં લેશમાત્ર નહોતું. પોતાની ઇચ્છાઓ કેમ પાર પાડવી અને હરેક ઉપાયે પોતાનું ધાર્યું કેમ સિદ્ધ કરવું એજ એનું ધ્યેય હતું. અમદાવાદના શ્રીમંત શેઠીઆનો તે પુત્ર હતો અને એને મુંબઇ આવી રહેવાની, મોજશોખ અને વિલાસ વૈભવ માટે મુંબઇમાં મળતી સુગમતા વિના બીજી કશી આવશ્યકતા નહોતી. ગર્ભશ્રીમંત હોવાથી પૈસાની એને કિંમત નહોતી અને જે વસ્તુ મેળવતાં એને શ્રમ પડયો નહોતો તેને વાપરતાં એ જરા વિચાર કરતો નહિ. એની પોતાની સ્ત્રી સુંદર અને સુશીલ હતી તેની કઇ પરવા ના કરતાં આ ચળેલ યુવાન મધુકર વૃત્તિથી આજ આ પુષ્પ તો કાલે બીજું એમ ભટકાં માર્યા કરતો. એની આવી વૃત્તિ છતાં આબરૂથી એ ડરતો અને જગતથી પોતાનો દુષ્ટ વ્યવહાર ગુપ્ત રાખવા અગાધ શ્રમ કરતો. આવા અનેક પ્રસંગોથી એની પ્રપંચ બુદ્ધિ ઘણી કેળવાઇ હતી અને જો કે કેટલાક માણસો એને યથાર્થ ઓળખતા હતા છતાં સાધારણ રીતે દુષ્ટ માણસ તરીકે એની ખ્યાતિ નહોતી. એનો દંભ પાર વિનાનો અને પ્રત્યેકના ઉપર ઉપકાર કરવાની વૃત્તિ ઘણી વેગવાળી, એટલે ઘણા માણસો એને પોતાનો સાચી નિષ્ઠાનો મિત્ર માનતા. બીજાને ઉપકારના ભાર તળે આણી પોતાની શિકારવૃત્તિ અજમાવવા એ ચૂકતો નહિ. પ્હેલાં તો એ ભાડે ઘર રાખવાના ખોટા બ્હાનાથી મુંબઇના ઘણા માળાઓમાં

ભટકતો અને કયાં કયાં શિકાર સારો અને સ્હેલો છે તે નક્કી કરતો. કોઇ હલકા મિત્રની શીખવણીથી આ છંદ તેને લાગ્યો હતો પણ તેમાં શ્રમ ઘણો અને ફળ થોડું માલમ પડવાથી એ પ્રયાસ એણે ધીમે ધીમે મૂકી દીધો. મુંબાઇનાં કેટલાંક કુટિલખાનાંઓ સાધારણ બોલીમાં કહીએ તો ખાંજરાંઓની પણ એણે મુલાકાત લીધી હતી પણ ત્યાં કંઇ પણ લાગણી વિનાનો ભાડુતી વ્યવહાર એને બહુ ગમ્યો નહિ, તેમ એકવાર પ્રમેહના સપાટામાં આવી ગયો અને ઘણે કષ્ટે સારો થયો એટલે એ લત એણે મૂકી દીધી. ત્યાર પછી એને એક નવીનજ વિચાર સુઝયો. ફેન્સી રેશમી કાપડ અને જરી કામની મોટી નામીચી દુકાનમાં એણે ભાગ રાખ્યો અને ત્યાં આવતી જતી સારા ઘરની સ્ત્રીઓ સાથે એણે ઓળખાણ કરવા માંડયું. દરેક કોમની સ્ત્રીઓ ત્યાં આવતી અને ચંપકલાલ દરેક યુવાન સુંદર સ્ત્રીની બને તેટલી ખુશામત કરવા ચૂકતો નહિ. કેટલેક મોટે ઘેર તો પોતે ખાસ માલ બતાવવાને આપવા જાતે જતો અને જ્યાં પોલો કારભાર હોય અને સ્ત્રી વિષયી હોય ત્યાં પગ કરવામાં એ ફાવતોયે ખરો. માણેક એકવાર એ દુકાનમાં સાડીઓ લેવા ગઇ હતી તે વખતે નવો માલ આવવાનો હોવાથી માણેકે ફરી આવવા ઇચ્છા બતાવી એટલે ચંપકલાલે "આપ તસ્દી ના લેશો, હું જાતેજ માલ આવશે એટલે આપને બતાવી જઇશ." કહી ચંદુલાલને ત્યાં જવાનો આરંભ કર્યો, અને સારો માલ સસ્તે ભાવે આપી અને અનેકવાર ફેરબદલની અનુકૂળતા કરી આપી પોતાની સારા માણસમાં ગણત્રી કરાવી, ચંદુલાલને ત્યાં જવા આવવાના પ્રસંગ વધારી દીધા અને ધીમે ધીમે ચંદુલાલ જોડે મિત્રતા પણ કરી દીધી. માણેકને નવલકથા વાંચવાનો ઘણો શોખ હતો તે જાણી લઇ એ સારી સારી નવલકથાઓ ખાસ ખરીદ કરી માણેકને વાંચવા આપતો અને પોતે પણ વાર્તાઓનો શોખીન છે એમ જાહેર કરતો. માણેકને આપવાની વાર્તાઓમાં પણ પ્રેમ અને ઇશ્કની વાતો તે ખાસ પસંદ કરતો. નિર્દોષ માણેક આ શઠના ઉંડા પ્રપંચમાં કશું સમજતી નહિ

અને તેનું પરિણામ શું આવ્યું તે આપણે ઉપર જોઈ ગયા.

માણેકને એણે સાધારણ સુધરેલી સ્ત્રી કલ્પી હતી અને જોઇતો પરિચય થયાથી એણે પ્રેમપત્રિકા આપવાની હિંમત કરી હતી. એણે તેના જવાબની તેમજ થોડી આનાકાનીની આશા રાખી હતી પણ તેને બદલે માણેકે એની દુષ્ટ વાસના જાણ્યા પછી એની સાથે સમૂળગો વ્યવહાર બંધ કર્યો. આથી એણે ધણીધણીઆણીમાં વિક્ષેપ પડાવવાની બાજી રચી અને રસિકલાલની બાબતમાં ચંદુલાલને ખોટી રીતે ભંભેર્યો. એના મનમાં એમ હતું કે એ બે જણા લડશે એટલે હું સમાધાન કરાવી, માણેકને મારા ઉપકારના બોજા તળે આણીશ એટલે કામ સરલ થશે પણ પરિણામ વિપરીત આવ્યું. માણેકને દૃઢ જોઇ એની હિંમત જતી રહી અને ચંદુલાલે કરેલાં અપમાનથી એને પાર વિનાનો ગુસ્સો ચઢ્યો. ધમપછાડથી કંઇ અર્થ નથી એમ સમજી તેણે પ્રપંચથી ચંદુલાલને ઉંધે રસ્તે દોરવનારો કાગળ લખ્યો અને નોકરો મારફત ગુપ્ત બાતમી કાઢી તેનું પરિણામ તપાસ્યા કર્યું. થોડાક કજેઆ સિવાય બીજું કંઇ વિશેષ ફળ આવી આબાદ યુક્તિથી પણ ના મળ્યું એમ જાણી તે છેક નિરાશ થઇ ગયો અને શું કરવું તે સુઝ્યું નહિ. થોડો વખત એ વાત પડતી મૂકવી એજ ઠીક છે એમ ધારી એ બેસી રહ્યો. ચંદુલાલને ફરી મેળવી લીધા વિના બીજો ઉપાય નથી એમ નિશ્ચય થવાથી—દગલબાજ દૂના નમે—એ ન્યાયે ચાર પાંચ મહિના વીતી ગયા પછી દીવાળીના તહેવારોમાં ચંદુલાલ કને જઇ કરગરી પડી ઘણી માફી માગી પોતાને ચંદુલાલની મિત્રતા જવાથી હૃદયમાં જાણે કેવોક આઘાત થતો હોય તેવો ઢોંગ કર્યો અને દીવાળીના દિવસોમાં ગઈગુજરી વિસરી જઈ જુનો સ્નેહ જાગ્રત કરવો જોઇએ એવી અનેક નમ્ર મીઠી વાણી બોલી ચંદુલાલના દિલમાં દયા ઉત્પન્ન કરી. ચંદુલાલના મનમાં ખરી વાતની કશી દૃઢ ખાતરી નહોતી એટલે ચંપકલાલને છેક તરછોડી ના કાઢ્યો, અને ચંપકલાલે પણ પોતાનો આ નવો પરિચય માણેક જાણી ને ચેતી ના જાય માટે

ચંદુલાલને બ્હારો બ્હારજ કોઇ કોઇવાર મળવાનું રાખ્યું.

આશરે મહીના એક પછી ચંપકલાલે એક વખત ચોપાટીપર ફરતા ધીમે રહીને બ્હીતાં બ્હીતાં વાત છેડી.

"ભાઈ, ચંદુલાલ હજી તમે મને વેગળો ને વેગળો રાખો છો. તમારૂં મન મારી મિત્રતા કરતાં પાછું પડે છે પણ તમને વિશ્વાસ પડે તો મારી કને હું તમારો નિમકહલાલ સાચો મિત્ર છું તે બાબતનો અચૂક પુરાવો છે."

"ભાઇ! જવાદેની એ વાત મારે એ બાબતનો પુરાવો બુરાવો કંઇ નથી જોઇતો. મારી સ્ત્રી પવિત્ર રહી છે એટલે બસ. પછી તેં ચીઠ્ઠી લખી હોય કે રસિકલાલે લખી હોય તેની કચ કચ કરી કોદરા કોદરી કરવામાં કોઠી ધોઇને કાદવ કાઢવા જેવુંજ ફળ મળે."

"પણ મારૂં મન એમ કેમ માને? ગઈ કાલેજ મને રસિક મળ્યો હતો તેને મેં પૂછ્યું કે કેમ ભાઇ, હવે માણેક શેઠાણી જોડે બેસવા ઉઠવાનું કંઇ બંધ થયું લાગે છે ત્યારે એણે મને ભોળેભાવે કહી દીધું કે એનો કાગળ કંઇ તમારા હાથમાં આવી જવાથી સંબંધ તૂટી ગયો છે. એ તો એમ સતો થતો હતો કે એણે તો નિર્દોષ પ્રેમથી કાગળ લખ્યો હતો પણ મારા મગજમાં એ વાત ના ઉતરી."

ચંદુલાલનું વ્હેમી મગજ તો પાછું ખળભળી ગયું પણ જરા બહારથી ધીરજ રાખી કહ્યું.

"મારા આગળ ચંપકલાલ તારે એ બાબત વાત કરવી નહિ. તમારે બન્નેએ મારે ઘેર બહુ નહિ આવવું એટલે એ વાત એટલેથીજ રહેશે. જેનું પાપ હશે તેને ભગવાન જોશે."

છેલ્લા શબ્દો ચંપકલાલને સ્હેજ ખૂંચ્યા પણ ઘણા પ્રસંગોમાં ઇશ્વરને છેતર્યાથી ભગવાનનો ભય એને બહુ ઓછો થઇ ગયો હતો. ચંપકલાલે ફરી વધારે ભાર મૂકી કહ્યું:—

"પણ ના એમ હું ચાલબાજ કેમ હઉં! મેં આવતી કાલે ચાર વાગે કંઇ બ્હાનું કાઢી એને ઘેર જવાનું નક્કી કર્યું છે. તમે પણ

જોડે આવજો અને બ્હાર ઉભા રહી અમારી વાત સાંભળજો એટલે તો તમારી ખાત્રી થશેને?"

"પણ ફરી એ એની એ વાત શું કરવા કરે?"

"ગઇ કાલની વાત હું છેડીશને?"

"ના! ના! પણ એવી વાત સાંભળવામાં કંઈ સાર નથી."

"તે હું જાણું છું. પણ મારે મારી નિર્દોષતા સાબિત કરવી છે, નહિ તો તમારે કુટુંબ કલેશ થાય એવું પગલું હું કદી લેત નહિ."

ચંદુલાલે કહ્યું "વારૂ, ત્યારે ક્યારે જઇશું?' એના મનની ગડભાગ ખૂબ વધી ગઇ.

"આવતી કાલે ત્રણ વાગે હું તમારી પેઢી પર આવીશ ત્યાંથી બન્ને સાથે જઈશું."

ચંદુલાલનું મન પાછું ઉછાળા મારી રહ્યું, એને કશું ગમ્યું નહિ. ઘેર માણેક મન પારખા જશે, એમ ધારી મોડા સુધીનો વખત આમતેમ બ્હાર કાઢી નાંખ્યો. ચંપકલાલ મોઢામોઢ ખાત્રી કરાવવાની કબૂલત આપે છે પછી એની વાત ખરી કેમ ના હોય? જોઇએ હવે શું થાય છે. ઘેર આવી વાળુ કરવા ના પાડી, માથું દુખ્યાનું બ્હાનું કાઢી સુઇ ગયો. માણેકે પણ કંઈ ખાધું નહિ અને બે કલાક સુધી આ ઢોંગીનું માથું દાબ્યું તથા દવાઓ ધસ્યા કરી. માણેકે ઘણુંયે પુછ્યું કે તમારૂં મન કંઇ ઉદ્વેગમાં છે, પણ ચંદુલાલે આગ્રહપૂર્વક ના પાડી, ખોટો સ્નેહ દેખાડી બિચારી પતિપરાયણ આર્ય સ્ત્રીને ભોળવી. અરે! જો આ વ્હેમી પતિએ ચંપકલાલ સાથેની વાતચિત પોતાની વ્હાલી સ્ત્રીને કહી તેને ચેતાવી હોત તો? તો આ વાર્તાનો ક્રમ કેટલો બદલાઇ જાત. ચંદુલાલનું મન અસ્થિર ડામાડોળ થઇ રહ્યું હતું તેથી પોતાની સ્થિતિ છુપાવવા, કામનું બ્હાનું કાઢી સવારમાં જલદી બહાર નીકળી ગયો અને ભાઇબંધને ત્યાં જમવાનું છે માટે વાટ ના જોશો એવી મોટેથી ઘેર ચીઠ્ઠી મોકલાવી દીધી.

તેજ દિવસે ટપાલમાં માણેકને નીચેનો પત્ર મળ્યો.

"મુંબઇ—તારીખ.

મારી વ્હાલી બ્હેન માણેક,

"હું ચાર પાંચ દિવસથી મુંબાઇ આવી છું પણ તબિયત ઘણી ખરાબ હોવાને લીધે તમને મળવા આવી શકાય તેમ નથી. બ્હેન આ વખતે સુવાવડમાંથી ઉઠવાની મારી આશા નહોતી પણ ઇશ્વરે ઉગારી ને અહીં આવીને પાછી પછાડી તે હવે ફરી પથારી ખંખેરી ઉભા થવાય એમ લાગતું નથી. હું મરવાથી બ્હીતી નથી પણ આ કુમળાં બાળકોનું શું થશે તેથી મારૂં કાળજું રૂંધાઇ જાય છે. બ્હેન જો આજે ચાર વાગે તમે મને મળી જાઓ તો મારે તમને થોડી સોંપણ કરવાની છે. તમારે તો ઘણી સખિઓ હશે પણ મારે વિશ્વાસનું પાત્ર જગતમાં બીજું કોઇ નથી માટે મારા પર દયા આવી ઇશ્વર પ્રીત્યર્થે મારૂં આટલું કામ કરો તો હું શાંતિથી મરૂં. તમારા ભાઇ તે વખતે ઘેર નહિ હોય અને એમનાથી ખાનગી વાત કરવાની છે માટે એ વખતે જરૂર જરૂર આવશો. બ્હેન હું તમારો ગુણ નહિ ભુલું અને મરતી બ્હેનની એટલી છેલ્લી આશિષ લેશો તો તમારૂં કલ્યાણ થશે.

લી. તમને હર ઘડીએ યાદ કરનાર **મહાલક્ષ્મી**ના
ઘણાજ સ્નેહથી પ્રણામ સ્વીકારશો.

કાગળ સ્ત્રીઓ લખે છે તેવા કાચા અક્ષરથી લખેલો હતો અને પરબીડીયાં ઉપર પણ તેવાજ અક્ષરથી સરનામું કર્યું હતું. મહાલક્ષ્મી તે રસિકલાલની સ્ત્રી થાય અને તે સાધારણ બૈરાં જેટલું પાંચ છ ચોપડી ભણેલી કાઠિયાવાડી સ્ત્રી હતી. માણેક તેને ત્યાં તો કવચિતજ જતી પણ તે માણેકને મળવા ઘણીવાર આવતી. માણેકને તેની સાથે ઉંડા હૃદયનો સ્નેહ નહોતો પણ લાગણી સારી હતી અને માણેકનો સ્વભાવ આનંદી એટલે દરેક માણસે તેને પોતાનીજ માનતું. આ દિલ હલાવનારા પત્રના ખરાપણા વિષે માણેકને શંકા લાવવાનું કંઇ કારણ નહોતું, મહાલક્ષ્મીને દેશમાં પુત્ર અવતર્યો છે અને તે ઘણી માંદી છે એમ તેણે સાંભળ્યું હતું. પતિ જુવાન એટલે ફરી પરણે

માટે સ્ત્રીને ખાનગી કંઇ સોંપણુ કરવાની હોય એ સ્વાભાવિક હતું. એ સોંપણુ લેવાની માણેકની ઇચ્છા નહોતી, પતિથી એવી છાની સોંપણુ કોઇને કરવી એ માણેકના સ્નેહાળ હૃદયને જરાયે ના ગમ્યું. પણ એને મરણ પથારી પર નિરાશ ના કરવી અને બનશે તો એને સમજાવી દઇ એના પતિ મારફતજ બંદોબસ્ત કરાવી લઇશું એમ ધાર્યું. કાગળ તો મહાલક્ષ્મીનો આ પહેલ વ્હેલોજ હતો અને સાધારણ બૈરાં જેવા કાચા વાંકાચૂંકા અક્ષર એટલે કશો વ્હેમ એને ઉત્પન્ન થયો નહિ. અરેરે! જો ચંપકલાલે ચંદુલાલના કાનમાં રેડેલું વિષ એને ખબર હોત તો બધી વસ્તુ સ્થિત્તિ એને સમજાઇ જાત.

બરોબર ઠરાવેલે વખતે માણેક ગાડી જોડાવી રસિકલાલને ત્યાં ગઇ. શા વિચારોથી એ ગયલી, પણ ત્યાં જતાંજ માંદગીની કંઇ નિશાની જોઇ નહિ અને રસિકલાલને ઘરમાં દીઠા એટલે એના પેટમાં ફાળ પડી. રસિકલાલ પણ માણેક શેઠાણીને પોતાને ઘેર આવેલાં જોઇ ચમક્યો.

"કેમ આમ એકાએક આપ અમારે ત્યાં ક્યાંથી?"

"મહાલક્ષ્મી ભાભી માંદાં છે ને? ક્યાં છે?"

"હા, એ તો બહુ માંદી છે પણ દેશમાં છે અને આજે રાત્રેજ હું દેશમાં જવાનો છું."

વધારે ખુલાસો થાય તે પ્હેલાં તો ચંદુલાલે પાછળથી આવી એનું કાંડુ ઝાલ્યું. ચંદુલાલે છેલ્લા અક્ષરજ સાંભળ્યા હતા, એના ગુસ્સાનો પાર નહોતો.

"સુલક્ષણા! હવે બંગલે ચાલો: એમની સાથે દેશમાં જવું હશે તો ઘેર જઇ સન્માનપૂર્વક વદાય કરીશ."

માણેક ચોંકી અને ચંદુલાલને દેખી એના પેટમાં ખરેખરી ફાળ પડી. તેના શબ્દોએ તો એનું કાળજું વીંધી નાંખ્યું. શું બોલવું તે સુઝ્યું નહિ અને મૂગાં પ્રાણી માફક ચંદુલાલની પાછળ ખેંચાઇ ચાલી. ચંદુલાલે કંઇ બોલ્યા વિના ગાડી બંગલે લેવડાવી.

ચંપકલાલે દેખા દીધીજ નહિ. એણે યુક્તિ બરાબર ગોઠવી હતી. રસિકલાલને ઘેર આવતાંજ ચંદુલાલે પોતાની ગાડી ત્યાં જોઇ એટલે આશ્ચર્ય પામ્યો. ચંપકલાલે તરતજ વાત ફેરવી નાંખી કહ્યું "હવે તમે એકલાજ જાઓ. મારી રસિકલાલને મળી તમને વાત સંભળાવી પારખું કરાવવાની હકીકત બીલકુલ ખોટી હતી. આજે એ દેશમાં જવાના છે માટે તમારે ત્યાંથી એમને મળવા આવશે એમ હું જાણતો હોવાથી તમને પ્રત્યક્ષ ખાત્રી કરાવી આપવા હું છેતરીને લાવ્યો તે મારો ગુન્હો માફ કરો."

ચંદુલાલનું કાળજું વલોવાઇ જતું હતું એટલે ચંપકલાલે એ વાત ક્યાંથી જાણી તે પડપૂછ કરવા તે રહ્યો નહિ અને એકદમ ઉપર ચઢી ગયો. ચંપકલાલે ચંદુલાલને જોડેના ખાંચામાં એક દુકાને ખોટી કરી ગાડી જતી જોઇ એટલે તરત તેડી લાવ્યો હતો. પછી શું બન્યું તે વાંચક તું જાણે છે?

## પ્રકરણ ૧૬ મું.

### વિષ પ્રચાર.

ગાડીમાંજ ચંદુલાલને કંઇ વિચાર આવવાથી પેઢી તરફ થઇને ગાડી લેવા વરદી આપી. પેઢી આવી એટલે ચંદુલાલ ઉતરી પડ્યા અને ગાડી બંગલે મોકલાવી દીધી. માણેકનો બોલવા વિચાર થયો પણ જીભ ઉપડી નહિ. કદાચ અપમાન થાય અને ગાડીવાળો કચકચ સાંભળે તે ઠીક નહિ માટે રાત્રે ખુલાસો કરીશું એમ ધારી માણેક મૂંગીજ રહી. બંગલે આવી માણેક પોતાના ઓરડામાં જઇ પ્રથમ તો ખુબ રડી.

"અરે પ્રભુ! મારે માથે આ શું ઉપરાઉપરી વિનાકારણ સંકટ. એમને કહ્યા વિના હું મૂર્ખી શા માટે બહાર નીકળી? હવે શું એ નહિજ માને? એમનો ગુસ્સો અંતિમ હદે પ્હોંચી ગયો લાગે છે અને સંજોગો પણ તેવાજ છે એટલે એમનોયે શી રીતે વાંક કાઢું. અરે!

પાપી ! દુષ્ટ ચંપકલાલ મેં તારૂં શું બગાડ્યું છે ? નીચતાની તે કંઇ હદ હશે ? મહાલક્ષ્મીના નામનો ખોટો કાગળ પણ ત્હેંજ બનાવ્યો લાગે છે અને મને ત્યાં મોકલવાનો ઘાટ ગોઠવી તેજ પળે એમને પણ ત્યાં લઇ આવ્યો એ તારો પ્રપંચ હવે સ્પષ્ટ માલમ પડે છે. પણ મારી વાત એ માનશેજ કેમ? હવે હું એમને શી રીતે સમજાવું? પેલો કાગળ વંચાવું તો ? હા ! ખરી વાત એ હથિયાર આ વખતે નાશ નથી કર્યું તે બહુ સારૂં થયું. લાવ કાગળ ખોળી કાઢું."

માણેકને કાગળ તો ઠેકાણે હતો તે મળ્યો પણ ઉપરનું પાકીટ ના મળે. પાકીટ તો કાગળ ફોડી ફેંકી દીધું હતું તે કચરામાં ચાલ્યું ગયું. માણેકે કચરાની ટોપલીમાં જોયું પણ તે ખાલી હતી. ઘરમાં બધે કચરો જોવડાવ્યો, બહાર જોવડાવ્યું, બાગમાં બધે આમતેમ ફરી પણ પાકીટનો પત્તો ના ખાધો. ઝાડુ કાઢનારા ત્યાર પછી સાફ કરી ગયા હતા એટલે નકામા પરબીડીયાનો પત્તો આટલી વારે શાનો મળે? બધે શોધી નાસીપાસ થઇ થાકીને માણેક બેઠી, "અરેરે ! પાકીટ મળ્યું હોત તો કેવું સારૂં થાત. આ કાગળ ખરેખર મને ટપાલમાં મળ્યો છે અને મેં બનાવટ નથી કરી એવી એમના વ્હેમી મગજની શંકા હું કેવી રીતે દૂર કરી શકીશ ? એ વ્હેમી છે એટલે તર્ક વિતર્ક તો અનેક કરશે. ખરે ! મારી મૂર્ખાઇ મનેજ નડે છે. એમના આવ્યા પછી હું ગઇ હોત તો શું ખોટું હતું, પણ મારા મનની આતુરતાજ બહુ વિલક્ષણ છે. અરે ! પણ આ બધું શેનું પરિણામ ? એકજ નાની સરખી ભૂલ ! મેં ચંપકલાલે ચીઠ્ઠી આપી ત્યારેજ તેને ઉઘાડો પાડયો હોત તો આ કશી ભાંજગડ ઉભી ના થવા પામત. અરે ! મેં અણુઘટતી છૂટ ના આપી હોત તો એને મારા ઉપર કુદૃષ્ટિ કરવા વખત પણ ના આવત. પણ આ બગડેલી બાજી હવે કેમ સુધરશે ? હવે તો પ્રભુ તું સહાય થા."

માણેકે પડયા પડયા ખૂબ વિચાર કર્યા. એ આવશે ત્યારે આમ કહીશ ને તેમ કહીશ એવા તરંગ અનેક ઉત્પન્ન થયા અને કેમ વાત

કરવી તેના મનમાં અનેક ઘાટ ઘડયા. સંધ્યાકાળે કહેણુ આવ્યું કે ચંદુલાલ વાળુ કરવાના નથી અને રાત્રે પેઢી પર રહેશે. થઇ ચૂક્યું. આણેકના હવાના કિલ્લા તૂટી પડયા. આણેકે પણ કંઇ ખાધું નહિ. રાત્રે ઉંઘ પણ શેની આવે અને રડતાં આંસુ પણ સુકાઇ ગયાં.

× × × ×

ચંદુલાલના ક્રોધનું આજે કંઈ માપ ન હોતું. જેમ ગરમીથા થર્મોમીટરનો પારો ચઢે છે અને બહુ તાપ થાય તો યંત્રની નળી ફાટી જાય છે તેમ ચંદુલાલનુંજ મગજ ફાટી જવાની અણી સુધી તપ્યું હતું. ચંદુલાલ જો આજે બંગલે આવત તો મનુષ્ય મટી પશુ થાત અને આણેકનાં હાડકાં ખૂબ ખોખરાં થાત પણ ગાડીમાંજ ચંદુલાલને એવો વિચાર આવ્યો કે એવી સ્રીનો ત્યાગ કરવો એજ ઉત્તમ માર્ગ છે. રાક્ષસી સ્વભાવ બતાવી નોકરો આગળ ફજેત થવું, પિતા આગળ હલકા પડવું તેના કરતાં એવી સ્રીનો સંસર્ગ તજી, જાય તો તેને પિયેર મોકલાવી દેવામાં જ ડહાપણ છે એવો વિચાર કર્યો. એ વિચાર અમલમાં મૂકવાજ ચંદુલાલે પેઢી તરફ ગાડી લેવાડી અને ત્યાં ઉતરી પડયો. પ્રત્યક્ષ પ્રમાણ મળ્યા પછી આણેકને મળી હવે કંઇ પૂછપરછ કરવાની એને જરૂર લાગી નહિ. કડવાં ઝાડે મીઠાં ફળ તે કેવી રીતે આવે એજ સંકલ્પ એના મનમાં દૃઢ થયો અને નગીનલાલના કુટુંબ પર અત્યંત તિરસ્કાર આવ્યો અને પોતે પાકી તપાસ કર્યા વિના ઉતાવળમાં પરન્યાતમાં લગ્ન કર્યું, તેનો અત્યંત પશ્ચાતાપ થયો સમાન વ્યવહાર અને સમાન ધર્મ હોવાના કારણે એકજ જ્ઞાતિમાં લગ્ન થાય તે સુખમય નીવડે અને જ્યાં અપરિચિત ભિન્ન આચાર વિચાર વાળી જુદી જ્ઞાતિયોની વ્યક્તિઓ વચ્ચે લગ્ન થાય ત્યાં જીવનમાં કલેશ થાય એમજ એને લાગ્યું. પ્રેમ વિનાનું પરજ્ઞાતિનું સાહસિક લગ્ન, તેમાં નહિ એક એકનો ઝાઝો પરિચય, એ સંબંધનું પરિણામ તે સારૂં શી રીતે આવે ? સ્નેહ બંધાવાની કે ઘરના આચાર વિચાર જાણવાની પણ વાટ ના જોઇ એ તેને અત્યંત

સાલવા લાગ્યું અને હવે આ સ્નેહ વિનાનું શુષ્ક જીવન કેમ પુરૂં થશે એ વિચારે એને ગાંડો બનાવી મૂક્યો.

* * * *

આમ ચંપકલાલ ચંદુલાલ અને માણેકને દૂરથી ગાડીમાં જતાં જોઇ રસિકલાલને મળવા ગયો. રસિકલાલનું પોતાની સ્ત્રીની ભયંકર માંદગીને લીધે મન વ્યગ્ર હતું તેમાં આ અણધારેલું બનવાથી એ ગુંચવાડામાં પડ્યો. શું થયું, તે એને કંઇ બરાબર સમજ પડી નહિ. માણેક શેઠાણીનું ઓચિંતુ આવવું તેની પાછળ ધસ્યા ધસ્યા ચંદુલાલનું આવી માણેકને કટુશબ્દ પ્રહાર કરી ખેંચી જવું એને બહુજ વિસ્મયકારક લાગ્યું. કંઇ ખુલાસો કરવાની તક પણ મળી નહિ આમ વિચાર કરે છે, એવામાં ચંપકલાલને દીઠો. ચંપકલાલ સંબંધી બની ગયલી ઘટના એને કશી ખબર નહોતી એટલે આ તમામ પ્રકરણનો સૂત્રધાર એજ હશે એવો તેને સંશય થયો નહિ.

" કેમ ચંપકલાલ તમે કયાંથી ? "

" હું આ બાજુએથી જતો હતો એવામાં ચંદુલાલને માણેક શેઠાણીની ગાડી જતી જોઇ એટલે ગને પણ સાંભર્યું કે લાવ મહાલક્ષ્મી ભાભીની ખબર પૂછતો જાઉં. કેમ હવે તબિયતના શા સમાચાર છે ? "

" એવાજ તો ! કાલે તાર આવ્યો તો કે સ્થિતિ ગંભીર છે. આજે હું દેશમાં જાઉં છું. "

" કલબમાં મને વાત તો મળી'તી પણ આ વ્યવસાયમાં આવવાનું રહી ગયું. ચંદુલાલ શેઠ પણ ખબર પૂછવાજ આવ્યા હશે ? "

" ના, એ તો કંઇ વિચિત્રજ બન્યું છે. માણેક શેઠાણી કંઈ એકાએક આવ્યાં ને ખબર પૂછતાં હતાં એવામાં ચંદુલાલ આવી કાંડુ ઝાલી ઘસડી ગયા. એ બે જણાનું આવું આગળ પાછળ કેમ આવવું થયું તેની હું તો મુઝવણમાં પડયો છું. ચંદુલાલ વ્હેમીનું પુતળું છે તે હવે કોણ જાણે શેઠાણીની શીયે વલે કરશે. મારો વિચાર થાય છે

કે હું ચંદુલાલને મળી બધો ખુલાસો પુછું."

"અરે ના! એમ તો વધારે વ્હેમાશે. એ ભાઇ વ્હેમી છે અને ભાઇનો સ્વભાવ પતંગીઆ પેઠે બહારની શોભા કરી આ ફુલથી પેલે ફુલ ઉડતા ફરવાનો છે. તેમાં નહિ ઉદ્દેશ કે નહિ વિવેક. નવી નવી ફેશનની ટાપટીપ અને ખાલી ધીંગાણું. ભાઇના વિચાર જુદાજ પણ ભાઇ આગળ કંઇ ચાલે નહિ. એ સંઘ કાશીએ કેમ જાય? એ મોયાં મહાદેવનો જોગ નહિ ખાવાનો."

"ચંપક મને એવી ખોટી નિંદા નથી ગમતી. માણેકમાં પતંગીઆની વૃત્તિ કંઇક છે પણ એનું દિલ સાફ છે અને એનું મનોબળ ડગે તેવું નથી. પછી તારે ગમે તેમ કહે."

"તે તો ભાઇ તું જાણે. મને તો એનું વર્તન કંઇ બહુ ઠીક લાગતું નથી, શુદ્ધ વ્યવહાર હોય તો દુરાચારનો દેખાવ કરવાનું કારણ મને તો કંઇ સમજાતું નથી."

"તું તો તરંગી છે. બોલ તેં એવો દુષ્ટ વ્યવહાર કોઇ સાથે જોયો છે."

"જોયો તો નથી પણ લોકો વાતો કરે છે."

"લોક વાર્તા જેમ બધી ખોટી નથી હોતી તેમ બધી સાચી પણ નથીજ હોતી. સામાન્ય લોક તો પોતાની સામાન્ય નીતિને આચાર મુજબ અનુમાન બાંધે તેમાં ઘણીયે ભૂલો થવાનો સંભવ રહે છે."

"હશે પણ તમે કંઇ ઉતાવળીઉં પગલું ના ભરશો. હું તપાસ કરી તમને બધી ખબર કરીશ."

"પણ મારે આજે રાત્રે જવું છેને?"

"તે તમે પાછા આવો ત્યાં લગી ધીરજ રાખજો. આવી વિપત્તિમાં તમને એવા વિચાર કરવા ફુરસદ ક્યાંથી મળશે? કહો તો કાગળ લખું?"

"જેમ ઠીક લાગે તેમ કરજો. પણ ચંદુલાલને સમજાવજો કે બિચારીને નાહક દુઃખી ના કરે."

"હા હું ત્યાંજ જાઉં છુંને."

ચંપકલાલનો બંગલે જવાનો વિચાર હતોજ નહિ. આ હોળી સળગાવી પોતાનું વેર લેવાનોજ એનો હેતુ હતો. વળી વિચાર આવ્યો કે લાવ બંગલે જઇ ખબર તો કાઢું કે શો તાલ છે. બંગલા આગળજ ગાડીવાળાએ કહ્યું કે ચંદુલાલ પેઢીપર રહ્યા અને શેઠાણી એકલાં બંગલે આવ્યાં છે. ચંપકલાલને એજ જોઇતું હતું. ભાડાની ગાડી કરી પોતે તરત પેઢીપર આવ્યો.

પેઢીમાં ઓરીસનાં બારણાં બંધ કરી ચંદુલાલ એકલા બેઠા હતા. ભૈયાએ ચંપકલાલને કહ્યું કે ભાઇની તબિયત નાદુરસ્ત છે અને કોઇને મળવા આવવાની ના પાડી છે. ચંપકલાલે કહ્યું કે મને ના નહિ પાડે, મને ખાસ કામે બોલાવેલો છે. ભૈયાએ ચંપકલાલને જવા દીધો અને તેણે જઇ બારણાં ઠોક્યાં "ચંદુભાઇ, ચંદુભાઇ, બારણાં ઉઘાડો એ તો હું ચંપકલાલ બીજું કોઇ નથી."

ચંદુલાલે ચ્હીડાઇને કહ્યું, "અત્યારે હવે શું કામ છે? મને એકલો મરી રહેવા દો."

"જાઓ જાઓ આમ શું બોલતા હશો. તમને દુઃખી દેખી અમારૂં અંતઃકરણ કેમ ના ચીરાય? આવે વખતેજ મિત્રની સલાહની ખરી જરૂર છે. તમે બારણાં નહિ ઉઘાડો તો હું અહીંથી જવાનો નથી.

ચંદુલાલે કેંક કંટાળી બારણાં ઉઘાડયાં. ચંપકલાલ સામું જોઇને બેઠો પણ ચંદુલાલે તેના તરફ જોયુંજ નહિ તો બોલાવવાની તો વાતજ શી.

"ભાઇ, ભાઇ, મારા પર આટલો બધો શો રોષ?"

"તારા પર રોષ નથી. મારી જીવનની દોરી હવે તુટવાની કે છૂટવાની. હું કયાં તો આપઘાત કરીશ કે સંસાર ત્યાગ કરીશ. તમારે સર્વેને મન હું હવે આ જગતમાં નથી એમજ ધારવાનું. એના સ્નેહથી હું જીવતો હતો, એના સ્નેહ માટે હું ગાંડો બન્યો. એ સ્નેહ ગયો. હવે મારે જગત્ શૂન્ય છે."

"ચંદુભાઇ તમે મોટા છો, વિદ્વાન છો, સમજુ છો, જરા વિચાર તો કરો. એક સ્ત્રીના સ્નેહ માટે શું સર્વસ્વ ત્યાગ થાય? તમારે તો હજી ઘણાં મોટાં કામ કરવાનાં બાકી છે. કુળવાન્ છો, શ્રીમાન્ છો, યુવાન છો, જોઇશે તો બીજી ચાર કન્યા મળશે. પણ એક નાહાન સ્ત્રીની મૂર્ખાઇથી તમે આમ ઘેલા ઘેલા વિચાર કરો એ તે કંઇ ઠીક કહેવાય?"

"ચંપક! તું શું સમજે? મારો સ્નેહ જેવો તેવો નહોતો. એનો પડ્યો બોલ હું ઝીલી લેતો. એના એક શબ્દે હું સ્વર્ગ સુખ માણતો. એને રાજી રાખવા મારી મરજી વિરૂદ્ધ હું એને અઘટિત છૂટ આપતો. મને એનો સંપૂર્ણ વિશ્વાસ હતો. બીજું ગમે તેમ હસે બોલે પણ એનું મન સાબુત છે એમ હું માનતો હતો. મેં રત્ન ધારી વ્હોરેલું, છેવટે તે કાચજ નીવડ્યું. કાચના વાસણ માફક મારી સર્વ આશાના ટૂકડે ટૂકડા થઇ ગયા. હવે તે ફરી કેમ સંધાય? મન મોતી ને કાચ એક વાર તૂટે તે ફરી ના સંધાય."

"ભાઇ જરા ધીરા પડો. કદાચ આપણી ભૂલ હશે તે? કંઇ ગેરસમજ થતી હશે. એ કદાચ મહાલક્ષ્મી આવવાના છે એવો કાગળ મળવાથી ગયાં હોય તો બરાબર તપાસ કરવી જોઇએ. આમ સાહસ કામ કર્યાથી કંઇ લાભ નથી. ઉઠો ઘેર ચાલો. આપણે બે બરાબર તપાસ કરીએ."

"મારે હવે ઘેર નથી આવવું. એ પટાવવાના ને મનાવવાના દિવસ હવે વહી ગયા. પ્રત્યક્ષ પ્રમાણ પછી બીજાં અનુમાન શું કરવા કરવાં પડે. મેં રસિકને કાનો કાન કહેતાં સાંભળ્યું કે એ દેશમાં જવાનો છે, ગમે તેમ હોય પણ મને પૂછ્યા વિના એને ત્યાં આમ જવાની જરૂરજ શી હતી જે. નક્કી દાળમાં કંઇ કાળું છે. પ્હેલી તકરારમાં પણ એ રસિકનોજ પક્ષ તાણતી હતી અને તેની સાથે મારૂં સમાધાન કરવાની એને કેટલી ઇંતેજારી હતી. નહિ, હવે હું નહિ માનું. એ બેવફા સ્ત્રીનું મારે મ્હોં નથી જોવું."

ચંપકને પણ એજ જોઇતું હતું. ચંદુલાલને પાણી ચઢાવવા એ આણેકનો પક્ષ લેતો જણાતો હતો. એનો ઉદ્દેશ દ્વિમુખી હતો. જો સમાધાન થઇ જાય તો પોતે સાફ દિલથી વાત કરતો હતો એમ કહેવા માટે અને ચંદુલાલ આવી વાતોથી વધારે વ્હેમાઇ આણેકનો સમૂળગો ત્યાગ કરે તો પોતાનું વેર વળે. આણેક નરમ પડે તો પોતાનું ધાર્યું પણ કદાચ કોઈ દહાડો સિદ્ધ થાય એવી એને છૂપી આશા હતી.

વળી કંઇ વિચાર આવતાં ચંપકે કહ્યું "ભાઇ એક કાગળ લખી ખુલાસો તો પુછાવો. જુઓ મને એમણે અન્યાય કર્યો પણ એ છેક પાપી છે એમ હું નથી માનતો. કંઇ ગેરસમજ હશે તો તેનો ઉકેલ સુઝશે. હું તમારો સંસાર દુઃખી નથી જોવા ઇચ્છતો."

"ચંપક ત્હારા બોલવામાં તે કંઇ ઢંગ ધડો હશે. તું જાણે છે કે એ સ્ત્રી બેઇમાન છે. રસિકની ચીઠ્ઠી તેંજ પકડી છે. સ્ત્રીચરિત્ર કરી તે વેળાયે એણે તને વિના અપરાધે દોષિત ઠરાવ્યો. આજે રસિક એકલો હતો ત્યારે એને ઘેર જતાં આપણે નજરો નજર જોઈ. એ આવશે એમ તું પ્હેલાંથીજ જાણતો હતો. તું મારાથી વધારે જાણે છે છતાં મને પટાવવા ખોટી ખોટી મન મનાવવાની વાતો કરે છે. એમ મારા મનનું સમાધાન નહિ થાય. મારો તો બસ નિશ્ચયજ થઇ ચૂક્યો છે."

"ત્યારે એ તો મેં તમને પેલાં કહ્યું જ તો, કે એક દુષ્ટ સ્ત્રી-ની અધમતાને લીધે તમે આમ જીવપર આદરો એ કંઇ ઠીક નહિ. કહો તો કાલે સવારે એથી વધારે રૂપાળી અને સારા કુળની કન્યા હું શોધી લાવું." તમારૂં મન એ વાતથી ના માન્યું ત્યારે મારે આડી તેડી વાતો કરવી પડી."

"ચંપક! હવે તું જા, મને તારી એવી વાતથી દિલાસો નહિ મળે. મારે ફરી લગન નથી કરવું. આટલો સ્નેહ રાખવા છતાં આવી ભણેલી સ્ત્રીથી સુખ ના મળ્યું તો બીજી તે મારો શો દિવસ ઉઘાડ-વાની હતી જે?"

"ચાલો તમને ના ગમે તો એ વાત પડતી મૂકો પણ અત્યારે હું અહીંથી જવાનો તો નથીજ. મને તમારા ચિત્તનો ભરોસો પડતો નથી. વિચાર વમળમાં તમારૂં કાળજું ખસી જાય તો તમે શુંનું શું કરી મૂકો માટે આજની રાત તો હું તમારી કનેજ રહીશ."

"મને એકાંત વિના આજે નહિ ગોઠે. તું જા."

"એકાંતમાંજ તમારૂં ચિત્ત ભ્રાંત થઈ જવાનો ભય છે તો આજે તો ના ગમે તો ચાલો નાટક જોવા જઇએ કે મન બીજે કામે વળગે."

"આ તે શી ગાંડી વાત કરતો હશે. તારા જેવું સાધારણ મારૂં મન નથી અને મારો સાધારણ સ્નેહ નહોતો. વ્હાલામાં વ્હાલું માણસ મરી જાય તેના કરતાં મને આજે વધારે શોક થયો છે. તને એ કેવી રીતે સમજાવી શકાય. દિલનું દર્દ તો જે અનુભવી હોય તેજ જાણે. બીજાને તો તે ફોકટ ગાંડપણનાં ફાંફાં લાગે. અમારા જેવું તમને સુખ પણ મળે નહિ ને અમારા જેવું તમને દુઃખ પણ થાય નહિ. એ સ્નેહની સૃષ્ટિ જુદીજ છે."

"તે તમારે જેવો મને ધારવો હોય તેવો ધારો. હું યે પ્રેમની વાતોમાં કંઇ છેક બબૂચક નથી. પરણ્યા નહિ હોઇએ તો જાને તો ગયા હઇશું. અમારો સંસાર સાધારણ તો સાધારણ પણ પુસ્તકોથી તો તમારા જેવા પ્રેમનો પરિચય થયો હશે."

"દિલ કોમળ ના હોય તો પુસ્તકોથી કંઇ પ્રેમની પરિસીમાનો અનુભવ થતો નથી. તું ભોળો છે, તેથી આવું આવું બોલે છે. આપ મુવા વિના સ્વર્ગે ના જવાય. ગમે તેટલું વાંચીને વિચારે પણ વંધ્યા તે પ્રસવની પીડા શી રીતે જાણવાની હતી."

ચંપકે વિચાર્યું કે ઠીક વાત ચાલે છે. આમાંથી ઉંધે રસ્તે શેઠને ચઢાવતાં વાર નહિ લાગે.

"જુઓ ચંદુભાઇ અમે તે શું માણસ હઇશું કે હેવાન. અમને શું પ્રેમની ભૂખ નહિ હોય. મને પ્રેમની પીડાને પ્રેમનું સુખ તથા-

રાથી યે વધારે માલમ છે. તમારા આગળ કંઈ એવી વાત કરાય. તમે મને મૂરખ ધારો છો પણ હુયે મોટો પ્રેમ શાસ્ત્રનો પંડિત છું."

"એ વિદ્યા કોની કનેથી પ્રાપ્ત કરી? મારી ભાભીનું હેત તો કંઇ વરસી જાય એમ લાગતું નથી."

"શીખ્યા ત્યાંથી શીખ્યા તેનું તમારે શું કામ છે. તમારૂં દુઃખ હુ સમજું છું માટે તો રાત્રે તમારી કનેજ રહેવાનોજ નિશ્ચય કરી આવ્યો છું."

"જો એમ આખી રાત તેં વાતો કરી મારૂં મન બીજી જગ્યા એ વળગાડવુંજ ધાર્યું હોય તો તો તારા પ્રેમની વાત તો મને ખરે-ખરી કહી દે."

"તમારે જાણુવીજ છે તો આજે હુ કહીશ. એક સ્ત્રીનો હુ વણમૂલે લીધેલો દાસ છું. તે આજ કેટલાંયે વરસથી અખંડ પ્રેમ ધારાથી મને સ્નાન કરાવી રહી છે અને હુ યે એ અમૃત પાન કરતાં તૃપ્ત થતો નથી."

"તે શું સ્ત્રી હયાત છે."

"હાસ્તો. તેને મૂકીને તમારી કને અહીં આવતાં અમને કેવું થયું હશે. છતાં તમે કંઇ કદર કર્યા વિના અમને કાઢી મૂકવા તત્પર થયા છો?"

"ત્યારે તો ઘડીવારે શું કરવા વિલંબ કરો છો. હવે તો તું બસ જા."

"ના, આજે નહિ જાઉં. સ્વર્ગનું સુખ પણ આજે મને તમને છોડવા લલચાવી શકે તેમ નથી."

"તારી એ પ્રિયતમાનું નામ શું?"

"નામનું તમારે શું કામ છે. જોવી હોય તો પ્રત્યક્ષ બતાવું."

"ના! ના! તમારા રંગમાં ભંગ પડે."

"તમારાથી રંગનું મૂલ્ય વિશેષ નથી. હું પ્રેમધર્મ તેમજ મિત્ર ધર્મ પણ સમજું છું. અત્યારે મારી ફરજ તમારી કને છે."

"કીયા ગામની છે."

"અહીં મુંબાઇનીજ છે."

"શી જાતની છે? પરણેલી કે કુંવારી?"

"હું, કંઇ કહેવાનો નથી. બે ઘડી વાતો કરી વિનોદ મેળવવો હોય તો ચાલો મારી જોડે. તમારૂં છટકી ગયલું મગજ કંઇ ઠેકાણે આવશે ને મારા બન્ને ધર્મ જળવાશે."

ચંદુલાલનું કુતુહલ જાગ્યું. ડાહ્યા ડમરા જેવા દેખાતા ચંપકલાલની પ્રેમપ્રતિમા જોવા એનું મન લલચાયું. પોતાનું દુઃખ પણ ઘડી વાર વિસારે પડશે એમ ધારી ચંપકલાલ જોડે એ જવા તૈયાર થયો.

"ચાલ ત્યારે ભાઇ ચાલ, પણ જલદી મારે પાછાં આવવું પડશે."

"તે તમારે બેસવું હોય ત્યાં સુધી બેસજો. તમે ચાલશો એટલે તમારી જોડે હુંયે પાછો આવીશ."

"ના, એમ નહિ બને."

"ત્યારે મારે તમને ત્યાં નથી તેડી જવા."

"એમ તો એમ ચાલ!"

"ચાલો તૈયાર થાઓ."

બન્ને મિત્રો તૈયાર થઇ ભાડાની વિક્ટોરીયા કરી પેઢીમાંથી થોડી વારમાં ચાલી નીકળ્યા.

---

## પ્રકરણ ૧૭ મું.

---

## મોતીએ નાંખેલી મોહિની.

ચંદુલાલ ઘડીવાર કુતુહલને માર્ગે પોતાનો શોક ભૂલ્યો. ચંપકલાલે આબરૂદાર લત્તામાં એક નાના પણ સુંદર મકાન આગળ ગાડી ઉભી રખાવી.

"ચંદુભાઈ હું જરા તમારા આવ્યાની ખબર કરી આવું. તમે જરા ગાડીમાંજ બેસો."

"હાસ્તો રંગમાં ભંગ પડ્યો. મારે કોઇનો નિસાસો નથી લેવો. કહો તો હું હવે એટલેથીજ પાછો જાઉં."

"ના! ગાંડા થયા કે શું? તમને તો આજે જ્હીલા મૂકાયજ નહિ. તમારા જેવા મોટા માણસને અચાનક રંક ઝુંપડીમાં લઇ જઇયે ત્યારે સ્હેજ સરભરાની ગોઠવણ પણ કરવી જોઇએની."

ચંપક! એ ધાંધલ જવા દે. આજે મારૂં મન અત્યંત ખિન્ન છે. મારે તમારી સરભરા નથી જોઇતી. હું તો તારી પ્રેમપ્રતિમા કેવીક હશે તે સ્હેજ જોવાજ આવ્યો છું. મારે મારૂં ઓળખાણ નથી આપવું."

"વારૂ! નહિ આપું પણ એક સ્હેજ સબુર કરો. હું એકલો નથી, એટલી તો અગમચેતી આપવા દો."

ચંપકલાલ અંદર જઇ પાંચ સાત મીનીટમાં પાછો આવ્યો. બન્ને મિત્રો પછી અંદર ગયા ને ગાડીવાળાને રજા આપી. દાદર ચઢતાંજ એક વીશ બાવીશ વરસની સુંદર વસ્ત્રાલંકારે સજ્જિત રમણી તેમને સામું લેવા આવી.

"પધારોજી, મારૂં મકાન આજે પાવન થયું."

આ રમણીએ પોતાનો નાજુક ગોરો હાથ વારા ફરતી બન્નેને આવકાર દેવા આગળ ધર્યો. ચંપકલાલે એ હસ્તને ચુંબન કર્યું. ચંદુલાલે ફક્ત સ્હેજ સ્પર્શજ કર્યો પણ એ સ્પર્શની શીતલતા બહુ પ્રિય લાગી.

આ મકાનનું દિવાનખાનું બહુજ સુંદર રીતે શણગારેલું હતું. આંખ ઠારે એવા સુંદર રંગો અને ચિત્રકામથી ભરપૂર અને સ્પર્શને સુકોમળ એક ગાલીચા પર બેઉ મિત્રો બેઠા, ચંપકલાલે કહ્યું:—

"મોતી! આજે આ અમારા મિત્ર મોટા ઉદ્વેગમાં છે. તેમને સ્વસ્થ કરવા તારી કને લાવ્યો છું."

"જી! શાથી ઉદ્વેગમાં છે?"

"મારા મિત્રની લાગણીયો બહુજ કોમળ છે, એમની સ્ત્રીની વર્તણુંક વિષે એમને સંશય પડ્યો છે, અને તેથી એમના સ્નેહાળ હૃદયને મોટો ધક્કો લાગ્યો છે."

" મોતીએ ચંદુલાલને ઉદ્દેશી કહ્યું.

" શેઠજી ! આપ તો બહુ શાણા ને વિચારવંત પુરૂષ છો. હું આપને શું કહું. સ્નેહમાંજ સુખ છે અને સ્નેહમાંજ દુઃખ છે. કોમળ લાગણીઓ વિના પ્રેમમાં આનંદ નથી પણ એજ લાગણીઓ કંઇક વિપરીત થાય છે ત્યારે અનહદ દુઃખ આપે છે. આપ લાયક આદમી છો. દુઃખમાં સ્ત્રીઓ તો રડે કકળે પણ પુરૂષે લાગણીઓના આવેશને દબાવી મન કઠણ કરતાં શીખવું જોઇએ. સુખ દુઃખ સદા ભેગાં છે. માટે આપ જીગરને મજબૂત કરો. પુરૂષોને એક સ્ત્રી પાછળ ગાંડા થવું કેમ પરવડે. આપને તો સંસારમાં ઘણાં કામ કરવાનાં છે. સ્નેહ વિના જીવ તો બળશે પણ સઉ દુઃખનો ઉપાય દહાડા છે. સમય જતાં આપને એ દુઃખ વિસારે પડશે. આપ મનને દૃઢ કરો. "

ચંપકલાલે કહ્યું: " શીખામણ તો મેં ઘણી દીધી. કંઈ સંગીતથી એમનું મન રંજન કરો. "

" જી ! હજુર. "

" મોતીએ ઉઠી દિલરૂબા લઇ જરાવાર સૂર મેળવી મધુર સાદે ગાવાનું શરૂ કર્યું.

કહાના નેનાં સે નેનાં મિલાય લે—રે—કહાના.
મેરા દિલસે દિલ તેરા લગાય દે—રે—કહાના.
કહાના ! આગમાં બદનકી બુઝાય દે—રે.
તેરા દિલકી બેદિલી મીટાય દે—રે.
મેરે અંગોસે અંગો મિલાય લે—રે.
કહાના દિલસે દિલ એસા લગાય દે—રે.
મેરે જલતે જીગર કો બુઝાય દે—રે,
કહાના ! નેનાંસે નેનાં મિલાય લે—રે.
મેં તો જીતી હું તેરી લગન સે—રે.
મેં તો મરતી હું તેરી અગનસે—રે.
કહાના ! નેનાંસે નેનાં મિલાય લે—રે.
મેરી અગન કી મગન બનાય દે—રે.

દિલ તેરાસે મેરા લગાય દે—રે.
મ્હાના ! નેનાંસે નેનાં મિલાય લે—રે.

ઘડી ઘડી ઉલટાવીને એવા તો હાવ ભાવ અને અભિનયથી મોતીએ આ ગાયન ગાયું કે ચંદુલાલના મુખ પરની ગ્લાનિ તે દૂર કરવા શક્તિમાન થઇ. ગાતી વખતે ઘડીમાં ચંપકલાલ તરફને ઘડીમાં ચંદુલાલ તરફ એવી તો ચેષ્ટા તે કરતી હતી કે દરેક જણ એમજ સમજતું કે આ ગાયન મને ઉદ્દેશીનેજ ગાય છે.

ગાયન પૂરૂં થયું કે ચંપકલાલે કહ્યું: " શાબાશ ! ખૂબ કરી. રંગ છે. લ્યો શું ઇનામ આપું ? "

આ વાત સાંભળી ચંદુલાલે કંઇ આપવું જોઇએ એમ ધારી ગજવામાં હાથ ઘાલ્યો. મોતીએ દિલરૂબા મૂકી દઇ ચંપકલાલ ભણી પોતાનો હાથ ધર્યો તેમાં કંઇ ના મૂકતાં ચંપકલાલે ચુંબન કર્યું. ચંદુલાલે રૂપિયા સોની નોટ આપવા માંડી. મોતીએ કહ્યું:—

" નહિ જી, મને દ્રવ્યની ભૂખ નથી. મારા સરદાર મારા પર રાજી થયા એજ ઇનામ મને બસ છે. બીજા ઇનામની હું કદી આશા રાખતીજ નથી. આપના મિત્ર મારૂં તમામ ખર્ચ નભાવે છે. બીજા કને કોઇ લાભની હું આશા રાખતી નથી. એમની ફરમાશ વિના બીજા કોઇની આગળ હું ગાતી નથી અને મારી બંગલીએ બીજા કોઇને પગ પણ મૂકવા દેતી નથી. અમારો ધંધો હલકો છે પણ નેકીથી હું તેને ઉંચો બનાવવા મહેનત કરી રહી છું. "

ચંદુલાલે કહ્યું " મને જ્યારે તમારો હુન્નર જોવાનો લાભ મળ્યો ત્યારે મારે તેની કદર કરવીજ જોઇએ. મારો હાથ કદી પાછો ના પડે. તમારા માલિકની રૂબરૂ અને તેની મંજુરીથી આ જુજ ઇનામ લેવામાં તમને અડચણ ના હોવી જોઇએ. "

ચંપકલાલે કહ્યું: " ચંદુભાઇ કશું આપવાની જરૂર નથી. હું એને માસિક પાંચસો રૂપિયાનો દરમાયો આપું છું, અને પ્રસંગે ભેટ સોગાદ તો જુદી. એ પૈસાથી રાજી નહિ થાય. "

ચંદુલાલે જરા તરડાઈને કહ્યું ત્યારે શું મારો હાથ પાછો ફરે? અહીં બોલાવીને મારૂં અપમાન કરાવવું છે?"

ચંપકલાલે કહ્યું "મોતી? લઈ લ્યો. શેઠને ખોટું લાગે તે ઠીક નહિ."

મોતીએ નોટ લઈ ખીસામાં મૂકતાં કહ્યું: "જી આપની બહુજ મહેરબાની થઈ પણ મને તો મારા સરદારે જે ઈનામ આપ્યું તેજ વધારે કિંમતી છે. સોના કરતાં સ્નેહનું મૂલ હું બહુ મોંઘું આંકું છું."

ચંદુલાલે કહ્યું "હાસ્તો સ્નેહ અમૂલ્ય છે. મારા મિત્રે જે ઇનામ આપ્યું તે આપવાનો મારો અધિકાર નથી માટે મારે મારી ઉપકાર વૃત્તિ બીજી રીતેજ બતાવવી પડી."

ચંપકલાલે પૂછ્યું "મોતી આ ગાયન કયાંથી કાઢયું? મેં તો કોઈ દહાડો સાંભળ્યું નથી."

"એ તો આમ તેમ શબ્દો ગોઠવી મેં મારી મેળે હમણાજ બનાવ્યું."

ચંદુલાલે અજાયબ થતાં કહ્યું:

"ઓહો, ત્યારે તો બહુજ સરસ શું સુંદર રચના છે?"

મોતીએ કહ્યું જી આપને પસંદ હોય તો ફરી ગાઉં.

ચંદુલાલે તેમ કહેવાથી મોતીએ એનું એ ગાયન ફરી જરા જુદી રીતે શબ્દો ગોઠવી ગાયું અને ચંપકલાલની ઇસારતથી બધો હાવ ભાવ ચંદુલાલ પરજ બતાવ્યો. પ્રેમ ઘેલી સ્નેહ તરસી ગોપીકાના ભાવથી આ વખતે મોતીએ એવું તો સરસ કામ બજાવ્યું કે ચંદુલાલની શુદ્ધ ઠેકાણે રહી નહિ.

ગાયન પુરૂં થયું કે ચંદુલાલે કહ્યું:

"ચંપક તું બડો ભાગ્યશાળી છે. આ રત્ન ક્યાંથી મેળવ્યું અને કેટલા દિવસથી જાળવી રાખ્યું છે."

ચંપકે કહ્યું "બે વરસથી હું અહીં આવું જઉંછું. એના પ્રથમ શેઠ દેવાળું કાઢ્યાથી મને આવતો લાભ મળી ગયો, બાકી મોતી

જેવી ઇમાનદાર અને હુશિયાર નાયિકાનો જોટો મુંબાઇમાં નહિ મળે. આવી સાચી સ્નેહાળ સુંદરીના સમાગમથી હું સંતોષ માની બેઠો છું. હું પગાર આપું ત્યાં સુધી મોતીને બીજો સ્વામી નહિ અને મેં પણ બીજી કોઇના પર સ્નેહ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી છે."

"ચંપક! તારૂં સુખ કોઇને અદેખાઈ આવે એવું છે. મેં મારી બેવફા સ્ત્રી પર કેટલો સ્નેહ અને વિશ્વાસ રાખ્યો પણ તેનું ફળ કંઇ નહિ. એવી ભ્રષ્ટ પરણેલી સ્ત્રી કરતાં તો આવી પગારદાર સ્ત્રી હજાર દરજ્જે સારી."

મોતી બોલી "જી! આપ અમને નાહક ફુલાવો છો. અમારા ધંધામાં અમને નીતિ જાળવવી પડે છે તે વાત ખરી પણ સાચો સ્નેહ તો અમને કોઇ વારજ મળે છે. કંટાળીને કે સ્થિતિ બદલાવાથી અમારો શેઠ અમને મૂકી દે એટલે નાચારીએ અમારે બીજો ગ્રાહક શોધવો પડે. સ્નેહ વેચી શકાતો નથી અને આવી બદલા બદલીમાં અમારૂં જીગર કેવું બળી જતું હશે તે અમેજ જાણીએ છીએ. આ ધંધાને અંગે અમારે કેળવણી ઘણી લેવી પડે છે અને અમારી લાગણીઓ કોમળ થાય છે. પછી પૈસાને ખાતર સ્નેહની આપ લે કરવામાં અમારાં કાલજાં કચરાઇ જાય છે. વખતે કોઇ કદરદાન ગ્રાહક મળે તો અમારા સ્નેહની કિંમત સમજે છે, કોઈ જડ જેવો હોય તો તેનો જૂલમ પણ અમારે સહન કરવો પડે છે. લાયક ગ્રાહક મેળવવાની અમારી ચિંતા પણ કંઇ ઓછી નથી. મારી નાની બેન હવે ઉમરે પહોંચવા આવી છે. મારા કરતાં પણ તે વિશેષ સુંદર અને ચાલાક છે. પ્રભુ જાણે તેને કોણ જાણે કેવોયે ગ્રાહક મળશે?"

ચંપકલાલે કહ્યું: "ચંદુભાઇ! તમારા આપઘાતના ગાંડા ગાંડા વિચાર મૂકી દઇ તમે પણ મારી પેઠેજ આવું બહારનું સુખ સ્વીકારો. મારા ઘરવાળી કેવી ઓડ જેવી છે, તેને લીધે જીવ બાળવા બેસું તો કંઇ પારજ આવે નહિ માટે આપણે તો આપણા સુખનો રસ્તો શોધી લીધો."

ચંદુલાલે મનમાં વિચાર કર્યો. "હા એ બેવફા સ્ત્રીને તો એજ શિક્ષા કરવી. હું જીવ કાઢું તેમાં એને તો સુગમ પડી જાય. મારી મીલકત એ ભોગવે અને એના મન ગમતાં સાથે મોજ માણે માટે દુનિયાની રીતે એને ઠેકાણે લાવવી અને આપણે પણ કંઇ ચંપક જેવો આવોજ ઘાટ ગોઠવવો." આમ વિચાર કર્યો પણ બહાર પાડતાં શરમ આડે આવી. પાપમાં પ્રથમ પગ મૂકતાં લજ્જા દરેક માણસને રોકે છે.

ચંપકલાલે કહ્યું "ભાઇ, બહુ વિચાર જવાદો. પ્રભુની આપેલી લક્ષ્મી ઘણી છે. ઘેર સુખની આશા નષ્ટ થઇ તો હવે શરમ છોડી અમારીજ ન્યાતમાં આવો."

ચંદુલાલે કહ્યું: "મને એ કંઇ ઠીક લાગતું નથી. બાપાજી જાણે તો ધુળ કાઢી નાંખે."

"આવા બીકણ ક્યાંથી. મોતી! કાલે ત્હારી બ્હેનને ચંદુભાઇ ને બતાવવા અહીં તેડી લાવજે. અમે બે મિત્રો અને તમે બે બ્હેનો એજ ઠીક પડશે; પણ ખરચ શું થશે તેનો આશરો આપે તો કંઇ તજવીજ થાય.

મોતી બોલી "જુઓ એનો આ પ્રથમ પ્રવેશ છે માટે પૈસા તો વધારે થશે પણ અમે ઇમાન નહિ છોડીએ. દશહજાર રૂપિયા શેઠે પહેલાં એના નામ પર ચઢાવવા જોઇએ અને બંગલો, ગાડી ફરનીચર વિગેરે ખરચ બધું શેઠનું. પગાર તો પાંચસોથી વધારે નહિ આપવો પડે. એ તો અમે નિયમ કર્યો છે તે મુજબ વરતીશું."

ચંદુલાલે કહ્યું "બાપાજીને ખબર પડયા વિના એટલા બધા રૂપિયાની જોગવાઇ મારાથી કેવી રીતે થાય?"

ચંપક જરા વિચારમાં પડ્યો. પછી કહ્યું "તમે ગભરાવ છો શેના? લક્ષાધિપતિના એકના એક દીકરાને પૈસાની વિપત્તિ પડી મુંબાઇ શહેરમાં કદી સાંભળી છે? મારવાડીઓના રૂડા પ્રતાપે કોઇને મુંબાઇમાં એવી રીતે પૈસાની તંગી પડતીજ નથી."

"મને બધા ઓળખે છે. મારાથી એ પગલું નહિ લેવાય. મારી ઇજ્જતના કાંકરા થઇ જાય."

"અરે ઓળખે છે એટલું સારૂં છે કે વ્યાજ ઓછું પડશે, ને એ વાત તો એવી ખાનગી રહેશે કે તમારી ઇજ્જતની હવેલીને કશો ધોકો નહિ લાગે."

"ઠીક વિચાર કરીશું.

"ના, નક્કીજ કરોને. કાલે જોવા આવવામાં કંઇ હરકત છે. મોતી કાલે આજ વખતે અમે બે જણા આવીશું. તારી બ્હેનને હાજર રાખજે."

"જી! હજુર."

ચંદુલાલ વિચારમાં પડી ગયો એવામાં નોકરે મેવા મીઠાઇ વિગેરેની ચાંદીની તાસકો રજુ કરી.

ચંદુલાલે ખાધું નહોતું તેને આ આશીર્વાદ સમાન થઇ પડયું. મોતી સુંદર વીંજણો લઇ એને જમતી વખતે પંખો કરવા ઉભી રહી. પણ ચંદુલાલના આગ્રહથી તેને પણ જોડે બેસવું પડયું. કંઇ કંઇ ટીખળ. અને હાસ્યથી જમવાનું પુરૂં થતા પહેલાં ચંદુલાલનું મન મોતીએ એવું હરી લીધું કે ચંપકલાલ હાજર ના હોત તો એનાથી કંઇ ને કંઇ બોલાઇ જાત.

જમવાનું પુરૂં થયા પછી મોતી અને ચંપકલાલે બીજા ઓરડામાં જઇ કંઇ ખાનગી વાતચિત કરી લીધી. ચંદુલાલે ધાર્યું કે કંઇ પ્રેમ ચેષ્ટા ચાલતી હશે અને એને ચંપકલાલની ઇર્ષ્યા પણ ઉત્પન્ન થઇ, જો બની શકે તો મોતીનેજ પોતાની કરવાની ચંદુલાલને ઇચ્છા થઇ પણ ચંપક કંઇ એને છોડે નહિ એમ લાગ્યું. કાલે એની બ્હેનને જોવી તો ખરી એમ મનમાં નિશ્ચય કર્યો. આણેકના વિચારો તો હવાઇજ ગયા અને ચંદુલાલનું ચિત્ત મોતીમય થઈ ગયું.

પ્રિય વાંચનાર આવો આપણે ઓરડામાં પેલાં બેની વાતચિત સાંભળીએ.

ચંપકે પુછ્યું "એવી તે કઈ હારી બ્હેન છે જે? મને તો વાત કરીજ નથી."

"મારી સગી બ્હેન નથી. એ તો ઓળખાણુની કોઇક લાવીશું અને મારી નજીકની સગી છે એમ કહીશું."

"પણુ તુંજ હાથમાં લેને. વળી બીજાને કયાં સોંપે છે."

"જરા ઇમાનદારીનો ઢોંગ તો કરવા દો. એમ કર્યા વિના કંઇ વધારે પૈસા મળે. તમે પણુ પાંચસોના પગારની ઠીક વાત ગોઠવી દીધી. મારા પર પ્રેમ કરવા આવશે તો હવે હું એથી બેવડીજ રકમ બતાવીશ. બીલ્લુ સદ્ધર છેને?"

"હા હા નહિ તો અહીં લાવત શું કરવા? જો જે પણુ સાચવીને કામ લેજે. પેલો હારો ડોસલો જાણે નહિ."

"એ બબુચક શું સમજવાનો હતો જે. એને તો હું હથેળીમાં રમાડું છું."

"ઠીક ત્યારે હવે અમે જઇએ છીએ. કાલની ગોઠવણુ બરાબર રાખજે. ધીમે ધીમે જરા રંગ પાણી પણુ દાખલ કરજે."

"મને નહિ કહેવું પડે."

થોડાં અડપલાં કરી બન્ને છુટાં પડયાં.

"ચાલો ચંદુભાઇ આવવું છે. હવે જરા તમારો ઉદ્વેગ ઓછો થયો કે નહિ?"

"અરે એ તો બધો જાણે ભૂલીજ ગયો. પણુ ઘેર ગયા કે સાંભરવાનું. તું શું કરવા આવે છે. તું અહીંજ રહે."

"ના! તમારો ભરોસો નહિ."

"ના! ના! આપઘાત હવે જરૂર નહિ કરૂં."

'આજે તમને એકલા નહિ ધીરૂં."

બન્ને જણુ મોતીની રજા લઇ ત્યાંથી નીકળ્યા. જતી વખતે ચંપકલાલે પ્રથમ મુજબ મોતીના હાથને ચુંબન કર્યું. ચંદુલાલને શેકહેન્ડ માટે મોતીએ હાથ આપ્યો તે ચંદુલાલ જરા વધારે જોરથી દાબ્યો.

મોતીએ પણ સ્હેજ દબાણુ વધારે કરી પોતાનો ભાવ ગુપ્ત રીતે બતાવ્યો. ચંદુલાલ મનમાં ફુલાઇ ગયો કે મોતીનું મન મારે માટે જરાતરા પલળ્યું છે ખરૂં.

બન્ને મિત્રો ભાડાની ગાડી કરી પેઢી પર જઇ ત્યાં સુધ રહ્યા. ચંદુલાલે મોતીનાંજ વખાણ કર્યા કર્યાં ને ચંપકલાલે ખાનગી પૈસા શી રીતે ઉપાડવા તેની યુક્તિઓ બતાવવા માંડી.

આમ મોતી પણ મનમાં રાજી થતી હતી કે આ ઠીક શિકાર હાથમાં આવ્યો છે. ભોળો સ્નેહાળ શેઠીઓ છે એટલે જેમ નીચોવીશું તેમ નીચોવાશે. મોતીને એક પાકી ઉમરનો કાપડનો વેપારી મહિને બસો રૂપિયા આપતો હતો, અને તેની રખાત તરીકે એ રહેતી હતી. ચંપકલાલનું ઓળખાણ તો ડ્રેસની દુકાને થયું હતું અને એ શોખીન લંપટ યુવાને ભેદ સોગાદો આપી મોતીને રાજી કરી એને ત્યાં પોતાનો પગ કર્યો હતો. ચંપકલાલ મોતીને કંઇ પગાર આપતો નહિ પણ તેને લીધે ઘસારો વેઠતો અને મોતી પણ ઘરડા કાપડીઆ કરતાં આ યુવાનના સ્નેહને વધારે પસંદ કરતી હોવાથી એની ગાંઠ ઠીક જામી હતી. સારા પૈસા મળે તો બીજાના પર પણ ઉપકાર કરવા મોતી ચૂકતી નહિ.

## પ્રકરણ ૧૮ મું.

### માણેકની અધીરાઈ.

માણેકે રાત્રે કંઇ ખાધું નહિં અને રડ રડ કર્યા કર્યું. છેવટે રડીને પણ થાકી. એના મનમાં આશાનો કંઇક સંચાર હતો કે ચંદુલાલ મોડા પણ થાકીને ઘેર આવશે અને કંઇ ખુલાસો માંગશે. પણ જ્યારે રાત્રિના દશ થઇ ગયા ત્યારે એ આશા નષ્ટ થઇ. સાડા દશે તો માણેકની ધીરજ ખૂટી ગઇ. આખી રાત્રિ આમ કેવી રીતે જશે એ પેઢી પર રહ્યા રહ્યા શા તરંગે ચડયા હશે એજ વિચાર મનમાં

ભરાયો. " ન કરે નારાયણ અને કદાચ સમૂળગો ત્યાગ કરવાનો વિચાર કરે તો? પુછે તો બધું સમજાવાય પણ પુછ્યા વિનાજ શિક્ષા કરે તો? અરેરે નહિજ પુછે તો શું થશે. ઘેર આવે તો એમને પગે પડું, માફી માંગું, બધી બીના ખરેખરે કહી દઉં, હવે કોઇ દિવસ રજા વિના કોઇ પણ જગ્યાએ ના જવાની પ્રતિજ્ઞા કરૂં, અરે કેહે તો કોઇની જોડે બોલું પણ નહિ. જે કહે તે સહન કરૂં પણ એ મને તજી દે તે તો નાજ સહન થાય. અરે! એમનો પણ મારા પર કેટલો સ્નેહ હતો. મારે માટે પ્રાણ આપવા પણ તૈયાર હતા અને આજે આ શી દશા?"

પ્રાણ આપવાની વાત સાંભરી આવતાં માણેક ચોંકી " અરે! પણ મને બેવફા ધારી એ કંઇ જીવ પર આદરશે તો? એમનું ચિત્ત તરંગી અસ્થિર છે. એમનો સ્વભાવ ઉતાવળીઓ છે. એવા માણસો ગમે તે કરી બેસે. આમરંગી માણસનો ભરોસો શો? ત્યારે મારે શું કરવું? હું ત્યાં જાઉં તો? પણ જવાય કેવી રીતે? બાપાજી શું ધારે? નોકર ચાકર શું ધારે? જેને જે ધારવું હોય તે ધારે પણ હવે મારાથી ઘડીવારે વિલંબ કેમ થાય. મારૂં ચિત્ત અહીં રહેજ કેમ? એ તો જે થવાનું હોય તે થાય પણ ત્યાં જવું તો ખરૂંજ. શું કરશે? મને હડધુત કરશે, મારી સાથે રીસાશે, નહિ બોલે પણ એ ક્ષેમ કુશળ છે તેની તો મારી ખાત્રી થશેને. હવે મારૂં હૃદય નહિ રહે. કોને કહું? બાપાજીને પુછું? ના ના એ તો ઠીક નહિ. અમારી વઢ-વાઢમાં એમને કેમ નખાય? એમના જીવને કેટલો ક્લેશ થાય અને મારાથી શરમ મૂકી એમને વાત કરતાં જીભજ કેમ ઉપડે. ત્યારે કરૂં શું? ભટને ભરોસામાં લઉં? હા! એજ ઠીક છે. એ ઘરનો જુનો વિશ્વાસુ નોકર છે અને કુટુંબ માટે લાગણી ધરાવે છે. પણ વૃદ્ધ અને ઠરેલ એટલે એજ રસ્તો ઠીક છે."

આમ નિશ્ચય થતાં માણેક ત્વરાથી ઉઠી અને ભટ સુતો હતો તે ઓરડાનાં બારણાં ઠોક્યાં. ભટ જાગતો હતો તેણે કોઇ નોકર હશે

જાણી બારણાં ઉઘાડ્યાં, પણ માણેકને જોઇ અજાયબ થયો.

"કેમ ભાભી શું છે? આપે જાતે કેમ આટલી તકલીફ ઉઠાવી. મને બોલાવ્યો હોત તો હું વરત આવત."

"ભટ! એક વિશ્વાસનું કામ કરશો?"

"મારો જાન માગો તો તૈયાર છે."

"ના ના એટલું બધું કંઇ નથી. મારે ને એમને કંઈ કચપચ થઇ છે અને એ આજે ઘેર નથી આવ્યા તે મારો જીવ રહેતો નથી. મારે અત્યારે એમની કને પેઢી પર જવું છે."

"એ વિચાર મને તો ઠીક લાગતો નથી. બાપાજી શું કહેશે?"

"બાપાજી ના જાણે એવી રીતે જવું જોઇએ."

"ગયા વિના નહિજ ચાલે? સવારે તો પાછા આવશે."

"ના! મારો જીવ નહિ રહે. એમને મારા પર બહુ રીસ ચઢી છે અને એ કંઇ આડું અવળું કરી બેસે કે કંઇ જતા રહે તો?"

માણેકને લાગ્યું કે વધારે પડતું બોલાઇ ગયું પણ તેની અસર તાત્કાલિક થઇ.

"હેં! ચાલો ત્યારે તૈયાર થાઓ. કોઇ નહિ જાણે. હું ગાડી જોડાવું છું."

ભટે ધીમે પગલે બારણાં ઉઘાડી તબેલે જઇ ગાડીવાળાને ઉઠાડ્યો.

"રામસિંગ ઉઠ જલદી કર ગાડી જોડવાની છે."

"અત્યારે કોણ જાય છે?"

"આમ બહુ લવારો ના કર. ભાભીને પેઢી પર જવું છે. ચાલ ઝપટ કર અને ખબરદાર કોઇને કહેતો નહિ."

ગાડી જોડાઇ રહેવા આવી ત્યાં સુધી ભટ ત્યાં ઉભો રહ્યો, ને પછી ધીમે પગલે પાછો જઇ માણેકને બોલાવી લાવ્યો. પેઢી પર પ્હોંચ્યા ત્યારે અગિયાર વાગ્યા હશે.

ભટ રામસિંગ જોડે કોચબોક્ષ પર બેઠા હતો તેણે ઉતરી બેયાને ઉઠાડ્યો. માણેક અંદરજ બેસી રહી. ભટે ભૈયાને પુછ્યું:—

"સરજુપ્રસાદ, આઈ કહાં ગયા છે ?"

"કૌણ છોટે શેઠ ? ઓ બહાર ફિરને ગયે હે."

"હેં, શું કહે છે ?"

"હા ! એક ઉનકા દોસ્ત આયાથા ઉનકી સાથ બોત દેર તક બાતચિત કીયા પીછે ભાડેકી વિકટોરીયામાં કુછ ગયે."

"ક્યારના ગયા છે ?"

"એક ઘંટા હુવા."

"પાછા કયારે આવવાના છે."

"કુછ બોલે નહિ, પણ મેં માનતા હું કે નાટક મેં ગયે હોંગે તો દેર લગેગી."

ભટે જઈ આ ખબર માણેકને કહી. નાટકમાં જાય એ માણેકને અસંભવિત લાગ્યું.

"જેભાઈ મહારાજ ! ગમે તેમ કરી તપાસ કરવી જોઇએ. નાટકમાં ના જાય."

"હવે બીજો શો ઇલાજ ? તમે પાછાં ઘેર ચાલો પછી હું શું થાય છે તે જોઉં છું."

નિરાશ થઇ ઉતરી ગયલે ચ્હેરે માણેક બંગલે પાછી આવી. આખે રસ્તે વિચાર કર્યા. "જોડે કોણ હશે ? એ તો એજ પેલો પાપી ચંપક. કોણ જાણે શુંયે ચઢાવતો હશે. હશે જે ભાગ્યમાં હશે તે બનશે પણ એ સાથે છે, એટલે આપઘાત તો નહિ કરે. એ મારી કલ્પના ખોટી પડી. ફેરો તો પડયો પણ મારો એ બાબતનો ગભરાટ ઓછો થયો એટલું ફળ તો મળ્યું."

ગાડી બંગલામાં પાછી આવી તે મોતીલાલ શેઠે જાણ્યું. ડોસાને બહુ ઉંઘ નહોતી. ગાડી ગઇ ત્યારે એમની આંખ જંઇ મળેલી હતી ગાડી બંગલા ભણી આવતી જાણી શેઠે બારી ઉઘાડી જોયું. માણેકને ગાડીમાંથી એકલી ઉતરતી જોઇ ડોસાની અધિરતીનો પાર ન રહ્યો. સોટે વાંચવા માટે આંખમાં જોઇતાં પણ દૂરથી બરાબર દેખી શકતાં. ગાડી

પણ એમણે ઓળખ્યો. કંઈ બોલ્યા વિના શું થાય છે તે જોવા કર્યું. માણેક ઘરમાં આવી હું તપાસ કરવા જાઉં છું. ભાઇ આવશે કે કંઇ ખબર મળશે તો તરત તમને કહેવા આવીશ." કહી ભટ બારણું વાસી બહાર નીકળ્યો. ભટને પાછો નીકળતો જોઇ ડોસાએ બૂમ મારી.

"જેભાઇ!"

જેભાઈ મહારાજ ચોંકયો.

"જી."

"અત્યારે કયાં જાય છે? ઉપર આવ."

માણેકે પણ આ બુમ સાંભળી ને એનું કાળજું ફફડવા માંડયું. પોતાના ઓરડામાં જઈ બારણું વાસી સુઇ ગઇ. મને દીઠી હશે તો શું કહીશ એજ વિચાર મનમાં ઘૅાંટાવા લાગ્યો.

ભટ ધડકતે કાળજે ઉપર ગયો પણ બહારથી હિંમત રાખી ડોસા થોડું તો જાણે છે એટલે એને ફકત અત્યારે એમની રજા સિવાય આ પગલું કેમ લીધું એટલીજ બીક હતી.

"જેભાઇ? અત્યારે એ ગાડીમાં કોણ આવ્યું."

"કોઇ નહિ, ભાભી."

"અત્યારે કયાંથી? ચંદુ કયાં છે?"

"ભાઇ કંઈ ખૂબ રીસાયા લાગે છે તે પેઢી પર સુવાના હતા એમ કહાવ્યું હતું. ભાભીની ધીરજ ના રહી એટલે એમનો અત્યારે ત્યાં જવાનો વિચાર થયો તે હું ગાડી જોડાવી લઈ ગયો તો. આપને પુછયું નહિ તે માફ કરો. એટલી મારી કસુર છે."

"તે એકલી કેમ પાછી આવી?"

"ભાઇ પેઢી પર નથી. કોઇ દોસ્તદાર જોડે ફરવા નીકળી પડયા છે.

"તું પાછો કયાં જતો હતો?"

"ભાઇની તપાસ કરવા."

"વારૂ જા! પણ ભાઇને મલીશ નહિ, અને કોઇને કશું પુછીશ નહિ. કેટલે વાગે કોની સાથે પાછો આવે છે તે ખબર અને કહી

જાઓ. તારી અક્કલથી કામ કર્યું માટે રાત્રે બહાર રહેવાની આકરી શિક્ષા."

"જી, એ તો મારે કર્મે હતુંજ. બાઇને અહીં તેડી ના લાવું?"

"ના! મોઢુંજ ના બતાવીશ. એકલો નથી એટલે કાંઇ ગભરાવાનું કારણ નથી."

જેબાઇ મહારાજે રાત્રે પેઢીની આજુબાજુ ચોરની પેઠે હેરીયાં મારીયાં કર્યાં. એક પોલીસવાળા જોડે સવાલ જવાબ પણ કરવા પડયા, પણ તેને સમજાવી દીધો. જેબાઇ કોઇ ચોર કે બદમાશ નથી. એ તો પોલીસવાળાને તરતજ સમજાએલું હતું.

રાત્રે એક વાગે ચંદુલાલ ને ચંપકલાલ ભાડાની વિકટોરીયામાં પાછા આવ્યા અને પેઢી પર ગયા. ચંપકલાલની પાછા આવવાની બટે થોડી રાહ જોઇ પણ તે આવ્યો નહિ અને બારણાં વસાઇ ગયાં એટલે બંગલે પાછા આવી શેઠ અને માણેકને ખબર કહી.

સવારે ચાહ વખતે શેઠે માણેકને ઉપર બોલાવી, ધીમેથી પટાવતાં વાત શરૂ કરી.

"માણેક! તું મારા કુળની લાજ રાખનારી છે. તમારા બેના પર મારી સઘળી આશા છે. દીકરા! હું પુછીશ તે બધું સાચેસાચું કહીશ? તમારા હિતને માટેજ હું પુછું છું."

"હું આપની આગળ જૂઠું શું કરવા કહું?"

"જૂઠું નહિ પણ શરમ છોડી મને બધી સાચી વાત કહેશે?"

"કહેવા જેવું હશે તે બધું કહીશ."

"ના! હવે કહેવા જેવું ને ન કહેવા જેવું એવો ભેદ રાખવાનો સમય નથી. તમે બે મારી બે આંખની કીકીઓ છો અને તમારા બેમાં વિરોધ થાય તે મારાથી દેખી શકાતું નથી. તું જાણે છે મેં બાબુલનાથની પુજા શું કરવા કરાવી હતી તે? તમારી કચપચ હું પામી ગયો હતો અને સમાધાન સારૂ જ મેં એ યુક્તિ કરી હતી. પાછી શી રકઝક થઇ છે તે મને કહે તો હું રસ્તો કાઢું. આ વખતે ચંદુ બહુ ચ્હીડાયો છે ને એ જીદ્દી છે તે કદાચ તારાથી ઠેકાણે ના

આવે માટે હું તમારા સમાધાનમાં મારાથી બનતી મદદ કરવા માંગું છું. ”

“ આપના જેવા હિતચિંતક વડીલ છે એ અમારૂં મોટું ભાગ્ય છે. આપને જેમ લાગે તેમ કરો. હું તો આપને અક્ષરે અક્ષર સાચી હકીકત કહું છું. ”

માણેકે ત્યાર પછી ચંપકલાલે પોતાને ચીઠ્ઠી આપી હતી ત્યારથી આજસુધીનો તમામ ઇતિહાસ શરમાતાં શરમાતાં કહ્યો. ડોસાએ બધું ધીરજથી સાંભળ્યું. અધુરી હકીકત માલમ પડી ત્યાં સવાલો પુછી ખુલાસા કરી લીધા. શેઠની બુદ્ધિ તીવ્ર હતી. માણેકની વાત તેમના મગજમાં ઉતરી અને તે સાચી છે એમ એમને તરત સમજાયું.

“ માણેક! ત્યારે રાત્રે ચંપકજ એની જોડે હશે નહિ?”

“ મારૂં પણ એમજ ધારવું છે. ”

“ જો આ તકરારમાં ઘણો વાંક ચંદુનો છે પણ તારો પણ દોષ તને સમજાય છે ? ”

“ મારા સંસ્કાર સ્વતંત્રતાના છે એટલે મેં વધારે પડતી છુટ લીધી અને એમને પ્રથમથી બધી વાત ના કહી એ મારો દોષ હું કબૂલ કરૂં છું. આપણા સંસારમાં સ્રીયોને પોતાની મરજી દબાવી દેતાં આવડવું જોઇએ. ”

ડોસાએ ધીરેથી કહ્યું: “ માણેક! એમ ઓછું ના આણ. જ્યાં જ્યાં લગ્ન વ્યવસ્થા છે ત્યાં એકના સુખનો આધાર બીજા ઉપર હોય છે. બન્નેનું સુખ પરાધીન હોવાથી ખરી રીતે કોઇ સ્વતંત્ર નથી. જ્યાં આખું જીવન ભેગું ગાળવાનું ત્યાં બેમાંથી એકે પણ સામાનું દિલ ના દુખાય એમ વર્તવું જોઇએ. પોતાના સુખ કરતાં સામાનું સુખ જોવાથી અંતે વિશેષ સુખ મળે છે. મીલકતના માલીક પુરૂષો એટલે સ્રીઓની પરાધીનતા વધારે એ હું સ્વીકારૂં છું પણ બેનો એક રાગ હોય તો કલેશનું કારણ ઉભું રહેતું નથી, પ્રેમ પાપશંકી છે માટે વ્હેમ ના આવે એવું વર્તન તો બન્નેએ રાખવું જોઇએ. ”

"આપ બરાબર કહો છો. હું તો નાદાન છું."

"વારૂ, હવે તું જા. ચંદુ આવે તો અભિમાનથી ના વરતીશ. હું મારાથી થશે તેટલું કરીશ."

દશ વાગે ખબર આવી કે ચંદુલાલ આજે ભાઇબિંધને ત્યાં જમવાના છે, ચંપકલાલનો ઉદ્દેશ એવો હતો કે રાત્રે મોતીને ત્યાં ફરી જતાં સુધી ચંદુલાલને ઘરભેગો થવા દેવોજ નહિ. તેથી એ સવારથીજ ચંદુલાલને પોતાને ઘેર તેડી ગયો, અને મિષે મિષે માણેકના પર ચંદુલાલનો રોષ વધે એવું વિષ એના કર્ણમાં રેડયા કર્યું.

બન્ને મિત્રો જમીને બેઠા હતા ત્યાં રામસિંગે આવી ચંદુલાલને કહ્યું કે વિલાયતથી તાર આવ્યો છે માટે મોટા શેઠ આપને હમણાં બંગલે બોલાવે છે, ગાડી લઇને મને મોકલ્યો છે. કલાકેકમાં પાછા આવવાનું વચન આપી બંગલે આવ્યો અને બારોબાર મોતીલાલ શેઠ કને ગયો.

ચંદુલાલ આવીને પિતાજીની સામે બેઠો. ડોસાએ ભીની આંખે વાત ઉપાડી.

"ભાઇ! તું મારૂ ઘડપણ સુધારવા ધારે છે કે બગાડવા?"

"બાપાજી એ શું બોલો છો? મારે હાથે એવું શું થયું છે કે મારે આપને મ્હોઢેથી આ શબ્દો સાંભળવા પડે છે."

"કાલે રાત્રે તું કયાં ગયો તો અને આજે અત્યાર સુધી કયાં હતો?"

રાતની વાત સાંભળી ચંદુલાલના હૃદયમાં આઘાત થયો પણ હિંમત રાખી બોલ્યો.

"રાત્રે એક ભાઇબંધને ત્યાં ગમત હતી ત્યાં ગયો હતો અને ત્યાંથી મોડું થવાથી પેઢી પર સુઇ રહ્યો હતો. અત્યારે પણ એને ત્યાંજ જમ્યો."

"ભાઈ! માણેકના આવ્યા પછી તું પેઢી પર કોઇ કહાડો

રહ્યો હોય એમ મને સાંભરતું નથી. કાલે એટલું બધું શું પ્રયોજન હતું ? " તું જ્યારે આવે ત્યારે આ બારણાં તરત ઉઘડે. મોડું થયું તેમાં અત્યાર સુધી ઘેર ના આવવાનું શું પ્રયોજન ?

" અમસ્તું સ્હેજ. કોઈ કોઇ દહાડો ભાઇબંધ દોસ્તદારોમાં ના ફરીએ ? "

" ચંદુ ! તારા પરજ મારી જીવન દોરી લટકેલી છે. તું મને છેતરશે ? મારામાં ખરૂં ખોટું પારખવાની શક્તિ થોડી ઘણી તો છે. ભાઇ મને સાચું નહિ કહે ? શું તારે ને માણેકને કંઇ ઝઘડો થયો છે ?"

" બાપાજી આપની આગળ જૂઠું નહિ બોલું. મારે એનું મ્હોં હવે નથી જોવું. હાવે તો એને જુદી રાખો કે મને જુદો રાખો, પણ અમે બે હવે એક ઘરમાં નહિ રહી શકીએ. "

" હેં ! એવડું બધું શું છે. બધી વાત જાણ્યા વિના મારાથી એવું ભારે સાહસ કેમ થાય. તમારા બે ઉપર તો આ ઘર છે. તમને જુદાં કેમ પડાય ? વહુનો એટલો મોટો શો વાંક છે ? "

ચંદુલાલે માણેકે રસિક ઉપર કાગળ લખ્યો તો તે ચંપકે પકડ્યો વિગેરેથી માંડી જુદાજ સ્વરૂપમાં ડોસાને બધી હકીકત કહી. ડોસાએ શાંતિથી બધું સાંભળી લીધું.

" ભાઇ આ તો તારી હકીકત થઇ. તું કહે છે તેમ હોય તો માણેકનો વાંક કાઢવા જેવું ખરૂં, પણ એને પુછ્યા સિવાય કેમ ન્યાય થાય ? માટે એને પુછી જો કે એ શું કહે છે."

" મારે એને કંઇ પુછવું નથી. એ તો કહે છે કે ચંપકે કાગળ આપ્યો તેથી એણે એનું અપમાન કર્યું તેનું આ વેર લે છે. પણ કાલે રસિકને ઘેર ગઇ એટલે બધો ભરમ ખુલી ગયો. "

" પણ તેં એને પુછ્યું કે ત્યાં કેમ ગઇ હતી ? "

" એમાં શું પુછવાનું હોય, બપોરની વખતે મને પુછ્યા વિના એકલો રસિક હતો ને એને ઘેર ગઇ એથી વધારે પુરાવો શું જોઇએ ? એ તો ગમે તે બહાનાં કાઢશે પણ હું એનું કંઇ હવે માનનારો નથી. "

"પણ મારે એને જુદી કાઢવી તે કંઇ એમને એમ થાય?"

"તે પુછો તમે બોલાવીને. હું એના ઢોંગસોંગ કંઇ ગણકારવાનો નથી. એને તમે નહિ કાઢો તો હું જઇશ."

ડોસાએ ભટને બૂમ મારી.

"જેભાઇ! જરા માણેકને ઉપર મોકલ તો." માણેક ધ્રુજતે પગે ઉપર આવી. ડોસાએ પુછ્યું:—

"માણેક! કાલે બપોરે તું ગાડી જોડાવી ક્યાં ગઇ હતી."

"રસિકલાલની વહુ બહુ માંદી છે એવો મારા પર કાગળ આવવાથી તેને જોવા ગઇ હતી. ત્યાં ગઇ તો બધો પ્રપંચ માલમ પડયો. કોઇ પાપીએ અમને લડાવવા એ યુક્તિ કરી હતી." એમ કહી કાગળ ડોસાની કને મૂકયો. ડોસાએ કાગળ વાંચી ચંદુલાલના હાથમાં આપ્યો. ચંદુલાલે વાંચ્યો, ને માણેકના સામું જોયું. માણેક એક બાજુ ઉભી ઉભી છાનાં આંસુ સારતી હતી.

"બહુ ફતવા ના કર! જા અહીંથી જતી હોય તો." એ વાક્ય ચંદુલાલને મોંહ સુધી આવ્યું પણ બાપાજીને હાજર દેખી દબાવી દીધું. ડોસાએ શાંતિથી કહ્યું:—

"માણેક હવે જા બેટા!"

માણેક ચંદુલાલના મોઢા ભણી જોતી જોતી ચાલી ગઇ. ચંદુલાલે કહ્યું.

"બાપાજી! હવે તમે કોનું માનો છો?"

"ભાઇ! એ કાગળ વાંચ્યો."

"એ તો એણે બનાવટ કેમ ના કરી હોય?"

"ચંદુ! તું બહુ વ્હેમી છે અને ખરાબ સોબતમાં પડયો છે."

"કોણ ચંપકલાલ ખરાબ માણસ છે? એ સુખી છે ને આબરૂથી વેપાર કરે છે. એનું ભૂડું મેં કોઇને મ્હોંયે હજી સાંભળ્યું નથી. અને રસિકલાલની આબરૂ શી? એની વર્તણુક વિષે પણ મ્હેં વ્હેમ પડતી વાત સાંભળી છે."

"કેમ રસિકલાલની આબરૂમાં શી ખામી છે? એ ઉછરતો વકીલ છે ને આગળ સારૂં નામ કાઢશે. ચંપકલાલ તો સટોરીયો છે અને બાપના પૈસા પુરા કરી હવે દેવામાં ડુબી ગયો છે. તે તારા જેવા શિકાર શોધતો ફરે છે કે કોઇને રડાવી એનો દિવસ ઉઘાડે."

"ચંપકલાલ સટોરીયો અને દેવાદાર! બાપાજી એ શું કહો છો."

"હું કદી ખોટું બોલ્યો છું. તું કયાં ધંધામાં બારીકાઇથી નજર રાખે છે કે તને બધી ખબર પડે. ચંપકલાલે પોતાના બધા શેર વેચી દીધા છે અને દાગીના પણ વેચ્યા છે. એક બે મારવાડીનાં દેવાં પણ કર્યાં છે."

"તમને બધી એ કયાંથી ખબર?"

"લેણદેણનો ધંધો કરનારે દરેક આસામીની ખબર રાખવી જોઇએ. બે મહિના પરજ મુનીમે મને પુછયું હતું કે ચંપકલાલને અગાઉ દશ હજાર રૂપિયા ધીરવામાં કંઇ બાધ છે. ત્યારે મેં બધી તપાસ કરાવી ના પાડી હતી."

પોતાના પિતા કદી અસત્ય ઉચ્ચારે નહિ એવો ચંદુલાલને દઢ વિશ્વાસ હતો. તેમજ એમની વેપારી કુનેહથી પણ એ પરિચિત હતો. ચંપકલાલ પરનો વિશ્વાસ ડગમગવા લાગ્યો. પોતાને મારવાડીયો કને પૈસા અપાવવા ચંપકલાલ તૈયાર થયો હતો અને બધા રસ્તા બતાવ્યા હતા તે હવે એને યાદ આવ્યા અને તેથી ડોસાની વાત ઉપર ચંદુલાલનો વિશ્વાસ બેઠો.

ચંદુલાલને વિચારમાં પડી ગયલો જોઇ ડોસાએ કહ્યું "ચંદુ! જા. માણેકને મળી બધો ખુલાસો કરી લે. તું વ્હેમી છે અને ત્હારામાં બહુ ઉઝતાઇ છે તે મેલી દે. રસિકલાલને હું ઓળખું છું એ નિખાલસ દિલનો માણસ છે અને ચંપકલાલ પ્રપંચી છે. માણસ ઓળખતાં પણ આવડવું જોઇએ. નહિ તો આપણો ધંધોજ ચાલે નહિ. જો હવે ચંપકલાલને ત્યાં જઇશ નહિ. માણેકનો વાંક હશે તો તું કહેશે તેવી ગોઠવણ કરી આપીશ પણ મને બધો ચંપકનોજ પ્રપંચ

લાગે છે. મને બાળપણમાં સુખી કરવો હોય તો આ વ્હેમ અને જીદ છોડી દે. તમે સુખી થાઓ અને આપણો વેશ વધે એટલે હું ઈશ્વર કને એટલુંજ માગવાનો છું કે મને ઉપાડી લે.

ચંદુલાલ કંઇ બોલ્યા વિના નીચે ગયો.



## પ્રકરણ ૧૯ મું.

### ગરીબનો બેલી પ્રભુ.

ચંદુલાલ નીચે આવી પોતાના ઓરડામાં જઇ એક આરામ ખુરશીપર પડયો. માણેકની વાત સાચી હશે અને પોતે ઠગાયો, એમ તો એના મનને લાગ્યું પણ નિશ્ચય ના થયો તેમજ પોતે પહેલાં માણેકને મનાવવા તેની માફી માગવા જાય એ એના અભિમાની સ્વભાવને રૂચતું ના આવ્યું. ચંપકલાલ પરનો વિશ્વાસ તો લગભગ ઉઠી ગયો. સટોરીયો દેવાદાર અને ખાનગી નાયકણ રાખનાર એટલે એના ચરિત્રનો વિશ્વાસ કેમ બેસે. પોતાની ભૂલ કબૂલ તો નાજ કરવી અને શું થાય છે તે જોયા કરવું એવો ઠરાવ મન સાથે કરી એક ચોપડી લઇ વાંચવા બેઠો પણ ચિત્ત ચોટયું નહિ. પોતે નીચે આવ્યો છે એવી માણેકને ખબર આપવા ભટને બૂમ મારી બીન જરૂરે પાણીનો લોટો મંગાવ્યો. ભટ આવ્યો એટલે ચંદુલાલે પૂછ્યું:—

"જેભાઇ! બાપાજીને કોણે ખબર કહી ?"

"શી ખબર ?" જાણે અજાણપણાનો ડોળ ઘાલ્યો.

"કેમ બાપાજીએ મને શું કામ બોલાવ્યો હતો તે તને ખબર નથી?"

"ના જી, વેપાર રોજગારની બાબતમાં મને વાત કરવાનો બાપાજીનો સ્વભાવજ નથી."

"પણ ત્યારે મને તેડવા શાથી મોકલ્યું."

"રાત્રે બાપા ઘેર નહોતા આવ્યા અને સવારના પણ ના

આવ્યા એટલે એમને ફીકર પેઠી. ઘડી ઘડી બાપુ આવ્યા કે નહિ તેની ખબર પૂછ્યા કરતા હતા.

"વારૂ જા. એ શું કરે છે?"

"એમના ખંડમાં કંઇ ભરવાનું લઇને બેઠાં છે."

વાસ્તવિક રીતે આ કલહની મુખ્ય મુખ્ય બાબતો ભટને માલમ હતી પણ આવી બાબતમાં પોતાનું અજ્ઞાન બતાવવુંજ ભટને ઠીક લાગ્યું. બહુ ડાહ્યલા કે ચીબાવલા થવાની કેટલાક નોકરોની આદતને જેભાઇ અંતઃકરણપૂર્વક ધિક્કારતો હતો. પોતે શેઠનો વિશ્વાસ પાત્ર નોકર હતો પણ પોતાનું સ્થાન સાચવ્યાથીજ એ વિશ્વાસ એ મેળવી તથા જાળવી શક્યો હતો. મોતીલાલ શેઠ ઘણા કાબેલ અને ડાહ્યા માણસ હતા અને તેમના હાથ તળે ભટને ઘણી ઉપયોગી તાલીમ મળી હતી. ઘરની સાધારણ બધી વાત શેઠ જાતે ભટને કહેતા, વખતે એનો અભિપ્રાય પણ પૂછતા પણ વગર પૂછ્યે જો કંઇ ભટ સલાહ આપવા જાય તો ચ્હીડાઇ જતા અને તેથી જેભાઇને પોતાના વિચાર ઘણા ખરા પોતાની કનેજ રાખવા પડતા અને ન છૂટકેજ એ વચ્ચે બોલવાની હિંમત કરતો. ઘરનું તંત્ર બધું પોતાના હાથમાં ચાલતું અને કોઇ પણ મોટી બાબત એની જાણ બહાર નહોતી રહેતી તેથી એ સંતોષ માનતો. બીજા નોકરો ભટને ઘરનો કારભારીજ સમજતા અને વખતે એની ઇર્ષ્યા પણ કરતા પણ જેભાઇનો સ્વભાવ સાલસ અને નિરભિમાની હોવાથી કંઇ તકરાર થવા પામતી નહિ.

ભટ પાણીનો લોટો ત્યાંનો ત્યાં રહેવા દઈ ચાલ્યો ગયો. વાત પૂછવાજ બોલાવ્યો હતો અને પાણીનું તો બ્હાનું હતું એટલું તો એ સમજ્યો.

માણેક વખત કાઢવા દોરાનો રૂમાલ ભરવાનું કામ લઇ બેઠી હતી અને જો કે એની ટેવાયલી આંગળીઓ ઝડપથી કામ કરી રહી હતી છતાં એનું મગજ તો બીજા વિચારોમાંજ ગુંથાયું હતું. અંદુલાલને નીચે આવતાં બહુ અવાજ નહોતો થયો પણ [illegible] ચિત્ત અને

કાન બન્ને એ દિશા તરફ હોવાથી એને તરત ખબર પડી. પોતાની કને આવશે એવી આશા ઉત્પન્ન થઇ અને શું કહેશે, કેમ વરતશે એ વિચારથી કાળજું ધડકવા લાગ્યું અને નવોઢાને જેમ પતિના પ્રથમ મેળાપ વખતે સંકોચ લાગે તેમ આજ આ યુવતિને સ્નેહ અને ભયના મિશ્રણથી થયું. પગલાં બીજી તરફ વળ્યાં એટલે એ આશાભંગ થઇ. પોતે એમની કને જવાનો વિચાર કર્યો પણ પગ ના ઉપડયા. એ આવે તો આમ કરૂં, આમ બોલું, પગે પડું, માફી માગું વિગેરે કલ્પનાના ઘોડાઓ પલાયન કરી ગયા. કેમ જવાય, શું કહું, હડસેલી મૂકશે તો એવા એવા વિચારથી પ્રથમ કરેલા નિશ્ચય ડગમગવા લાગ્યા. બાપાજીની સમક્ષ પોતાના તરફ કરેલી કરડી આંખથી એ ગભરાઇ હતી, તે બ્હીક એના પગ પાછા હઠાવવા લાગી. ભટ કને પાણી માંગ્યું તે સાંભળ્યું. પોતે ભટને બદલે પાણી લઇ જવાનો વિચાર કર્યો અને માંડી વાળ્યો. ભટને સ્હેજ વાર લાગી એટલે શી વાત થતી હશે તે જાણવાની જિજ્ઞાસા થઇ. રાત્રે પોતે પેઢીપર ગઇ હતી તે વાત તો નહિ પૂછતા હોય એવી કલ્પના થઇ. ભટને પાછા આવ્યા પછી પોતે ઉઠીને પૂછવા જવાનો વિચાર થયો પણ મન પાછું પડ્યું. નોકર સાથે એવી બહુ વાત શી એમ કરી મનનું સમાધાન કર્યું. દશેક મીનીટ વિચાર કર્યા કર્યા છેવટે થાકી. એતો નહિજ આવે, લાવ ત્યારે મારે કંઇ ગયા વગર છૂટકો છે. એમ બબડી ઉભી થઇ. પાછી બેસી ગઇ. બે ત્રણવાર ઉઠ બેસ કરી, એકવાર બારણાં સુધી જઇ પાછી પણ આવી. પણ છેવટે મન દૃઢ કરી ગઇ. ચંદુલાલે જાણીનેજ બારણાં ખુલ્લાં મૂક્યાં હતાં. ચંદુલાલને વાંચતો જોઇ, પોતાના તરફ નજર નથી એમ ધારી એને વધારે હિંમત આવી અને ધીમેથી છેક પાસે જઇ ઉભી રહી. એ શું કરે છે તેજ જોવાની ચંદુલાલની વૃત્તિ હોવાથી, તેણે ચોપડીમાંથી ઉંચી નજર નાજ કરી.

આખરે છેવટે કહ્યું:—

"કેમ નહિ બોલો? સામુંએ નહિ જુઓ?"

જાણે કંઇ જાણતોજ ના હોય તેમ ચંદુલાલે ચોપડીમાંથી ડોકું કાઢી કહ્યું:—

"કોણ તું? ક્યારની અહીં ઉભી છે?"

"હવે બહુ અજાણ્યા ન થાવ. મારો અપરાધ થયો હોય તે ક્ષમા કરો પણ આમ નિષ્ઠુર ના બનો." એટલું બોલતાં માણેકની આંખમાં આંસુ આવી ગયાં. ચંદુલાલનું હૃદય પીગળ્યું. તેણે ઉઠી માણેકનો હાથ ઝાલ્યો અને એક સોફા કને લઇ ગયો. બંન્ને બેઠાં, થોડીવાર સુધી કોઇ બોલ્યું નહિ. માણેકનું હૃદય ભરાઇ ગયું હતું અને ચંદુલાલને શું બોલવું તે સુઝ્યું નહિ. માણેકે ગરીબનાં બેલી આંસુ સારી પોતાનું હૃદય ખાલી કર્યું. ચંદુલાલે આંસુ લ્હોયા અને ભટે આણેલા લોટામાંથી પાણી પાઇ મોઢું ધોવાડી સાંત્વન કર્યું. જરા શાંત થઇ બેઠી એટલે ચંદુલાલે કહ્યું:—

"શું કરવા આટલો બધો કલેશ કરે છે? મેં તને કશું કહ્યું છે?"

"તેજ લાગે છે તો. કહ્યું હોત તો પુછત તેનો જવાબ અપાત પણ આતો જાણે મેં મહા મોટો અપરાધ કર્યો હોય એમ મનથીજ માની લઇ મને છોડી ચાલ્યા ગયા. વ્હાલા! આ વ્હેમી સ્વભાવ ક્યારે મૂકશો? મેં તમને બધું અક્ષરે અક્ષર સાચું કહ્યું છે. મને તમારા સોગન, મારી આશાના સોગન જો તમને છેતરતી હોઉં તો."

ચંદુલાલે ગજવામાંથી કાગળ કાઢ્યો.

"આ કાગળ તને ક્યારે મળ્યો."

"ગઇ કાલે બપોરે."

"અને પુછ્યા વિના ત્યાં કેમ ગઇ?"

"તમે ઘેરજ ક્યાં હતા? તમે હોત તો તમને પૂછ્યા વિના ડગલુંએ ભરત ખરી? તમે ઘરમાં નહિ એટલે મેં મારી બુદ્ધિ વાપરી. ગમે તેવી પણ અમારી સ્ત્રીની બુદ્ધિ ખરીકેની?"

"એવું શું વહી જતું હતું? એક દહાડો મોડું વ્હેલું થયું હોત

તો શું ખાટું મોળું થઇ જાત ?"

"કેવો કાકલુદી ભર્યો કાગળ છે તે તો જુઓ. આટલી આજીજીથી તો તમારૂં હૃદય પણ પીગળે."

ચંદુલાલે કાગળ ફરી વાંચ્યો. માણેકની વાત ખરી લાગી. માણેકે પુછ્યું:—"કેમ હવે તમારા મનનું કંઇ સમાધાન થયું ?"

"આનું પાકીટ ક્યાં છે ?"

"મેં ફાડીને નાંખી દીધું. કાલે સાંજે શોધી શોધીને થાકી પણ હાથ ના આવ્યું. કચરામાં ચાલ્યું ગયું હશે."

ચંદુલાલે જરા કચવાઇને કહ્યું:—

"જો ખરી પાછી વ્હેમ પડતી વાત થઇ. તારો પુરાવો હંમેશાં દોઢમોજ રહેવાનો."

"ત્યારે શું મેં બનાવટ કરી ?"

"ના હું એમ કહેતો નથી. પણ એમ માનીએ તો માની શકાય અને એ અનુમાન તોડવાને તારી કને કંઇ પ્રમાણ નથી."

માણેકે નિસાસો મૂક્યો,

"અરે પ્રભુ શું કરૂં ? આમની ખાતરી શી રીતે થાય ?"

માણેકને છાતીએ ડુમો આવ્યો. થોડી વાર ચંદુલાલના ખોળામાં ઉંધુ માથું નાખી પડી રહી. માણેકની આ સ્થિતિ જોઇ ચંદુલાલને દયા આવી. એણે બોલાવવા માંડી પણ માણેકે જવાબ ના આપ્યો. ધીમે રહી માથું સોફા ઉપર મૂકી ચંદુલાલ સ્મેલીંગ સોલ્ટ (એમોનીઆ) ની શીશી લેવા ઉઠ્યો. ઘણી જગ્યાએ શોધી. પણ શીશી ના જડી. માણેક ઘણી વાર સુંઘતી હતી એટલે એના ખંડમાં લઇ ગઇ હશે એમ ધારી ત્યાં જોવા ગયો. ત્યાં આમ તેમ જોતાં શીશી મળી આવી. શીશીની તળેજ એક ખાલી પાકીટ હતું. નાનું સરકારી બે પૈસાવાળું પરબીડીઉ ઉપર માણેકનું વાંકા ચુકા અક્ષરે સરનામુ અને ગઇ કાલનીજ છાપ. ચંદુલાલે કાગળ જોડે અક્ષર મેળવ્યા તો બરાબર મળતા. માણેકની નિર્દોષતાની ચંદુલાલને ખાત્રી થઇ. પ્રભુએ માણે-

કની અંતરની વિનંતી સાંભળી અણીને વખતે તેને સહાય કરી. માણેક પરબીડીઉં ખરી રીતે ફેંકી દીધું નહોતું. પણ કાગળ ફાડી કબાટની કોર પર મૂકેલું અને તેના ઉપરજ શીશી મૂકાઇ ગયલી એટલે એને જડેલું નહિ, શીશી લાંબી મોટી હતી એટલે નાનુ સરખું પાકીટ ઘણું ખરૂં દબાઇ ગયું હતું. આ શોધથી ખુશ થતો ચંદુલાલ માણેક કને આવ્યો અને શીશી સુંધાડી જાગ્રત કરતાં કહ્યું:—

" ચાલ ઉઠ ! તારી અરજી ભગવાને સાંભળી છે. લે આ પાકીટ જડયું. "

માણેક સફાળી ઉઠી " હેં કયાંથી ? "

" આ શીશી તળે દબાઇ ગયું હતું. "

માણેકનું હૃદય ભક્તિથી ભરાઇ ગયું. " ઓ પ્રભુ ! તું મ્હારી વ્હારે ધાયો ખરો. આ પાકીટ ના જડયું હોત તો એમનો સંદેહ ના ભાગત. ઇશ્વર તું સાક્ષાત હાજર છે. તારૂં સર્વવ્યાપીપણું આજે મને પ્રત્યક્ષ થયું. "

માણેકને ઉપકારનાં આંસુ આવ્યાં.

ચંદુલાલે માણેકને હૃદય સરસી ચાંપી ખરા પ્રેમથી તેના આંસું લુછયાં.

માણેક એકદમ ઉઠી.

" કેમ કયાં જાય છે ? "

" મને જરા પ્રભુની સ્તુતિ કરી લેવા દો. આજે મને ઇશ્વરે પ્રગટ મદદ કરી છે. તમેએ આવતા હો તો ચાલો. બન્ને જણ દેવ મંદિરમાં જઈ જોડે પગે લાગ્યાં. સ્તુતિ થઇ રહ્યા પછી માણેક બબડી

" પ્રભુ આમજ આપદ તું હરતો,
અમ મૂર્ખપણું ઉર ના ધરતો. "

માણેકને દેવમંદિરમાંથી નીકળવુંજ ના ગમે. દેવ આગળ પણ આર્દ્ર હૃદયે રોઇ પડી. વળી શાંત પડી બોલીઃ—" ઓ ઇશ્વર ! આમનો વ્હેમી સ્વભાવ મટાડ. મારે કશું દુઃખ નથી ત્યારે આમનાં

આવા સ્વભાવથી કેટલીવાર ક્લેશ થાય છે. આ કંકાસ હવે સહન નથી થતો. કાં તો એમનો સ્વભાવ સુધાર કે મારા મગજની સ્વતંત્રતાની ધુન કાઢી નાંખ."

ચંદુલાલે કહ્યું "ચાલ ચાલ ઉઠ હવે ત્હારા પર વ્હેમ નહિ રાખું. આજે મારી ખાતરી પરિપૂર્ણ થઇ. હવે તારી સ્વતંત્રતામાં બાધ નહિ કરૂં."

"ના! હવે મારે સ્વતંત્રતા જોઇતી નથી. મારૂં વ્હાણુ અણી ઉપર હતું તે ઇશ્વરે ઉગાર્યું. હવે હું એવા તોફાની સાગરમાં ઝંપલાવું તો ફરી જોખમ આવેકેની? આપણે તો હવે કિનારે કિનારે વ્હાણુ હંકારવાનાં."

"જો! એકદમ ડાહી થઇ ગઇ તે."

"જો જો ત્યારે હવે. હવે હું મારો સ્વભાવજ બદલી નાંખીશ ને."

"એ તો ઘણું સારૂં. હું મારો બદલું અને વ્હેમ ના રાખું; તું ત્હારો બદલે અને વ્હેમનું કારણ ના આપે તો પછી ક્લેશ થાયજ શાનો?"

"જોજો તમારાથી નહિ બદલાય. સ્વભાવ બદલવાનું કહેવું સ્હેલ છે. પણ કરવું ઘણું મુશ્કેલ છે. સ્વ–ભાવ પોતાનો ભાવ તે કેમ એકદમ જાય! ગમે તેટલા પ્રયત્ન કરે પણ સ્વભાવ જતો નથી."

"આવું જાણે છે ત્યારે તું કેમ બદલવા તત્પર થઇ ગઇ છે?"

"મારે તમારા જેવું અઘરૂં કાર્ય કરવાનું નથી. મારે તો ફક્ત મન મારવાનું છે. કોઇ સાથે બહુ પરિચય રાખવો નહિ એટલે થયું. એ તો બહારનું આચરણ છે. મન ઇચ્છા કરે તેને સંયમમાં રાખ્યું એટલે બસ. તમારી બીક પણ રહેશે અને પાછલા અનુભવથી ઠોકર ખાઇ ઘડાઇ છું એટલે મારૂં કાર્ય તો સ્હેલું છે. વાસ્તવિક રીતે મ્હેં સ્વભાવ બદલવાનું કહ્યું પણ મારે સ્વભાવ નહિ પણ આચરણ–વર્તન બદલવાનું છે. તમારે તમારો વ્હેમી સ્વભાવ બદલવાનો છે. તમારે તો તમારી પ્રકૃતિજ ફેરવવી પડશે, અને મનમાં ઉત્પન્ન થતા વિચારો

ને તરંગો રોકવા પડશે. "

" તું પંડિત જેવી યુક્તિથી વાત કરે છે પણ હું મરદ છું અને એકવાર મને તારો વિશ્વાસ બેઠો એટલે તે રહેજમાં ઉઠી નહિ જાય. હું એ બાબત પરવા કરીશ ત્યારેને ? ત્હારે તો મન રોકવા પણ પ્રયત્ન કરવા પડશે, આપણે તો મનમાં એ વિચારજ લાવવાના નહિ અને તું તારૂં વર્તન બદલવાનો નિશ્ચય કરે છે એટલે પછી મારે એવા વિચાર કરવાનું પ્રયોજનજ ક્યાં રહ્યું ? "

" પણ સાચવજો, સ્નેહનું પરિણામ બેપરવાઇમાં લાવી ના મૂકો."

" જા જા ગાંડી. તારો સ્નેહ કંઇ વીસરાય એવો છે. ગઇ કાલે તો હું આપઘાત કરવાના વિચાર કરતો હતો. તારા સ્નેહ વિના મારૂં જીવન શુષ્ક થઇ જાય. "

" કાલે શું શું વિચાર કર્યાતા તે બધા નહિ કહો ? "

" બધા તે કંઇ યાદ રહે છે ? આપઘાત કરવાના, વૈરાગ્ય લેવાના કે સંસારમાંથી નિવૃત્ત થવાના એવા અનેક તરંગ આવે ને જાય, પણ પરિણામે કંઇ નહિ. આજે આ હતા ત્યાં ઠેરના ઠેર. "

" શ્મશાન વૈરાગ્ય તે વૈરાગ્ય નથી. દુઃખથી કંટાળીને લીધેલો વૈરાગ્ય ટકેજ નહિ. દુઃખ ઓછું થાય કે અન્યત્ર કંઇ સુખનો ભાસ થાય કે એ વૈરાગ્ય ચળી જાય છે. દુઃખને અંતે ઉપજેલો વૈરાગ્ય તો કહેવાનો ખરો વૈરાગ્ય તો સુખના સંતોષથી કે કોઇ મહાન આદર્શની સેવના અર્થે લેવાય તેજ. અવિચળ સ્નેહ અને વૈરાગ્યની વાતો કરનારા ઘણાને બૈરી મરી જતાં ટુંક મુદતમાંજ ફરી પરણતા સાંભળ્યા છે. અપરમા ઓરમાન છોકરાંઓને સંતાપે છે તે પુરૂષોના સ્નેહની અનિશ્ચયતાને લીધેજ, આજે હું મરી જાઉં તો તમે તરત નવી લાવો ને મહિના બે મહિનામાં મારૂં નામે વીસરી જાઓ. "

" પુરૂષો ફરી પરણી શકે છે એટલે સ્ત્રીઓને આવાં મહેણાં મારવાનો અવકાશ છે. આપણા સમાજમાં જો સ્ત્રીઓને ફરી પરણવાની છૂટ હોત તો કોનો સ્નેહ ક્ષણભંગુર છે તે સમજાત. સ્ત્રીઓ

પ્રથમ પતિને કેટલા સમયમાં વીસરી જાય છે તે જોતા."

"બીજા સમાજ ક્યાં નથી. સ્ત્રીઓના સ્નેહની કોમળતા આખા જગતમાં જણાય છે."

"અને અવિચારી સાહસિકતા પણ ઠેર ઠેર માલમ પડે છે. વળી અપર માતાના જૂલમ પર તો અનેક કહાણીયો પણ લખાઇ છે. અપર પતિના જૂલમની તો વાત પણ સાંભળી નથી."

"તેનું કારણ કે સ્નેહાળ માતા પોતાનાં બાળક પર પુનર્લગ્ન પછી પણ ઘણીજ મમતા રાખે છે અને નવા સ્વામીના જૂલમને ભોગ થતાં અટકાવે છે."

"હું તો ધારૂં છું કે પુરૂષો એ બાબતમાં બેપરવાઈ વધારે બતાવે છે."

"ધારો કે આમ છે તો પણ હું કેટલીક અપરમાપણુ બહુ સ્નેહાળ હોય છે. પતિનાં બાળકોને પોતાનાંજ ગણી લે છે, પુરૂષો એવો સ્નેહ નથી રાખી શકતા."

"સ્ત્રીઓ વધારે લાગણીવાળી એટલે જે બાજુ દોરાય તે બાજુ ખરી. સ્નેહ અને દ્વેષ બંને વધારે પ્રમાણમાં. દ્વેષ વધે ત્યારે સ્ત્રી ન કરવાનું કરી બેસે છે, તેથીજ સ્ત્રીની બુદ્ધિને પ્રલયકાળ લાવનારી કહી છે. સ્નેહમાં કે દ્વેષમાં વિચારશક્તિ કરતાં લાગણીને વધારે પ્રાધાન્ય."

"હવે એ વાત મૂકો. રાત્રે તમે શું શું કર્યું તે બધું વિસ્તારીને કહો."

"શું કરે ? ગાંડા ગાંડા વિચાર કરી મગજ થાકી ગયું અને ઉંઘ આવી તે પણ નહિ જેવી, મનની અશાંતિમાં ઉંઘ આવે તે પણ દુઃસ્વપ્નથી ભરેલી."

"રાત્રે તમે કંઇ ગયા નથી ?"

ચંદુલાલ ચોંક્યો આને શી ખબર ? વાત કહેવી કે નહિ ? કહેવાથી શો લાભ, ઉલટી બ્હેમાય માટે ખરી વાત ન કહેતાં ઉડાવવાનુંજ ઠીક લાગ્યું.

" કેમ જવાબ દોને, શો વિચાર કરો છો ?"

" રાત્રે મગજ શાંત કરવા ચોપાટી પર દરીઆ કિનારે ફરવા ગયો હતો."

એકલા કે જોડે કોઇ હતું ?"

" ચંપકલાલ જોડે આવ્યો'તો."

"ત્યારે તો આખી રાત ને અહીં આવ્યા ત્યાં સુધી તમારી જોડેજ એ રહ્યો હશે. તમે મિત્રને ત્યાં જમવાનું કરાવી દીધું તે એજ તમારા મિત્ર હશે ?"

" હા! હવે તેનું કેમ કરવું છે. અજાણ્યું છેતરાય. હવે એનો વિશ્વાસ નહિ કરૂં."

" પ્હેલાંયે તમે એમ કહ્યું હતું."

" તે વેળા વિચારપૂર્વક નિશ્ચય નહોતો કર્યો. હવે તો એને બરોબર ઓળખ્યો. બાપાજી કહે છે કે એ સટો કરી દેવામાં ડુબી ગયો છે અને ઉડાઉ પણ ઘણો છે, તે તો હુંયે જાણું છું."

" શું ઉડાઉપણું તમે દીઠું !"

વળી ચંદુલાલ વિચારમાં પડી ગયો. મોતી નાયકણની વાત કહેવી ઠીક ના લાગી.

" અરે અમસ્તોજ, સ્હેજ સ્હેજમાં ભાઇબંધ દોસ્તદારોમાં પૈસા પાણી પેઠે ઉડાડી મેલે."

" એવું તો કંઇ મેં જોયું નથી. દાઢમાં ઘાલેલી પારકી બૈરીઓના શિકાર માટે કદી પૈસા વેરે તે તો હું માનું; બાકી બીજી તો બધી વાતો."

" પણ હું રાત્રે બહાર ગયો તો તે વાત તેં ક્યાંથી જાણી ?"

" કોણે જાણી છે ? મેં તો અમસ્તુંજ પુછ્યું."

" ના મને એમ નથી લાગતું. મારા સમ સાચું કહે."

" જે તે વાતમાં મારા સમ. જાઓ નથી કહેતી."

" કેમ એવું શું છે જે ?"

"છે તો કંઇ નહિ પણ તમે અમસ્તા ચ્હીડાશો."

"ના, નહિ ચ્હીડાઉં. સાચે સાચું કહી દે."

આણેકે ખરી હકીકત કહી દીધી. મોતીના ઘરની હકીકત કોઇ કળી શકયું નથી, જાણી ચંદુલાલને સંતોષ થયો, પણ બાપાજીને આણેકે બધી વાત કહી તે એને ના ગમ્યું.

"બાપાજીને મોંઢે બધુ પારાયણ ના કર્યું હોત તો ના ચાલત."

"તમે બીલકુલ આવ્યા નહિ, તમને સમજાવવાની મારી શક્તિ મને અપૂર્ણ લાગી એટલે વડીલની આજ્ઞા માન્ય કરવી પડી. પરિણામથીજ સમજોને કે જે થયું તે ઠીકજ થયું છે." ચંદુલાલનો અસંતોષ કાયમ રહ્યો પણ કંઇ યોગ્ય ઉત્તર નહિ હોવાથી વાત બદલી.

"તેં રાત્રે શા શા વિચાર કર્યા હતા તે કહે."

"મારા દુઃખના અને મારી મૂર્ખાઇના. ચંપકલાલ તમારી જોડે હતો એટલે તમારી સલામતી સિદ્ધ થઇ એટલી એક નિશ્ચિંતિ થઇ પણ એ પાપી તમને કયાં લઇ ગયો હશે તેની ગડભાંગ થયા કરતી હતી."

"શું ધાર્યું હતું?"

"ખાસ તો કંઇ ધાર્યું નહોતું. અનિષ્ટની શંકાઓ થયા કરતી હતી. એ દુષ્ટ તમને મારો ત્યાગ કરવા લલચાવશે એમ ધારતી હતી પણ કેની રીતે તે કંઈ હું કલ્પી શકી નહોતી. તમે ખરેખાત દરિયા કિનારે ફરવાજ ગયા હતા?"

"હા, હા, ત્યારે બીજે કયાં જાય?"

"રાતના એક વાગ્યા સુધી દરિયા કિનારે ફરવાનું?"

"જો પાછી તું વ્હેમી થઇ."

"હું વ્હેમી નથી પણ વ્હાલા તમારૂં ચિત્ત અસ્થિર છે. અને તમે એના પાશમાં સપડાયા હતા એટલે મને શંકા આવી. એ માણસને પ્રસંગ મળે તો તેનો નીચમાં નીચ લાભ લેવા ચૂકે એવો નથી."

ચંદુલાલ આ બુદ્ધિશાળી સ્ત્રીની તર્ક શક્તિથી અજબ થયો.

"પણ ત્યારે તેં એની સાથે કેમ આટલી બધી છૂટ લીધી હતી."

"હું એને ઓળખતી નહોતી. મારા પ્રત્યે અયોગ્ય વર્તન દેખ્યું ને મારી ખાત્રી થઇ, પછી મેં એની સાથે બધો પ્રસંગ મૂકી દીધો."

"પછી મૂક્યો તેના કરતાં પ્હેલાંથીજ ચેતી હોત તો આટલે સુધી વાત આવત. પુરૂષોનાં હૃદય વિકારી હોય છે. સ્થળ અને સમય અનુકૂળ હોય તો કોઇનાં હૃદયનો પણ ભરોંસો ના કરી શકાય." મનુ મહારાજે કહ્યું છે કેઃ—

> मात्रा स्वसा दुहित्रा च न विविक्तासनो भवेत् ।
> बलवानिंद्रियग्रामो, विद्वांसमपि कर्षति ॥

(મા, બેન કે દીકરી સાથે પણ એકાંત કરવું નહિ. ઇંદ્રિયો બળવાન છે અને વિદ્વાનને પણ ખેંચે છે).

"પણ તમને જમાનો બદલાયો નથી લાગતો. ક્યાં સુધી પુરૂષોથી સ્ત્રીઓએ બીન્યા કરવું?"

"જ્યાં સુધી પુરૂષોની વૃત્તિઓ નિર્મળ થાય અને વાસના વિના સ્ત્રીઓ સાથે વર્તી શકે ત્યાં સુધી."

"વાસના તો રહેવાનીજ, ત્યારે શું બધો સંસર્ગ બંધ કરવો?"

"ના, પણ મર્યાદા રાખવી. વ્યવહારને અંગે જરૂર પડતો સંસર્ગ તો રહેવાનોજ, પણ બહુ વિશ્વાસ મૂકી હૃદયના ભાવ અર્પણ કરવાના નહિ."

"શું સારા માણસો દુનિયામાં નહિ હોય?"

"કેમ ના હોય? એમ તો જગત્ ચાલેજ નહિ પણ સ્ત્રીઓ પ્રત્યે અવિકારી દૃષ્ટિથી જોનારા બહુ થોડા હોય છે. આપણા સમાજમાં હાલ તો ઘણુજ જુજ માણસો એવા છે."

"એ સમાજ સુધરતાં કેટલીવાર લાગશે? ત્યાં સુધી શું સ્ત્રીઓની બધી છૂટ બંધ?"

"એ કંઇ બંધ કરેથી કરાય છે? વિનયથી વર્તે તેને કદી પસ્તાવું પડતું નથી. તારી પેઠે ભૂલ કરે તે ભોગવીને ઠેકાણે આવે છે."

"હવે ગઇ ગુજરી જવા દો. આજે આપણે બહાર ફરવા જઇશું?"

" ક્યાં જઈશું ? "

" ગાડી જોડાવી બધે દરિયા કિનારે ફરીશું. "

" ચંદુલાલને હા કહ્યા વિના ચાલ્યું નહિ. ચંપકલાલ તો વાટ જોતોજ રહ્યો. બહુ વાર થઇ ત્યારે બંગલાની આજુબાજુ એણે ઘોડે છૂટે લટાર મારવા માંડી. માણેક અને ચંદુલાલને જોડે ફરવા જતાં જોઇ એને ધ્રાસ્કો પડયો. એની બધી યોજના ધૂળ મળી ગયલી લાગી. માળીને એક ચીઠ્ઠી ચંદુલાલને ખાનગી આપવા કરી ચંપકલાલ નિરાશ થઇ પાછો ઘેર ગયો.

ફરી આવીને કપડાં કાઢતી વેળાએ માલીએ ચીઠ્ઠી ચંદુલાલના હાથમાં મૂકી. ચંદુલાલ ચીઠ્ઠી વાંચવા માંડે છે એવામાં તો માણેક આવી પહોંચી અને લાડથી ચીઠ્ઠી ઝુંટાવી લીધી, ચીઠ્ઠી નીચે મુજબ હતી, પેન્શીલથી ઉતાવળમાં કાગળની કાપલી પર લખેલી હતી.

" ભાઇ ચંદુલાલ, તમે એકવાર છેતરાઇ પાછા મોહિનીને વશ થયા લાગો છો. સંભાળજો ! આજે રાત્રે નવ વાગે તમારી વાટ જોઇશ. મોતીને આપેલું વચન વીસરાય નહિ. ત્યાં ગઇ કાલે કહ્યા મુજબની બધી તૈયારી હશે. ગમે તેમ થાય પણ આજ રાત્રે આવ્યા વિના રહેશો નહિ, નહિ તો મારી ને તમારી બેની કિંમત થશે. "

લી. તમારોજ ચંપક.

ચીઠી વાંચી માણેકના પેટમાં ફાળ પડી. આ શું ? મોતી કોણ ? અને કેવા ઠગે છે ?

ચંદુલાલે ચીઠી લેવા પ્રયત્ન કર્યો પણ માણેકે આપી નહિ. " વાળુ વખત થઇ ગયો છે, પછી આપીશ અને નિરાંતે આપણે વાતો કરીશું. " એમ કહી હાથ ઝાલી ચંદુલાલને ખેંચી ગઇ.



# પ્રકરણ ૨૦ મું.

## એકરાર.

ચીઠ્ઠી વાંચી માણેકના પેટમાં તેલ રેડાયું હતું. મોતી કોણ હશે, આજે કયાં જવાની તૈયારીઓ કરી હશે વિગેરે પ્રશ્નોનો ઉકેલ ઘણુીયે મનમાં ગડભાંગ કર્યાં છતાં એ આણી શકી નહિ. દરિયા કિનારે ફરવા ગયાની વાત જૂઠી છે અને સ્વામી મને છેતરે છે એ વિચારે એને ઘેલી બનાવી મૂકી. મનની અંદર તોફાની સમુદ્ર ઉછળતો હતો છતાં માણેકને બહારથી શાંતિ ધારણ કરવી પડી. એકદમ રમખાણ મચાવ્યે કંઇ કાર્ય સિદ્ધિ થાય નહિ અને કદાચ ગુસ્સો વધે ને તરછોડી જાય, તો ઉલટું સારૂં કરવા જતાં ખોટું પરિણામ આવી બેસે અને જે અનિષ્ટ રોકી શકાય તેવું હોય કે મોડું આવવાનું હોય તે આજેજ આવી પડે. ચંદુલાલની વર્તણુક સારી છે એમ તેને ખબર હોવાથી ચંપકલાલની સોબતનાજ આ છાંટા ઉડયા હશે એ તો નક્કીજ હતું. ચંપકલાલે કંઇ લાલચમાં નાંખી પોતાના પરનો ચંદુલાલનો સ્નેહ તોડવા બાજી રચી હતી એ એની શંકા ખરી પડી. ચંપક સટોરીયો અને દેવાદાર છે એ નવી વાત જાણ્યાથી એને વિશેષ ભીતી પેઠી. કેટલે અંશે એ દુષ્ટ ફાવ્યો છે તેની કંઇ કલ્પના થઇ શકી નહિ પણ ચંદુલાલનું હૃદય કોમળ હોવાથી એ સ્નેહને વશ થશે અને બધી ખરી વાત પોતાને મોઢેજ કબૂલ કરશે એમ લાગ્યું. ખરો ઉપાય ફકત આજ હતો અને તે કંઇ ધમ પછાડ કરે પાર પડે નહિ માટે કળથી અને સ્નેહથી કામ લેવું પડશે એવો માણેકના મનમાં નિશ્ચય થયો. આટલો સ્નેહ છતાં મને ઠગે છે તો ક્રોધ કરવાથી તો બાજી હાથમાંથીજ જાય અને ચંપક એની ધારણામાં ફળીભૂત થાય એ સ્પષ્ટ સમજાયું અને તેથી જમતાં જમતાં માણેકે પોતાના હૃદયનું તુમુલ યુદ્ધ શમાવવાનો પ્રયત્ન કરી બહારથી આનંદનો ડોળ કર્યો; અને જાણે કેટલાંએક લાડથી આગ્રહપૂર્વક

પતિને ભોજન કરાવ્યું. ચંદુલાલનું ચિત્ત જો ઠેકાણે હોત તો માણેકનો આનંદ કૃત્રિમ છે એ તરત પામી જાત પણ એના મનમાંયે ગડભાંગ ચાલી રહી હતી. ચીઠ્ઠી એણે વાંચી નહોતી પણ ચંપકનીજ હશે એટલું સમજવામાં કંઇ મુશ્કેલી નડી નહિ. માણેકને આનંદમાં દેખી ફક્ત પોતાને બોલાવવાજ ચીઠ્ઠી લખી હશે એમ એને લાગ્યું. માણેકની વિશુદ્ધિની તો ચંદુલાલની હવે ખાત્રી થઇ હતી પણ આગલી રાતના મોતીને ત્યાંના સંસ્કાર ભુલાયા નહોતા. એ આનંદ એને આકર્ષક લાગ્યો હતો અને પાછા આવતી વખતે સામો હાથ દાબી પોતાના સ્નેહનો પ્રત્યુત્તર મોતીએ આપ્યો હતો તેથી એને પ્રેમનો નિશો ચઢયો હતો. આજે પણ ફરી ત્યાં જવાની ચંદુલાલની અંતરમાંથી ઇચ્છા હતી પણ તે મોતીની બહેનને જોવા કરતાં ખુદ મોતીની સાથેજ પ્રેમમાં અભિવૃદ્ધિ કરવાની વૃત્તિથી ઉદ્ભવી હતી. માણેકને શી રીતે સમજાવવી એજ મોટી મુશ્કેલી હતી. આજેજ સમાધાન થયું એટલે રાત્રે બહાર જવાની વાત એ માનશે કેમ અને એ ના માને તો પિતાથી ગુપ્ત ઘરમાંથી બહાર શી રીતે નીકળી શકાય, એ પ્રશ્ન ઉભો થયો. એક દહાડો સમાધાન મોડું થયું હોત તોયે સારૂં એવી સ્વાર્થી વૃત્તિ પણ ઉત્પન્ન થઇ. માણેકને ગમે તેમ સમજાવી નાસી છૂટવાના ઉપાય શોધવામાં એનું ચિત્ત લાગ્યું હતું એટલે માણેક શા શા વિચાર કરે છે તે પરીક્ષા કરવાની નવરાશ મળી નહિ. માણેકને રાજી રાખીનેજ પોતાનું કામ કાઢી લેવાનું છે એવી ધારણા હોવાથી ચંદુલાલે પણ માણેકના સ્નેહનો બની શકે તેટલો પ્રત્યુત્તર આપ્યો પણ ચતુર માણેક તરત સમજી ગઇ કે લાલ સાહેબનું ચિત્ત ઠેકાણે નથી.

બન્નેની વૃત્તિ એકમેકને રાજી રાખવાની હોવાથી ભોજન નિર્વિઘ્ને સમાપ્ત થયું અને ચંદુલાલે માણેકની ઇચ્છાને અનુકૂળ થવા ચીઠ્ઠીની વાત જમતી વખતે સંભારી નહિ.

વાળુ કરી રહ્યા પછી બન્ને ચંદુલાલના ખંડમાં એકાએક બેઠાં

અને આણેકે આડીતેડી વાતોનો આરંભ કર્યો. ચંદુલાલે ધીરેથી કહ્યું.

"હવે તો પેલી ચીઠ્ઠી લાવ. જરા જોવા તો દે, કોની છે તે."

"હવે આપીએ છીએ તે, એટલા અધીરા કેમ થઇ ગયા."

"કંઇ નહિ પણ કદાચ કંઇ તાકીદનું કામ હોય તો રજાને માટે મને આપ તો ખરી. એવી ખેંચ શા કામની?"

"તાકીદનું કામ હશે તોયે અત્યારે તો કંઇ થવાનું નથી. જરા જંપીને બેસોની. આવા સ્નેહના સુખમાં તમને કામ કામ કેમ સાંભરે છે? હું તો તમારાથી જરાયે આઘી થવાની ઇચ્છા ના કરૂં."

"પણ કંઇ મહત્વનું કાર્ય હોય ને બગડતું હોય તો અત્યારે પણ જવું પડે. વેપારરોજગારના કામમાં બૈરાંઓને શી સમજ પડે? કોઇવાર એવા કટોકટીના પ્રસંગ આવે છે કે અડધી રાતે પણ નિકાલ કરવો પડે."

"હવે બહુ ડાહ્યા ના થઇ જાવ. બાપાજી માથે છે ને તમારે એવા કટોકટીના પ્રસંગ તે શા આવવાના હતા જે? હજી તો બધું સમાલનાર હયાત બેઠા છે."

"પણ બાપાજી મને કેટલાં કામ સોંપે છે તે તું કંઇ બધું જાણે છે. મને સોંપેલા કામ તો મારેજ કરવાનાં રહ્યાંને."

"તે ગમે તેવું કામ હશે પણ અત્યારે તો હું નથી જવા દેવાની."

"જાણ્યા વિનાની જક શા કામની? મને એકવાર ચીઠ્ઠી જોવા તો દે કે કોની છે."

"તમારા પ્રિયમિત્ર ચંપકલાલની છે. હવે તો ખાત્રી થઇ કે કંઇ ધંધાને લગતી નથી."

"પણ શું લખ્યું છે તે જોવા તો દે."

"તમને અત્યારે તેડે છે. અત્યારે તે શી હુંડી વટાવવાની રહી ગઇ છે જે તમારૂં કામ એટલી વારમાં પડયું."

ચંદુલાલને લાગ્યું કે પોતાની ધારણા ખરી હતી અને ચીઠ્ઠી ફક્ત બોલાવવા પૂરતીજ હતી. આમ નિશ્ચિત થવાથી જવાના બ્હાનાં

તેણે શોધવા માંડ્યાં.

"અરે હારે! અત્યારે તેડે છે ત્યારે તો ગયા વિના છૂટકો નથી. વાત એવી છે કે એક આસામી ડૂબવાની તૈયારીમાં છે અને તે ચંપકના ઓળખાણનો હોવાથી તેને સમજાવી ફોસલાવી આપણું લ્હેણું કાઢી લેવાની ગોઠવણ કરવાની છે. પચ્ચીસ હજારની રકમ છે એટલે અત્યારે ગયા વિના સિદ્ધ નથી. એક બે કલાકમાં પાછો આવીશ, પણ જવું તો પડશે."

માણેક મનમાં બબડી "અરે ઓ વેશધારી તારી ગત હું બધી જાણું છું. જોઇએ હવે કેમ જવાય છે તે."

થોડી વાર શાંત રહી વિચાર કરી પ્રગટપણે કહ્યું "તે એક રાતમાં શું ખાટું મોળું થઇ જવાનું હતું જે રાતો રાત તો કંઇ આસામી નાસી જવાનો નથી."

"તમે બૈરાં એ વાતમાં શું સમજો? દેવાળું કાઢવાની અણી પર આવેલો માણસ કયી વખતે શું કરે તે કહેવાય નહિ."

"એવો તે કોણ છે, તે નામ તો કહો. તમારા આસામીઓ-માંથી કેટલાકનાં નામ તો મનેયે ખબર છે."

"આને તું નથી ઓળખતી."

"પણ નામ કહેવામાં શી હરકત છે?"

"પન્નાલાલ કરીને એક મારવાડી છે."

ભોળો ચંદુલાલ! ચીઠી પહેલાં જોઇ હોત તો આમ ગપ્પાં મારતાં પકડાઇ ના જાત. માણેકને તો એજ જોઇતું હતું કે કયારે આ જૂઠાની જાળમાં સપડાઇ જાય છે.

માણેક સોફા પરથી ઉઠી આઘી બેઠી, અને કંઇક તરડાટથી બોલી "હવે ઓળખ્યા ઓળખ્યા તમારા પન્નાલાલ મારવાડીને. જૂઠાંનો આવરદા બે ઘડી તેયે કયાં જાદવજીનાં જાણ્યામાં છે જે."

ચંદુલાલ ચમકયો પણ હિંમત રાખી બોલ્યો "હેં શું કહે છે? હું જુઠું બોલું છું? જા, જા, તારા સમ ખોટું હોય તો આમ વિશ્વાસ

કેમ ઉઠી ગયો ?"

" જૂઠું બોલીને સામા ખોટા સમ ના ખાઓ, હું મરીશ તેમાં તમારે શું ? તમારે તમારી મોતી અખ્યાતી રહે એટલે બસ."

" વળી મોતી કોણ ?"

" તે તો હું શું જાણું ? તમે ને તમારા મિત્ર ચંપકલાલ તો જાણોછોને. ગઇ કાલે કીયે દરિયા કિનારે લ્હેર મારવા તમે ગયા હતા તે હું જાણું છું અને આજે પાછા ત્યાંજ જવાનો વાયદો કરીને આ-વ્યા છો અને મને પન્નાલાલ મારવાડીના નામનું ખોટું બ્હાનું બતાવો છો. આવા હાડેહાડ જૂઠા ક્યારના થયા. લાવો એ પન્નાલાલનું ખાતું હોય તો મને બતાવો."

ચંદુલાલે જાણ્યું કે પકડાઇ ગયા, તેથી નરમ પડી જઇ પુછ્યું " તેં બધું જાણ્યું શાથી ?"

" તમારા પ્રિયમિત્રની ચોઠીથી; મને બીજી શી રીતે ખબર પડે?"

" લાવ લાવ ત્યારે એ ચીઠી લાવ."

" ના પહેલાં બધું કહો પછી ચીઠી આપું."

" પણ તે એ ચીઠીમાં કેટલું જૂઠાણું ભર્યું હશે તે જાણ્યા વિના ખરી વાત શી રીતે કહેવાય."

" તેની તમારે પંચાત છે ? તમારે ચીઠીમાં જોઇ લેવું છે અને પછી મને ઉડાવવી છે પણ બધી તમારા પરાક્રમની હકીકત માંહે લખેલી છે માટે કાલા થયા વિના જે હોય તે સાચું કહી દો, પછી મને ખાત્રી થશે કે સાચું કહ્યું છે એટલે ચીઠી આપીશ."

" જા નથી કહેતા. તું હઠ કરશે તો મનેયે કરતાં આવડે છે. એવા જૂઠા માણસની ચીઠી સાચી અને અમે કહીએ તે ખોટું."

" હવે બેસો ઢોંગ કરતા. મોતીનું નામ સાંભળતાં કેવા ઢગલાઇ ગયા'તા જો. એ રાંડ વેશ્યા વળી ક્યાં મારા સુખમાં ભંગ પડાવવા પેદા થઇ ?"

આણેક તો 'વેશ્યા' શબ્દનો ઉપયોગ ક્રોધમાંજ કર્યો હતો પણ

ચંદુલાલને એથી ખાત્રી થઇ કે ચીઠીમાં બધી વાતનો ઉલ્લેખ કર્યો હશે. માણેકે મોઢું છેડાવતી ઢાંકી રોવા માંડયું અને નીચું માથું ઘાલી દીધું.

ચંદુલાલે પાસે જઇ માથું ઉંચું કરવા માંડયું પણ માણેકે ઉલટું વધારે જોરથી રડવાનું શરૂ કર્યું. ચંદુલાલે બોલાવવા બહુયે પ્રયત્ન કર્યા પણ વ્યર્થ. છેવટે ચંદુલાલે કહ્યું "જો હવે બહુ થયું. ચાલ બેઠી થા, બધી ખરી વાત કહી દઉં છું. મેં કશું ખોટું કામ નથી કર્યું."

ખરી વાત કહેવાની કબૂલાત સાંભળી માણેકે ઉંચું જોયું અને આંસુ લ્હોતી લ્હોતી બોલી "જાઓ જાઓ જૂઠા. આવો જ તમારો સ્નેહ? તમને આવા જ જાણતી હોત તો સો ભવ કુંવારી રહેત પણ તમને પરણત નહિ. ઠગ વિદ્યા તે કેટલી?"

"ચાલ હવે ડાહી થઇ જા. જે મને તારો સ્નેહ બહુ સાલે છે. ગઇ કાલે હું આપઘાત કરવાની વાતો કરતો હતો એટલે ચંપકલાલ મને શાંત પાડવા એની પ્રિયતમાને ત્યાં લઇ ગયો. હું અમસ્તા કુતુહલથીજ ગયો હતો અને બે ઘડી બેસી વાતો કરી પાછો આવ્યો."

"પણ એ મોતી કોણ છે ને કેવી છે તે કહો."

"એક આબરૂદાર નાયકણ છે અને ચંપકલાલની રખાત છે, મહિને પાંચસેં રૂપીઆ આપે છે."

"નાયકણ તે વળી આબરૂદાર હોતી હશે. તમારી તો અક્કલ બહેર મારી ગઇ લાગે છે."

"ના, છેક એવું નથી થયું. મુંબઇમાં ઘણા વિષયી શેઠીઆઓ ભારે પગાર આપી પોતાને ખર્ચે એવી નાયિકાઓ નભાવે છે અને તે જ્યાં સુધી પગાર મળે ત્યાં સુધી બીજાનો હાથ ઝાલતી નથી."

"એ તો બધો બહારનો ડોળ. તમારા મિત્ર પાંચસે ખર્ચે એવા ઉદાર દિલના નથી તો. ક્યાંક તમને લફરૂં વળગાડવા લઇ ગયા હશે."

"મોતીની બ્હેનને મારે માટે નક્કી કર્યાનું ઘણુંયે કહ્યું પણ

મેં ચોખ્ખી ના પાડી."

"ત્યારે આજ જતા હતા કેમ?"

"અમસ્તા જરા ગાયન સાંભળવા."

"જો પાછું જૂઠું બોલ્યા? આજની બધી તૈયારીઓની હકીકત ચીઠીમાં લખેલી છે."

"આજે મોતીની બ્હેનને મારે જોવા સારૂ બોલાવવાની ગોઠવણ કરી છે પણ મારે એવો ધંધો નથી કરવો."

"ના ત્યારે ત્યાં તો તપ કરવા જતા હશો ખરાકેની? જે રસ્તે જવું નહિ તે રસ્તાનું નામ કેવું લેવાનું હોય જે. તમારૂં મન મેલુ થયું હશે તે વિના પાછું એવી જગ્યાએ જવાનું આજે આકર્ષણ થાય નહિ. વિષ્ટા ખાધા વિના એ માર્ગે જવાની ફરી ઇચ્છા થાય શાની?

"તારા સમ જો મારી એવી ઇચ્છા હોય તો."

"હવે મારા સમ કેવા સાચા ખાઓ છો તે સમજાઇ ગયું છે. એવા સમ ખાધે મારી ખાત્રી થાય નહિ. સમ ખાય તે સદાય જૂઠું."

"ત્યારે તું કહે તેવી પ્રતિજ્ઞા કરૂં."

"ના, મારે પ્રતિજ્ઞા નથી કરાવવી. મને તો બધી વાત સાચે સાચી કહો. સત્ય રણકો આપોઆપજ સમજાશે."

"આથી બીજું શું સાચું કહું. ત્યાં ગયા બે કલાક બેઠા. મોતીએ ગાયન ગાયું, હું ભૂખ્યો હતો એટલે થોડો નાસ્તો લીધો અને આજે મોતીની બ્હેનને જોવાની ગોઠવણ કરી રાત્રે એક વાગે પેઢી પર આવી સુઇ ગયા."

"પણ તમારી મરજી નહોતી તો આજે જવાને કબૂલજ કેમ થયા."

"તારા પર વ્હેમાયો હતો એટલે આજે ઘેર આવવાનો વિચાર નહોતો, તેથી ધાર્યું કે બે ઘડી ગમત થશે."

"એ ગમત કરતાં મોટી ગમત થતાં કંઈ વાર લાગે છે કે? લપસી પડવાનું તો બહુ સ્હેલું છે."

"ચાલ હવે એ વાત જવા દે. મારી ભૂલ હતી પણ તારો સ્નેહ તૂટયો અને તું બેવફા છે એમ ધારી આટલુંયે ફસાયો ને? હવે તું સાચી છે એટલે કશેયે નહિ જાઉં."

"જો ફરી જૂઠું બોલ્યા. ખાત્રી થઈને સમાધાન થયું તોયે આજે રાત્રે જવા તૈયાર થયા હતા તે તમેજ કે કોઈ બીજું."

"તે અમસ્તો જરા જિજ્ઞાસાથીજ જતો હતો. ત્યાં જઈ ના કહી પાછો આવત."

"અરે, પણ ના હા, કહેવાની જરૂર શી? ના ગયા એટલે નાજ છે તો."

"પણ મેં જવાની હા કહેલી તે જવાબ આપવા તો જવું પડે ને."

"જાત તો વખતે નાની હાયે પડાઈ જાત. ન જાઓ તો તો ના ચોખ્ખીજ રહે. કેટલાક પૈસા લઈને જવાના હતા જે."

"ના કહેવી હોય ને પૈસા શેના લઈ જાય જે."

"ઉભા રહો તમારૂં પાકીટ જોવા દો."

માણેક પાકીટ જોયું તો માંહે સો સોની બે નોટો તથા બીજા થોડાક પરચૂરણ રૂપિયા હતા.

"કેમ નહોતા પૈસા લઈ જવાનાને આ બસેંની નોટો શાની."

"એ તો ત્રણ દિવસ પર બાપાજી કને લીધા તે. તે વારે તો અને કંઈ એવો વિચાર નહોતો."

"પણ બાપાજીએ તો ત્રણસેં આપ્યા હતા તે સો ક્યાં ગયા."

"એક નોટ વાપરી. તું યે બહુ સખત ઝડતી લે છે તો."

"પણ સો રૂપિયા શેમાં વાપર્યા તે કહેશો ને? કંઈ લાવ્યા તો છો નહિ."

ચંદુલાલથી ખરી વાત કહેવાઈ નહિ.

"ચંપકને ધીર્યા છે."

"વાહ? એટલામાંજ લુંટવાનું શરૂ કર્યું કે? દર્શનનાજ સો

તો આગળ ઉપર તમને કેટલા ફોલી ખાત."

"હવે ગઇ વાત શું કરવા બહુ સંભારે છે?"

"તમારી કને કેટલાયે બીજા માગ્યા હશે. મોતીની બેનને કેટલા આજે આપવાના હતા તે તો કહો."

"અરે એ તો મોટી મોટી વાતો કરતા હતા. દશ હજાર આગળથી પાંચસો પગાર ને બધું ખરચ તે ઉપરાંત."

"તમારા જેવા શેઠીઆના વિષયલંપટ જુવાન છોકરાઓ મળે એટલે એથી વધારે યે કેમ ના માગે. ક્યાંથી લાવીને એટલા બધા આપવાના હતા જે? બાપાજી હિસાબ બહુ ચોક્કસ રાખે છે."

"પણ મારે ક્યાં હા પાડવી હતી જે. ચંપક મારવાડીનું ઘર શોધવાનું બતાવતો હતો પણ મેં સાફ ના પાડી."

"જુક્તિ તો ઠેઠ સુધી લગાવી લાગે છે. ત્યારે હવે સતા શેના થાઓ છો. ના કહેવાના આવા ઢંગ હોય?"

"તારા સમ નાજ કહેવાનો હતો. સમ ના માને તો પ્રતિજ્ઞા કરૂં."

"હું તો તમારા સમ ને પ્રતિજ્ઞા કશુંજ માનનારી નહિ. મને તો સીધી વાતજ બહુ ગમે છે."

"કેમ ત્યારે હવે જવું છે?"

"તું રજા આપે તો ચંપકને ના કહી પાછો આવતો રહું. ત્યાં નહિ જાઉં. હવે તો ચીઠ્ઠી જોવા દેશે."

"આણેકે ચીઠ્ઠી આપી તે વાંચી ચંદુલાલને થયું કે પ્હેલાંથીજ જો ચીઠ્ઠી જોઇ હોત તો બધી કબૂલાત ના કરવી પડત, અને થોડીક વાત ઉડાવી દેવાત. મોતીનોજ ખરો પત્તો ના આપ્યો હોત તો ચાલત પણ ચંદુલાલનું હૃદય ભોળું હોવાથી અને આણેકનો સ્નેહ પાછો જાગ્રત થયાથી ખરી વાત કર્યાનો એને કંઈ બહુ પસ્તાવો થયો નહિ. સાચા વિના સ્નેહ બહુ ટકતો નથી એ એને સારી પેઠે ખબર હતી અને ચંપકને તરછોડી ખરી વાત મોડી વ્હેલી કરવાનો તો સમાધાન થયા પછી એને વિચાર હતોજ. વ્હેલું કહ્યું તો સારૂંજ થયું; નહિ

તો મોતીના પ્રેમનો નિશો એને ચઢવા માંડયો હતો તે કયાં લઇ જાત તે નિર્ણયપૂર્વક કહી શકાય નહિ.

માણેક બોલી "કેમ ચીઠી વાંચી શા વિચારમાં પડયા."

"જવા દે તો સારૂ; મારી ખુજ થશે અને મારો બોલ સાચો પડશે. નક્કી હું ચંપકનેજ મળીને પાછો આવીશ."

"હવે તમને જવાયે દઉં. એ તો હાંકાંજ સમજજો. જુઓ લાલ સાહેબને નાયકાની ખુજની બીક લાગે છે એવીની ખુજ કે કદરનો કશો ખપ નથી."

"પણ હું કયાં ત્યાં જવાનું કહું છું જે?"

"તે તમારા મિત્ર બહુ સારા માણુસ તો. તેને યે હવે મળવાનું બંધ."

"આટલી બધી સખ્તાઇ?"

"રોગીને તો પરેજી પાળવીજ પડે. તે વિના સારા થવાય નહિ તો."

"પણ ના કહ્યામાં શું બગડી ગયું?"

"ના ગયા એટલે નાજ છે તો. હું તમને ફરી લાલચના માર્ગમાં નહિ મૂકું. એ જક તમે છોડી દો. ગઇ ગુજરી બધી ભૂલી આજે મારે પ્રથમના જેવો આનંદ કરવો છે."

"તું એમ કહે તો એમ."

"ના ના નહિ."

"ચંપકને મળવાનું પણ નહિ."

"બહુ સારૂ નહિ. ચાલ હવે રાજી થઇ."

"હા."

"લે હવે અહીં આવ ત્યારે."

આજની રાત્રિ આ દંપતીની શાંતિ અને સુખમાં વ્યતીત થઇ.



# પ્રકરણ ૨૧ મું.

## નિખાલસ મિત્ર.

દશેક દિવસ પછી ચંદુલાલના ઉપર રસિકલાલનો પત્ર આવ્યો.
ભાઇ ચંદુલાલ,

તે દિવસે માણેક ભાભી કંઇ ભુલાવો ખાઈ મારા ઘરમાંથી મુંબઇમાં છે એમ ધારી ખબર જોવા આવ્યાં અને તરતજ ધસ્યા ધસ્યા તમે પાછળ આવી એમને ધસડી ગયા, તે બનાવ મને કંઇ ભેદભર્યો લાગે છે. હું તેજ દિવસે આપને મળવા આવવાનો હતો પણ મારી સ્ત્રીની ગંભીર માંદગીને લીધે મારે દેશમાં જવાનું હોવાથી વખત મળે તેમ નહોતું, તેથી આપણા મિત્ર ચંપકલાલ પછી થોડી વારેજ મને મળવા આવ્યા હતા તેમને આપને મળી ખુલાસો મેળવવા કહ્યું હતું, તે મુજબ આપને મળ્યા હશે. પણ તેમનો એ બાબત બીલકુલ પત્ર નથી, માટે કૃપા કરી એ વિચિત્ર ઘટના કેવી રીતે બની તેનો મને સવિસ્તર જવાબ તાકીદે આપવા કૃપા કરશો. મારો જીવ એ બાબતમાં ઘણો બળે છે અને એ બનાવનું બહારનું સ્વરૂપ ઘણું ખોટું દેખાય એવું હતું માટે જરૂર કંઇ નહિ તો મારા મનના સમાધાન માટે વળતી ટપાલે જવાબ લખશો. ચંપકલાલ મને મળ્યા ત્યારે વિના કારણે માણેક ભાભીનું ઘસાતું બોલતા હતા અને અત્યાર સુધી મને જવાબ લખવાની એમણે પરવા કરી નથી તેમજ મેં એમના પર પત્ર લખ્યો તેનો જવાબ પણ નથી. વળી તે અરસામાં મારી સ્ત્રીની તબિયત વિષે તથા તે ક્યારે મુંબઇ આવશે તે સંબંધી ઘડી ઘડીએ પુછ પુછ કર્યા કરતા હતા માટે મને વ્હેમ પડે છે કે એ પ્રકરણમાં એ કંઇ વિશેષ જાણતા હોવા જોઇએ અને તે મારાથી છુપાવે છે. કદાચ મારી શંકા બીન પાયાદાર પણ હોય, પણ મને જે લાગે છે તે આપને સ્પષ્ટ જણાવું છું. તમારા નિખાલસ વર્તનમાં ફેરફાર પડ્યો ત્યારથી મેં આપને ત્યાં આવવાનું બંધ કરી દીધું છે અને

આપના સ્વભાવે વિચિત્ર સ્વરૂપ ધારણ કર્યું છે માટે ગેરસમજથી કંઇ ગોટાળો ઉભો થવા ના પામે માટે આ પત્ર આપને લખ્યો છે. આણેક ભાભીનું અચાનક આવવું અને તેની પાછળ આપનું ઓચિંતા આવી એમનું કાંડું પકડવું એ દૃશ્ય મારી નજર આગળથી ખસતું નથી અને એ બીના અણધારી કંઈ ભૂલ ભુલામણીને લીધે બનવા પામી છે કે એ પ્રકરણનો કોઈ સૂત્રધાર છે તે મને હજી સમજ પડતી નથી.

મારે મન મિત્ર પત્ની માતા સમાન છે અને આણેક ભાભી પ્રત્યે મેં અત્યંત નિર્મળ ભાવ અને વાતચીતમાં સંપૂર્ણ વિનય રાખેલાં છે છતાં તે દિવસે આપે મને કઠોર શબ્દો કહ્યા તે હજી મારા કર્ણપટ પર અથડાય છે અને ત્યાર પછીના આ પ્રસંગે તો મારૂં મન ઘણુંજ ખિન્ન કરી મૂક્યું છે. આપનું દિલ આમ વ્હેમી કેમ થઇ ગયું તે મારાથી સમજાતું નથી અને વિશેષ વ્હેમ પડે માટે પાછળથી એ બાબતની પડપૂછ કરવાનીયે મ્હેં દરકાર કરી નહોતી પણ આટલી હદે વાત ગઇ ત્યારે તો મારા અને તમારા ઉભયના મનની શાંતિ માટે સ્પષ્ટ વાત કહેવી અને સાંભળવી જરૂરની છે.

કદાચ આપ આનો પ્રત્યુત્તર આપવો વ્યાજબી ના ધારો તો ચંપકલાલને તેમ કરવા સૂચના કરશો.

મારે ત્યાં માંદગી સખત છે અને એની સારા થઇ ઉઠવાની ખાત્રી ડાક્ટરો આપી શકતા નથી. કદાચ અનિષ્ટ થાય તો હું તો મહા આફતમાં આવી પડીશ. ચંપકલાલનો બીલકુલ કાગળજ નથી માટે આ બાબત એને વાત કરો ત્યારે ભેગે ભેગું મારી કને એમણે ઉછીના લીધેલા બે હજાર રૂપિયા એકદમ મોકલી આપવાનું એમને કહેજો. કારણ કે અહીં એવું કંઇ થશે તો મારે પૈસાની ઘણી જરૂર પડશે. કૃપા કરી પત્રનો પ્રત્યુત્તર જરૂર આપ જાતેજ લખશો.

લી. સ્નેહાધીન રસિકલાલનું વંદન સ્વીકારશો.

પત્ર વાંચી ચંદુલાલે આણેકને આપ્યો, અને કહ્યું " જો આ તારી નિર્દોષતાની, અને ચંપકલાલની લુચ્ચાઇની વધારાની સ્પષ્ટ

સાબિતી મળી. ' ધણીને કહેશે ધા અને ચોરને કહેશે ન્હાસ, ' એવો એના જેવો પ્રપંચી માણુસ મ્હેં બીજો ના જોયો."

**માણેક** કહ્યું " સાચને આંચ નાજ આવે. આટલું દુઃખ મને પડયું પણ છેવટે પણ મારી વિશુદ્ધિની આપને ખાતરી થઇ માટે હું ઇશ્વરનો ઉપકાર માનું છું."

" ચાલ હવે એ વિચાર કાઢી નાંખ ને ગઇ ગુજરી ભુલી જા. સોનાને પણ તાવવાની જરૂર પડે છે, અને કસોટીમાંથી નીકળે ત્યારેજ તે ખરૂં કુંદન કહેવાય છે."

" એવી કપરી કસોટી ઇશ્વર ફરી ના આપે."

માણેક પછી કાગળ અથથી ઇતિ વાંચી ગઇ. વાંચીને કાગળ પાછો **ચં**દુલાલના હાથમાં મેલતાં કહ્યું:—

" નિખાલસ દિલનો આ કાગળ અને **ચં**પકલાલનો તમારા પર પ્હેલો આવેલો પ્રપંચયુક્ત કાગળ એ બેમાં તમને આસમાન જમીનનો ફેર નથી લાગતો ? છે આમાં ખાલી આડંબર કે ખોટો બચાવ ?"

" પણ હવે એને જવાબ શું લખીશું ? "

" બધી ખરી વાત જણાવી દો. એને બિચારાનેયે નવાડયો છે. એના બે હજારનું પણ પાણી કર્યું. **ચં**પકલાલ ધંધો તો બહુ સારા કરે છે. આવા શઠ માણસો દુનિયામાં કોણ જાણે કેમ ફાવતા હશે ? "

" મારા જેવા ભોળા માણસ અને તારા જેવી સરલ સ્ત્રીયોને ભોળવીને જતો. આપણું દિલ સાફ માટે બધું સાફસાફ દેખીયે. જેની જેવી દૃષ્ટિ તેને તેવુંજ દેખાય. પણ સંસારમાં ચેતીને ચાલવાની જરૂર છે. પરિચયમાં આવે તે બધાને સારા માણસ માનવામાં કોઇ વાર મોટી હાનિ થાય છે."

" ચાલો હવે ત્યારે જવાબ લખવાનો શું વિચાર કર્યો ? "

" તું કહે તેમ લખું. પણ મને એક વિચાર આવે છે કે બિચારાને પૈસાની ઘણી ભીડ પડશે. હજી એનો ધંધો જામ્યો નથી અને

ચંપકલાલ બે હજારને બદલે બે ફુટી બદામ પણ આપે તેમ નથી. માટે આપણે કંઇ મદદ કરીએ તો ?"

"તે તો તમે જાણો, પણ બાપાજીને પુછ્યા વિના કંઇ અપાશે, અને આપણે એટલા જોખમમાં ઉતરવાની શી જરૂર ? કોણ જાણે એ ક્યારેયે પૈસા પાછા આપશે ? એવી ઉદારતા બતાવવાનું આપણે કંઇ કારણ ? જેનું લાગ્યું હોય તે ભોગવે, તેમાં કોઇ શું કરે ?"

"તારા વિચાર આવા અનુદાર ક્યાંથી ? કોઇનું દુઃખ જોઇ આપણું હૃદય ના પીગળે ? તેમાં આતો મિત્ર છે."

"પીગળે તો ખરૂં પણ એવી પારકી ઉપાધિમાં આપણે શું કરવા પડીએ ?"

"જા ! જા ! ખાલી પીગળે તેનો અર્થ શું ? સુકાં જ્ઞાનની પેઠે લુખી દયા શા કામની ? હું તો બાપાજીને પુછીને બે હજારની હુંડી કાગળ જોડે બીડું છું."

"પણ જરા ધીરજ તો ધરો. હજી તેની બૈરી જીવે છે. પુછાવો તો ખરા કે જરૂર હોય તો હું મોકલાવું. ખપ હશે તો તે એની મેળે મંગાવશે, આપણે પુછતા શું કામ જઇએ ?"

"તારો જીવ સાંકડો છે સ્ત્રીઓને એવી ઉદારતા સુગમ નથી હોતી. એ તે વળી કંઇ માંગે ? અને જરૂર નહિ હોય તોપણ એ બ્હાને ચંપકલાલે એવા ગરીબના ઓળવેલા પૈસા મારે પાછા આપવા છે. આપણને ઇશ્વિરે ઘણું આપ્યું છે. આપવાનો આવો પ્રસંગ ફરી નહિ આવે. બીજાને સુખી કરવામાંજ ખરૂં સુખ છે. હું મૂરખ બન્યો હોત તો મોતી એનને દશ હજાર આપત કેની, તેના કરતાં આ બે હજાર આપવાથી મને ખરો આનંદ થશે અને એક મિત્રનું સંકટ નિવારણ થશે."

વધારે વાત કરવા રહ્યા વગર ચંદુલાલ પિતાજીની કને ગયો અને કહ્યું:-

રસિકલાલની બઇરી મરણ પથારીએ છે અને એને પૈસાની

ભીડ છે. ચંપકલાલે એના બે હજાર રૂપિયા ઉછીના લીધા છે અને હવે કશો જવાબ આપતો નથી. એની બિચારાની ટૂંકી શીલક આમ જતી રહી છે. આપને હરકત ના હોય તો મારો એને બે હજાર મોકલવાનો વિચાર છે."

"ખુશીથી. એ બે હજારમાં તને એક સાચો મિત્ર મળશે. એવા કામમાં હું હરકત નહિ કરૂં, તને સુખ થાય તેમ કર રસિકલાલ સારો માણસ છે."

"ખાતું પડાવી મંગાવવું પડશે?"

"એવામાં ખાતું ના હોય. તું આપવા માંગે છે કે ધીરવા? આ તે કંઇ વેપાર છે? એની સ્થિતિ સુધરશે ને આપશે તો ઠીક અને નહિ આપે તોયે એમાં આપણને શી ભારે ખોટ આવવાની છે જો. આજે જ હુંડી દુકાનેથી લઇ લેજે. શુભસ્ય શીઘ્રમ્."

ચંદુલાલે હેઠળ આવી પિતાની અનુમતિની વાત માણેકને કહી પછી બને જણ પત્રનો જવાબ લખવા બેઠાં. બેના વિચારોમાં કંઇક ફરક એટલે છેકાછેક કેટલીક થઇ અને એક કાગળ ફાડી પણ નાંખવો પડયો. છેવટે નીચે પ્રમાણે પત્ર લખાયો.

ભાઈ રસિકલાલ,

તમારો પત્ર મળ્યો. જે દુઃખદ બનાવ વિષે તમે લખો છો તેનું સ્પષ્ટીકરણ થોડાજ વખતમાં આપોઆપ થઇ ગયું હતું. તમારે એ વિષે કંઇ ખોટું લગાડવાનું નથી અને તમારા પ્રત્યેના મારા વર્તનમાં જે કંઇ અવિનય કે ઉદ્ધતાઇ માલમ પડયાં હોય તેને માટે હું અંતઃકરણ પૂર્વક ક્ષમા માગું છું.

જે ઘટના બની ગઇ તેનો શોક કરવો હવે વૃથા છે, પણ એ કંઇ આકસ્મિક સંજોગોને લીધે બનવા પામી નહોતી. ચંપકલાલની પોતાની એ દુષ્ટ યોજના હતી અને એણે બુદ્ધિપૂર્વક મારા સુખનો નાશ કરવા એ પગલું ભર્યું હતું. તમારી સ્ત્રી મુંબાઇમાં છે અને તે ઘણી માંદી હોવાથી કંઇ સોંપણ કરવાની છે એવી મતલબનો બના-

વટી પત્ર એ પાપીએ મારી સ્ત્રી ઉપર લખ્યો અને મને ઉંધુંજ સમજાવી એના આવવાની વખતે તમારે ત્યાં લઈ આવ્યો. ખરી વાત એવી છે કે એણે પોતે મારી સ્ત્રીના ઉપર દુર્બુદ્ધિ કરેલી અને પોતાની નીચ મતલબમાં પાર નહિ પડવાથી એને હલકી પાડવા આ કૃત્ય એણે આદરેલું. મારા વર્તનમાં વ્હેમ તમને જણાયો હશે, પણ મને એણેજ ખોટી ભંભેરણી કરી ભમાવ્યો હતો અને એનાં ખરાં વર્તનથી હું બીનવાકેફ હોવાથી એની જાળમાં ફસાઇ ગયો હતો.

હું ભોળા દિલનો માટેજ એ મારી સરલતાનો આવી રીતે લાભ લેવામાં ફાવી શક્યો, નહિ તો તમારા જેવા સજ્જન પ્રત્યે હું તોછડાઇ ભર્યું વર્તન કદી રાખી શકુંજ નહિ. પણ હવે જે થઇ ગયું તે ના થયું થનાર નથી અને ગઇ વસ્તુનો શોક કરવામાં બુદ્ધિનું લક્ષણ નથી.

“ તમારી સ્ત્રીની ભયંકર માંદગીના સમાચાર સાંભળી અમને બન્નેને અત્યંત ખેદ થયો છે, ઇશ્વર એમને જલદી આરામ કરે એવી અમારા બેઉનાં અંતઃકરણની પ્રાર્થના છે. બીજું ભાઇ તમે ચંપકલાલને બે હજાર રૂપિયા ધીરવામાં મોટી ભૂલ કરી છે. હાલ મારા જાણવામાં આવ્યું છે તે મુજબ ચંપકલાલે દુર્વ્યસનમાં અને સટ્ટામાં પોતાના તમામ પૈસાનું પાણી કર્યું છે અને દેવામાં ડુબી ગયો છે. એવા માણસ કને તમારા પૈસા પાછા મળવા મુસ્કેલ છે. અને આવી સખ્ત માંદગીમાં તમારે પૈસાની જરૂર પડે એ સ્વાભાવિક છે; માટે આ સાથે બે હજાર રૂપિયાની હુંડી બીડી છે તે આપના ગામે જ વટાવી લેશો. એ પૈસાને દેવું ગણી પાછા આપવાની ઉતાવળમાં ના પડશો એવી મારી નમ્ર વિનંતિ છે. આપત્તિમાં સહાય કરવી એ મિત્રધર્મ છે અને તમને અણીને વખતે ઉપયોગમાં લાગવા જેટલું સામર્થ્ય ઇશ્વરે મને આપ્યું છે તો હું મારી ફરજ બજાવી શક્યો છું. આ પત્ર તથા હુંડી સહીસલામત મળ્યાનો તેમજ તમારી સ્ત્રીની તબિયતનો પત્ર તાકીદે લખશો. અહીં અમે ખુશીમાં છીએ

અને ઈશ્વર કૃપાથી વ્હેમનું વાદળ વિખરાઇ જવાથી ક્લેશમુક્ત થયાં છીએ.

લી. તમારા સદાના સાચા મિત્ર **ચં**દુલાલનું સ્નેહવંદન.

**તા. ક. ચં**પકલાલે બે હજાર રૂપિયાની પ્હોંચ તમને આપી હોય તો તે મને મોકલી આપશો તથા એ લ્હેણું મારા નામપર કરી આપશો. જે પૈસા તમને એ નહિ આપે તે એની કને કઢાવવાનો માર્ગ કદાચ હું શોધી શકીશ. એજ.

આ પત્ર કેટલીકવારે લખાઈ રહ્યો. **ચં**દુલાલનો વિચાર **ચં**પકલાલે **માણેક**ને આપેલ ચિઠ્ઠી તથા તે સંબંધી પાછળથી થયલી ખટપટ વિગેરે બધી હકીકત સવિસ્તર લખવાનો હતો. પણ **માણેક**ને એ વ્યાજબી લાગ્યું નહિ. એ ચીઠ્ઠી રસિકલાલને નામે ખોટી રીતે આરોપણ કરી હતી; તે હકીકત જણાવવાની **માણેક**ને કંઇ જરૂર લાગી નહિ. પોતાના વેરમાંજ **માણેક**ને હલકી પાડવા આ કૃત્ય થયું છે. એટલું જણાવવુંજ બસ હતું અને તેમાં જરૂર કરતાં વધારે હકીકત લખી આવી ખટપટનો વિશેષ પરિચય આપવાથી કંઇ લાભ નહોતો.

રૂપિયા બે હજારની **ચં**પકલાલની પ્હોંચ મંગાવી લઈ લ્હેણું પોતાને નામે કરવાની તાજે કલમ પણ **માણેક**ની સૂચનાથીજ ઉમેરાઈ હતી. રૂપિયા મોકલવાની **માણેક**ની પ્રથમથીજ ઇચ્છા નહોતી અને આ યુક્તિ કરે કદાચ **ચં**પકલાલ કને પૈસા પાછા મળે અગર ના મળે તો પોતાનું વેર લેવાનો કંઇ માર્ગ નીકળે એ હેતુથી એણે આવું સૂચન કર્યું હતું. ડાકટર **ન**ગીનલાલના બ્હોળા કુટુંબમાં દરેકના રાગ જૂદા અને ડાકટરની કમાઇની લૂંટાલૂંટમાં બધા પરસ્પર, ઇર્ષ્યાથી ભાગ લેનારા એટલે એ સ્વાર્થ પરાયણતાના વાતાવરણમાં **માણેક**ના ઉપર પણ તેવા સંસ્કારો પડયા હતા. એકત્ર કુટુંબમાં માંહોમાંહે ભ્રાતૃભાવ અને ઉદારતા વધવાને બદલે ઘણીવાર આવું વિપરીત પરિણામ જ આવેલું જોવામાં આવે છે, અને જેમ કુટુંબ મોટું તેમ સ્વાર્થની ખેંચાખેંચ અને દ્વેષ વિશેષ માલમ પડે છે. બધે કંઇ આવું

હોતું નથી પણ જે કુટુંબમાં વડીલની સત્તા શિથિલ અને કેળવણી છાલકી ત્યાં મોટે ભાગે આવુંજ બનવા પામે છે. હૃદયની ઉદારતા સ્વાર્થવૃત્તિથી લોપ થાય છે અને મતલબ વિના કોઇને કંઇ આપવું અથવા અનિવાર્ય આવશ્યકતા કરતાં કંઇ વિશેષ આપવું એ અનુદાર ચિત્તવાળાને ડહાપણની ખામી જેવું લાગે છે. ઉદારતાથી આત્માનો વિકાસ થાય છે, કૃપણતાથી આત્મા સંકોચ પામે છે. પણ એ આત્માના ઉત્કર્ષ કે અધઃપાતનાં ચિન્હો સ્પષ્ટ માલમ પડતાં નહિ હોવાથી કૃપણતાના તાત્કાલિક લાભમાંજ દુનિયાદારીમાં ડાહ્યા કહેવાતા માણસો તણાય છે. સંયુક્ત કુટુંબમાંજ માણસો સ્વાર્થી થાય છે એવું કંઇ નથી, એકલા રહેનારાઓ પણ ઘણા એકલપેટા થઇ જાય છે. પણ જે સંસ્થાનો ઉદ્દેશ ભ્રાતૃભાવને ઉદારતા પોષવાનો છે તેમાંથી જ અવળું પરિણામ આવ્યાના ઘણાને અનુભવ થાય છે.

આ તાજે કલમ પત્રમાં ઉમેરાવી માણેકે પોતાને ઘણી વ્યવહાર કુશળ માની. પત્ર લખાઇ રહ્યો એટલામાં દુકાનેથી મંગાવેલી હુંડી આવી પહોંચી તે બીડી પત્ર તેજ દિવસે રવાના કર્યો.

રાત્રે ચંદુલાલ અને માણેક એકાંતમાં શાંત ચિત્તે વાર્તાલાપ કરતા હતા તેમાં માણેકે કંઇ વિચાર આવતાં પૂછ્યું:—

"પણ તમને રસિકલાલ પર એકદમ સજ્જડ વ્હેમ બેસી જવાનું ખાસ કારણ શું? તમે કંઇ એકવાર એમ કહેતા હતા કે એ માણસ સારો નથી તે શાથી?"

"હવે પડી મેલ એ વાત."

"ના બસ, એ શી વાત છે તે કહો."

"એવી પારકી નિંદા કરવાનું જવા દે. આપણે આપણું સંભાળીએ એટલે બસ."

"હવે બહુ ડાહ્યા થવાનું જવા દો. મારી કને વાત જાણવા તમે કેટલી કચ્ચ કરો છો."

"એ તો રસિકલાલે પોતેજ એકવાર કોઇ સ્ત્રીના પ્રેમમાં પોતે ફસાયાનું કબૂલ કર્યું હતું."

"એવી કબૂલાત આપવાનું કંઇ કારણ?"

"એ તો ચાર પાંચ ભાઇબંધો બેઠા હતા ને સંયમ અને બ્રહ્મચર્યની વાતો કરતા હતા; ત્યારે બધાને સોગન દઇ પૂછ્યું ત્યારે રસિકલાલે એકવાર ભૂલ કર્યાનું કબૂલ કર્યું હતું."

"ને બીજા બધાએ?"

"કેટલાએકે વાત ઉડાવી અને ચંપકલાલે પોતે કદી કોઇનાં ઉપર ખોટી દાનત નથી કરી એવી પ્રતિજ્ઞા કરી."

"અને તમે?"

"મને તો કોઇએ પુછ્યું જ નહોતું."

"પણ કંઇ કારણ?"

"મને એ વાત પસંદ ના પડી એટલે હું તો આઘે ન્યુસપેપર લઇને બેઠો."

"ત્યારે તમે જાણ્યું ક્યાંથી?"

"આવી રસિક ચર્ચામાં ભાગ ના લઇએ પણ સાંભળીયે તો ખરા. માથું પેપરમાં પણ કાન અને મગજ તો એ વાતોમાં જ રોકાયલાં કેની?"

"તમને એ વાત શાથી ના ગમી?"

"હું જાણું કે એમાં કોઇ સાચું કહેજ નહિ, તેથી."

"છતાં તમે ચંપકની પ્રતિજ્ઞા ખરી માની."

"તેવા સંસ્કાર તે વેળાએ પડયા. એથી વિરૂદ્ધ માનવાનું મને તે વારે કંઇ કારણ નહોતું. હવે ખબર પડી કે રસિકલાલે તો નિખાલસ દિલથી ખરી વાત હતી તેજ કહી દીધી અને ચંપકલાલે ખાલી દંભ કર્યો.

"તમને પૂછ્યું હોત તો શું કહેત?"

ચંદુલાલે માણેકના ગાલપર ધીમેથી ગેલમાં એક લપડાક લગાવી દીધી.

"જંગલી! તું મારો આખો ઇતિહાસ જાણે છે."

"વગર વાંકે તમાચો મારો છો તે જંગલી હું કે તમે?"

"વાહ! સુકોમળ દિલમાં બહુ વાગી ગયું. લાવ દવા કરૂં?"

કંઇ અટકચાળું કરશે એમ ધારી માણેકે કહ્યું:—

"જાઓ દવા નથી કરાવવી. એ તો મટી ગયું."

"જોવા તો દે!"

"જાઓ! જાઓ! પણ મને એક વાત કહો. તમારા પુરૂષોનાં ચિત્ત આવાં ચંચળ અને અસ્થિર કેમ હશે વારૂ? રસિકલાલ પણ ભૂલે, ચંપકલાલનો તો જાણે ધંધોજ એ અને તમે શાણા બગલા જેવા પણ માંહેલા ગુણ તો મહાદેવજી જાણે એનું કારણ શું? સમૂલગા ચોખ્ખા પુરૂષો ના હોઇ શકે?"

"તુંયે ઉંધી વાત કરે છે. એકલા પુરૂષોનો દોષ કેમ કાઢવો ઘટે? બે હાથ વિના તાળી કેમ પડે? બન્નેનાં મન ચંચળ હોય નહિ ત્યાં સુધી અનાચાર કેવી રીતે સંભવે?"

"એ તો ઉડાવનારો જવાબ છે. પુરૂષોનાં હૃદય સાવ નબળાં હોય છે."

"પણ સ્ત્રીઓ પુરૂષોને લલચાવે છે શું કામ? સ્ત્રીઓ લલચાવે છે ને પુરૂષો લપટાય છે."

"જુઓ પાછી અવળી વાત કરી! સ્ત્રીઓનાં મન તો ઘણાં સાબુત હોય છે. પુરૂષો કેટલાં ફોકટ ફાંફાં મારે છે અને પાછા પડે છે? સ્ત્રીઓનાં હૃદયની સ્થિરતા જોવી હોય તો પુરૂષોના પ્રયત્નની નિષ્ફળતાનો ઇતિહાસ જુઓ. તમે ગમે તેટલી ના કહો પણ સ્ત્રીઓ નીતિમાં પુરૂષો કરતાં ઉંચે દરજ્જે છે. તે વાત તો દીવા જેવી ચોખ્ખી છે. શિકારી પુરૂષો કેટલા હોય છે? શિકારી સ્ત્રીઓ કંઇ દીઠી?

"એ તો મેં તને નથી કહ્યું કે સ્ત્રીઓમાં મનોબળ વિશેષ હોય છે. સ્ત્રી ધારે તો પોતે પડે અને પુરૂષને પાડે પણ પુરૂષમાં એવું ધાર્યું કરી સ્ત્રીને ડગાવવાની શક્તિ નથી. પુરૂષ લાલચુ છે.

સ્રીને ભોગ્ય માની એણે પોતાનો અધઃપાત આણેલો છે.”

“ત્યારે અમને નાહક વગોવો છો શું કામ? અમારીજ સ્વતંત્રતા ઉપર કેમ અંકુશ મૂકો છો?”

“એનું કારણ તો તમારી સ્થિતિ અને સંયમ બહારની દુનિયામાં પુરૂષોને મોટે ભાગે કરવાનું તે અનિવાર્ય અને પુરૂષોની વૃત્તિ મલિન માટે સ્રીઓ તેમનાથી દૂર સારી. વાઘ બકરીના વેરમાં બકરીને જ બાંધી રખાય કંઇ વાઘને કોઇ બાંધતું નથી. તેમજ સ્રીયોને માથે સંયમ ધર્મ મૂક્યો તે પાળવાની તેમની શક્તિ વિશેષ છે. જો સ્રીયોમાં સંયમ ના હોય તો દરેક ઘર શિકારી પુરૂષો છિન્ન ભિન્ન કરી મૂકે”

“એ સ્થિતિ મટશે ક્યારે? શું સુધારો નહીજ થાય?”

“સુધારો અવળે માર્ગે ચાલે છે એટલે ફળીભૂત કેમ થાય? પુરૂષો સંયમ રાખી સ્રીઓને ભોગ્ય વસ્તુ માનતા અટકે તો જલદી સુધારો થાય. આર્ય સંસારમાં વિશુદ્ધિને ઘણું મોટું સ્થાન છે અને વ્યભીચારનો દોષ સામાજિક તેમજ ધાર્મિક દૃષ્ટિયે ઘણો ગંભીર મનાય છે. ગૃહની પવિત્રતા અને વંશની નિર્મળતા વિષે સાધારણ રીતે દરેક ગૃહપતિને આગ્રહ હોયજ. જ્યાં સુધી પુરૂષો નિર્બળ અને વિકારી ચિત્ત રાખે ત્યાં સુધી સ્રીઓ પર અંકુશ મૂકાવાનોજ. જંગલમાં કાંટા હોય તો કાંતો આખા રસ્તાપર ચામડું પથરાવવું કે પોતાને પગે જોડા પહેરવા. એમાંથી સુગમ રસ્તોજ બધા લે છે અને પુરૂષોની વિકારમયતા નથી અટકાવી શકાતી માટે પોતાના સ્રી વર્ગ ઉપર દરેક જણ અંકુશ મૂકે છે. આમાં અવિશ્વાસ સ્રીઓનો નહિ પણ બહારના પુરૂષોનો હોય છે.”

“તમે શબ્દ છળ કરો છો. શું સ્રીઓનો અવિશ્વાસ નથી હોતો?”

“કોઈ જગ્યાએ હોય છે. પણ એટલો બધો નહિ. પુરૂષોની મલિન વૃત્તિઓ તો દેખીતીજ છે. આગગાડીના જાજરૂઓ તેમજ

મહોલ્લાની ને રસ્તા ઉપરની ભીંતો કે દરેક જાહેર જગ્યાએ કેવી ગંદી ગાળો લખાય છે. વાતચિતમાં પણ ધાણીચણાની પેઠે કેવા અશ્લીલ શબ્દો બોલાય છે. એકાંત રસ્તાપર કે ભીડમાં સ્ત્રીઓને કેટલાં અટકચાળાં થાય છે અને સાધારણ રીતે જુવાન સ્ત્રીઓ ઉપર કેટલી વિકારી દૃષ્ટિએ જોવાય છે. આ બધું વર્તન આપણા પુરૂષ વર્ગની અધમતા સિદ્ધ કરી રહ્યું છે. આમ પુરૂષોની અધમતા સ્ત્રીઓની સ્વતંત્રતાના માર્ગમાં અંતરાય રૂપે નડે છે. પુરૂષોના ભાવ નિર્મળ થાય તો કાલે સવારે સ્ત્રીઓ સ્વતંત્ર થાય."

"કેમ પુરૂષોનો બચાવ કરતા કરતા તમે તો તેમની અધમતા ઉપર ઉતરી પડયા ?"

"પોતાની જાત ઉપર આવે ત્યારે બચાવ કરવો પડે પણ વિવાદ કરવા બેસીએ ત્યારે સત્ય હકીકત કહ્યા વિના કંઇ ચાલે ?"

"પણ એ વસ્તુસ્થિતિ સુધરે કેવી રીતે ?"

"તે તો હું કેમ કહી શકું ? સ્વચ્છંદ પણે વર્તવાના સુધારાથી તો નહિજ એટલું નિશ્ચય. સંયમ ધર્મ પુરૂષોએ શીખવો રહ્યો તે શીખવે એક ધર્મ અને બીજો સ્નેહ. હાલતો કેળવણીમાં ધર્મ નથી અને સુધારામાં નિરંકુશતા છે, એટલે ઉલટી વસ્તુસ્થિતિ બગડતી જાય છે."

"ચાલો હવે આખા જગતની વાતો જવા દો. તમે તો ઠેકાણે રહેશો કે નહિ ?

"હા ! હા ! હું તો હવે તારા સ્નેહ બંધનથી બંધાયલો તે ઠેકાણેજ છું ને."

"ફરી મોતીને ત્યાં ગયા હતા ?"

"ના, તારા સમ."

"ચંપકલાલ મળ્યો હતો ?"

"એકવાર મળવા આવ્યો હતો પણ મેં વાત ટૂંકેથી પતાવી.

મારી મોતીને ત્યાં જવાની વૃત્તિ નથી અને એના કપટ વિષે મારી ખાત્રી થઇ ગઈ છે એટલું સ્પષ્ટ કહી નાંખ્યું."

"શું કહ્યું તે બરાબર કહોની ?"

"એમજ કહ્યું કે આ બધો તમારો પ્રપંચ છે તે હું સમજું છું માટે મહેરબાની કરી મારાથી દૂરજ રહેજો.

"ખરી વાત ?"

"હા! હા! તારા સમ!"

"ચાલો ઉઠો હવે બહુ મોડું થયું. વાતોમાં તો આખી રાતે નહી જણાય."

# પ્રકરણ ૨૨ મું.

## વત્સલમાતા.

રસિકલાલનું વતન કાઠિયાવાડના ભાવનગર શેહેરમાં હતું અને મહાલક્ષ્મીનું પિયર પણ ત્યાંજ હતું. મહાલક્ષ્મીની માંદગી ભયંકર હતી અને વૈદ્ય ડાક્ટરોએ હાથ હેઠા મૂક્યા હતા. એ બિચારી સુવા-રોગમાં સપડાઇ હતી અને બે નાનાં છોકરાં અને ત્રીજું નવું અવ-તરેલું અણવિકસ્યું કુમળું બાળક, એમનું શું થશે એ વિચારથી મરતાં મરતાં પણ તે શાંતિ મેળવી શકતી નહોતી. રસિકલાલની સજ્જનતા બાબત તો એની ખાતરી હતી પણ એ ફરી પરણે તો નવીના હાથે બાળકોની શી વલે થાય તેની અવનવી કલ્પનાએ કરી તે શારીરિક વ્યાધિને ને માનસિક શોચનાથી વધારી રહી હતી. જ્યારથી એની સ્થિતિ ગંભીર હોવાનો એને વ્હેમ ગયો ત્યારથી "એમને બોલાવો, એમને બોલાવો." એજ રટણ એ કરી રહી હતી. રસિકલાલને તેડાવવા તાર કર્યો છે એવી એની ખાત્રી થઇ ત્યારે એને કંઈ શાંતિ વળી અને એની આંખ મળી. ઉંઘમાં પણ "આવ્યા, ક્યારે આવશે, એ ઝંખનાઓ થયા કરતી, અને જાગૃતિના સમયમાં તાર પહોંચતા કેટલો વખત

લાગે છે, કેટલી ગાડીઓ મુંબઇથી કીયે કીયે વખતે નીકળે છે અને તે ભાવનગર ક્યારે પ્હોંચે એજ ચર્ચામાં એને વિશેષ રસ પડતો. એ અધીરાઇની ઘડી ઘડી ઉપજતી આશા અને નિરાશાની સ્થિતિનો અસહ્ય ઉચાટ તો અનુભવ વિના સમજવો ઘણો કઠણ છે. એક બાજુ એમના આવતાં સુધી શરીર સંભાળી રાખવાની કાળજી, બીજી બાજુ હજુ કેમ ન આવ્યાની ચિંતા, અને મન અન્યત્ર રોકાયલું હોય ત્યારે ખબર લેવા આવનારાઓને આપવા પડતા તેના તે સવાલ જવાબથી ઉપજતો ત્રાસ, તથા નામરજીએ સાંભળવી પડતી ગામની કુથલી એ બધા વચ્ચે મહાલક્ષ્મીનું મન વ્યગ્ર થઇ ગયું હતું. આ વેદનામાં વરવા યોગ્ય પુત્રીઓની માતાઓ એના અનિષ્ટની શંકા કરી પોતાની દીકરી એની જગ્યાએ દેવાના અત્યારથી ઘાટ ગોઠવતી એના જાણવામાં આવતી ત્યારે તો એના તિરસ્કારનો પાર ના રહેતો. આમ મરવા સૂતેલી બિચારી મહાલક્ષ્મીના દુઃખનો પાર નહોતો અને એ આવશે ત્યારે મારા મનનું સમાધાન કરશે એજ એના અનવધિ દુઃખમાં આશાનું કિરણ હતું.

રસિકલાલ આવ્યા અને દંપતી મળ્યાં. તોફાની દરિયાની પેઠે બન્નેનાં હૃદય ઉછાળા મારી રહ્યાં હતાં. એ મેળાપનું વર્ણન કરતાં સમર્થ કવિની કલમ પણ થાકી જાય.

સગાં અને સ્નેહીઓને મળવામાં પ્રથમ જે વખત ગયો તે બન્નેને કાળ જેવો લાગ્યો. એ થોડો સમય કેમે કર્યો ખૂટે નહિ, અને સ્નેહી બંધુઓપર પણ તિરસ્કાર છૂટે. છેવટે બધાં સમજી આઘાં પાછાં થઇ ગયાં, કે મહામક્ષ્મીના ખાટલાપર જઇને રસિકલાલ બેઠો. શક્તિ નહિ છતાં પતિનો હાથ ઝાલી સ્નેહાળ રમણી બેઠી થઇ અને બન્ને એક એકની કોટે વળગીને ઘણીવાર શાંત રહ્યાં. થોડીવાર સુધી બેમાંથી કોઇ બોલ્યું નહિ, શું બોલવું તે સુઝયું નહિ. કેટલીવારે ઉછળતાં મોજાં કંઇ શાંત પડયાં એટલે મહાલક્ષ્મી કોટેથી છૂટી પડી પતિનો હાથ હાથમાં લેતી બોલીઃ—

" હાશ હવે તમે આવ્યા એટલે મને ટાઢક વળી. હવે હું નિરાંતે મરીશ. વ્હાલા ! હું તમારીજ વાટ જોતી હતી. આમ મને છેક કેમ વિસારી મૂકી હતી. મરતાં મરતાં પણ તમારાં છેવટનાં દર્શનની આશા ના રાખીએ ? મારા મનમાં શું શું થયું હશે તે તમે શું જાણો ? આ બધાંયે શું જાણે ? "

બોલતાં બોલતાં મહાલક્ષ્મીની આંખમાં આંસુ આવી ગયાં, રસિકલાલનાં અશ્રુ પણ ખાળ્યાં રહ્યાં નહિ અને બન્ને પાછાં એક એકને કોટે વળગી ખૂબ રોયાં. રડીને હૃદય ખાલી કર્યાં એટલે જીભ છૂટી થઇ. રસિકલાલે કહ્યું:–

" વ્હાલી ! આવી અનિષ્ટની શી શંકા કરે છે ? તને હવે સારૂ થઇ જશે. મને પ્હેલાંથી ખરી સ્થિતિ કેમ ના જણાવી ? મારાપર તો બધા આશા ભર્યા કાગળ આવતા હતા છેલ્લા કાગળમાં કંઇક સ્થિતિની ખબર આપેલી એટલે હું આવવાની તૈયારીજ કરતો હતો એટલામાં તાર મળ્યો અને તેજ દિવસે હું નીકળી આવ્યો. "

" ચાલો હવે તમે આવ્યા એટલે બસ. જ્યાં સુધી મને સારા થવાની આશા હતી ત્યાં સુધી તો હુંજ તમને ખબર આપવા ઇચ્છતી નહોતી. "

" હવે તો જરા ઠીક છે ને ? "

" શરીરને તો ઠીક નથી પણ મારા મનમાં શાંતિ વળી. હવે હું સુખેથી મરીશ. તમને બે ચાર વાત કહી દઉં એટલે મારો જીવ ઠેકાણે પડે. "

" આવી અનિષ્ટની શંકા કરવી મૂકી દે. તું જરૂર સારી થશે '

" એવી ખોટી આશાથી હું મનને ઠગતી નથી. મને જીવવાની તૃષ્ણા નથી, મને ફક્ત આ બાળકોની ચિંતા છે. હું શાંતિથી મરૂં એમ ઇચ્છતા હો તો બાળકોની સંભાળ લેવાનો કોલ આપો. "

" અરે ઘેલી એ શું બોલી ? શું મારી તારે માટે લાગણી ક્ષણિક તું સમજે છે ? આપણી નિર્મળ પ્રીતિ કદીએ ભૂલાય ? તું

જો જાય તો મારે ફક્ત છોકરાંને માટેજ જીવવાનું રહ્યું ને?"

"ઘણા પુરૂષો એવુંજ બોલી ફરી પરણે છે. મને આંખ આગળ દેખો છો ત્યાં સુધી પ્રીતિની વાતો છે. મારી આંખ મીંચાઇ કે ધીમે ધીમે બધું ભુલાઇ જવાનું. દુઃખનું ઓસડ દહાડા. દુઃખ તાજું હોય ત્યાં સુધી લાગે કે મારા જેવું દુઃખ કોઇને નથી અને શ્મશાન વૈરાગ્ય આવે. વખત જતાં બધું વિસારે પડે ને ફરી પરણવાની ઘરડાને લાલચ થાય છે તો તમે તો હજી નાના સરખા છો. માટે આ બે છોકરાં જીવે તો આ કુમળાં બાળકનું માની પેઠે જતન કરવાનો કોલ આપો અને એવી દઢ પ્રતિજ્ઞા કરો કે મને તમારો વિશ્વાસ પડે."

"પણ હું ફરી બીલકુલ ના પરણવાનીજ પ્રતિજ્ઞા લઉં તો?"

"એ તો હું નહિ માનું. તમને સુખ થાય તેમ તમે કરજો પણ મારાં બાળકને દુઃખી ના કરશો. **સરસ્વતીચંદ્રમાની** ચકલીની વાર્તા જેવું ના કરશો. આપણા ઘરમાં એવો કંઇ ચકલીનો માળો નથી કે છોકરાંને બતાવતી જાઉં અને છોકરાં સમજણાં નથી કે હું એમને બે બોલ કહી જાઉં."

આપણા સંસારમાં સ્ત્રીઓ પુરૂષોને હમેશાં આવાંજ મહેણાં મારતી આવી છે. હું સ્નેહનો ભૂખ્યો છું. મારી વાસના હવે બળવાન નથી અને ન કરે નારાયણ અને તને કંઈ થાય તો મને એવો તીવ્ર વૈરાગ્ય થશે કે કદી ફરી પરણવાની કલ્પના સુદ્ધાં મારા મનમાં સંચાર કરવા નહિ પામે. પછી તો આ છોકરાં માટે જ મારે સંસારમાં રહેવાનું. હું એમનો બાપ અને હુંજ એમની મા. બન્નેની ખોટ પૂરી પાડવા મારાથી બનતું કરીશ. તારો સ્નેહ સાચો નહિ હોય નહિ તો મારી ફરી બીજા સંસારમાં પડવાની કલ્પના તું ના કરે."

"મારો સ્નેહ કેટલો ઉંડો છે તે મારો પ્રભુ જાણે છે. ક્ષણે ક્ષણે હું તમારીજ ઝંખના કરૂં છું. પ્રભુને દરબાર પણ તમનેજ મળવાની ઇચ્છા રાખું છું અને આવતે ભવે પણ તમે જ મળો એમ માગતી મરૂં છું."

" થયું ત્યારે જેવો તારો સ્નેહ છે તેવો જ મારો માન એટલે મનને નિવૃત્તિ રહેશે. "

" હું રાખવા જાઉં છું પણ મન માનતું નથી. પુરૂષના ચિત્તનો શો ભરોસો ? મેં ઘણા દાખલા દીઠા છે ને સાંભળ્યા છે. હજી તો હું જીવું છું તોયે મારૂં ખોટું વાંછી તમને બીજું જોતરૂં વળગાડવા માટે તજવીજ થવા માંડી છે. "

" જા ! જા! એવું તે કંઈ બને ? "

" ના શું બને ? હું મારી નજરે જોઉં છું અને કાને સાંભળુ છું. "

" આપણા ઘરમાં એવું કોણ મારૂ ને તારૂં દુસ્મન છે જે ? "

" આપણા ઘરમાં શું ? એ તો કુંવારી કન્યાઓની માતાઓએ જાળ પાથરવી શરૂ કરી છે. સ્વાર્થ હોય ત્યારે સારાસાર ના સુઝે. ગરજવાનને અક્કલ ના હોય. "

" પણ એવું કહેતાં જીભ જ કેમ ઉપડે ? "

" સીધું કોણ કહે છે જે. એ તો બધું મસે મસે સંભળાવાય. "

" એવી ખટપટ કોણ કરે છે તે કહે તો ખરી ? "

" જવાદોને એ વાત. એમાં કંઇ સાર નથી. તમારે જે ગમે તે પસંદ કરજો પણ મારાં છોકરાંને જીવની પેઠે જાળવજો. "

" જો વાત ઉડાવી-મને કહે કોણ એવું તારૂં અહિત અત્યારથી વાંચે છે. કોઇ આપણા સગાંમાં તો નથી ? "

" સ્વાર્થ હોય તો સગુંયે દુસ્મન થાય. આઘે શું કરવા જાઉં મારી જ માસી, એમની કંચન ને દેવાનો વિચાર કરી રહી છે. ભૂખી કુતરી ભટુડીયાં ખાય, તે વાળી વાત છે. "

" તારી માસી ? દુનિયાં અજબ છે. શું મોઢું લઇને એમનાથી હાલ એવી વાતે ઉપાડાય. "

" ચોખ્ખું તો શું ધૂળ કહે છે પણ રડયું આપણામાંયે કંઇ અક્કલ હશે કેની. આપણાં છોકરાંની તેવડ કંચન કને ખાસ રખાવે છે અને બધા આગળ કંચનના છોકરાં ઉપરના ભાવની અને એ

કેટલી બધી કાળજી રાખે છે તે ફુલાશ મારે છે. માસીની જીભ કંઇ ટૂંકી નથી અને હિંમતે જબરી છે. ભલું હશે તો મને છેલ્લાં છેલ્લાં ભલામણે કરતાં જશે."

"હવે તારૂં કાળજું ઠેકાણે રાખ. કંચન તારી બ્હેન તેને હું પણ બ્હેન જેવીજ ગણીશ. લે આ વચન જોઇએ તો."

"એવા મારે તમને બાંધવા નથી. તમારે ફાવે તેમ કરજો. મને તો મારાં છોકરાંની સંભાળ લેવાનો કોલ આપો."

"લે આ કોલ. હું ઇશ્વર પ્રતિજ્ઞાથી કહું છું કે છોકરાંની હું તારા જેટલી જ સંભાળ લઇશ. કરનાર તો શ્રી હરિ પણ મારા બનતા ઉપાયે હું ઓછું નહિ આવવા દઉં. હું ફરી નહિ પરણું એ બાબતનો પણ લે આ બીજો કોલ આપું છું."

"જુઓ ના પળાય તેવાં વચન આપવાં નહિ. હું તમને કહેતી નથી છતાં તમારી ઇચ્છા નથી તો તમને ફરી પરણવાનો પણ આગ્રહ કરીશ નહિ."

"મને બીલકુલ ફરી લગ્નની ઇચ્છા નથી. હું મારો પિતા ધર્મ અને માતા ધર્મ છોકરાઓ પ્રત્યે બજાવીશ, એમાં તારે લેશ માત્ર સંશય રાખવો નહિ."

"તમે આજે કહો છો ને પાછળથી તમારી મતિ ફરી જાય માટે તમારી ખાત્રી શી? તમારૂં ચિત ડગી જાય ત્યારે તમને ઠેકાણે લાવનાર કોણ. તમને તમારી પ્રતિજ્ઞાઓ ને કોલ સંભારવા હું તો કંઈ પાછી આવવાની નથી."

"ત્યારે શું કરૂં. તું કહે તો ચાર માણુસની રૂબરૂ પ્રતિજ્ઞા કરૂં."

"એવું તે કંઇ થતું હશે. સાક્ષી રખાતો નથી અને તમારાં વચનનો વિશ્વાસ પડતો નથી."

"આખાં જગતને સાક્ષી રાખીયે તો."

"તે કેવી રીતે?"

"આવતી કાલે નક્કી કરીને કહીશ. હાલ તો હવે તું બહુ

થાકી ગઇ છે માટે સુઇ જા. હું જરૂર ફરી લગ્ન નહિ કરૂં અને છોક-રાંને હૃદયથી અળગાં જરાયે નહિ થવા દઉં. તારી પ્રીતિની સ્મૃતિથી જ હું સંતોષ માનીશ, અને ઇશ્વર મેળવશે ત્યારે સ્વર્ગમાં ભેગાં થઇશું. પણ મને તો હજી લાગે છે કે તારી આ ભ્રાંતિ છે અને તું સારી થઇશ."

"હવે તમે સુઈ જાઓ–ઇશ્વર સૌ રૂડાં વાનાં કરશે."

"મહાલક્ષ્મીને આજે ઘણે દહાડે શાંત નિદ્રા આવી. અડધી રાત્રિ રસિકલાલે કવિતા કરવામાં અને આંસુ ગાળવામાં કાઢી, અને પાછલી રાતના ઉંઘ લીધી પણ તે નહિ જેવીજ. બીજે દિવસે રસિક-લાલે રાતની બનાવેલી કવિતા મહાલક્ષ્મીને બતાવી. મહાલક્ષ્મીએ પુછ્યું કે "આ શું કરવા!"

"કાલે મેં તને નહોતું કહ્યું કે હું જગત સમક્ષ પ્રતિજ્ઞા કરીશ કે હવે ફરી લગ્ન નહિ કરૂ. આ કવિતા એક પ્રસિદ્ધ માસિકમાં મારી સહી સાથે મોકલીશ અને તે મારાં નામ સાથે છપાશે એટલે ફરી જો હું સંસારમાં જોડાવાની ઇચ્છા કરૂં તો મને ઘણા કહેનારા મળે. હું કવિ નથી પણ હૃદયના ભાવ ઠાલવી આ થોડી લીટી ઘસડી કાઢી છે અને માંહે દર્દ છે એટલે તંત્રી છાપવા ના નહિ પાડે. વળી મારે ઓળખાણ પણ છે."

"મને વાંચી બતાવો."

### સ્ત્રીની મરણ પથારીએ.

#### ગઝલ.

સ્ત્રી— જીવન દોરી થઇ પૂરી,
રજા આપો હવે વ્હાલા!
અધુરી પ્રીત આ મૂકી;
પ્રભુ તેડે અરે વ્હાલા.
મને ભૂલી જશો ના હો,
સ્મરણમાં રાખજો કંઇ તો.

હવે મળીશું હરિને ત્યાં,
પિયુ આ સ્નેહ ભુલશો ના.
પ્રભુને ઘેર હો વ્હાલા,
કદી વિયોગ પડશે ના.
સદા સાથે પછી રહેશું,
અખંડાનંદમાં વ્હેશું.
રખે ભૂલો મને ભૂલો,
ભલે ભૂલો અરે વ્હાલા,
તથાપિ દીન બાલુડાં,
કદી વ્હાલા વીસરશો ના.
અરે આ બાળુડાંને હો,
તજી જાતાં જીગર ફાટે,
મરણની શાંતિમાંયે એ,
અશાંતિ ઉર ભારે છે.
અરે વ્હાલા! કદી આ દીન,
બાળુડાં વીસરશો ના.
નજરથી દૂર કરશો ના,
પતિ મ્હારા વીસરશો ના.
પરાઇ પ્રીત કરશો ના,
બાલુડાં વીસરશો ના.
હૃદયથી દૂર કરશો ના,
પ્રભુને ઘેર હો વ્હાલા.
હવે મળશું અરે વ્હાલા,
અચિંતું તેડું આવ્યું આ.
સુખેથી જીવ જાયે ના,
અજબ હુંડી! પ્રીતિ મારી,
કદીયે નાથ ભૂલશોમાં.

નમાયાં દીન બાળુડાં,
પિયુ મ્હારા વીસરશો ના.

---

પતિ—

અરે વ્હાલી! તું ક્યાં ચાલી,
મને મૂકી ન જા વ્હાલી.
તજી વ્હાલી મને જાશે,
હૃદય આ ભસ્મ થઇ જાશે.
સ્મરણમાંથી તું ખસશે ના,
હૃદય આ પ્રીતિ ભૂલશે ના.
થઇ ગઇ પ્રેમની ખાખ,
ઉરે વિશ્વાસ તું રાખ.
હૃદય મંદિર આ ખાલી,
રહેશે તે હવે ખાલી.
ફરી મળશું પ્રભુને ત્યાં,
રહેશે ત્યાં સુધી ઠાલી.
જીવન યાત્રા તપશ્ચર્યા,
પુરી થાતાં મળીશું ત્યાં.
પ્રભુને દ્વાર હો વ્હાલી!
નમાયાં દીન બાલુડાં,
જીગરથી દૂર થાશે ના.
પિતા માતા ઉભય ધર્મો,
સ્વીકારૂં હું હવેથી હ્યાં.
કદી આ દીન બાળુડાં,
વીસારૂં ઉરથી વ્હાલી.
જીગર આ તો જમી જાશે,
વિભૂતિ સ્નેહની થાશે.
હૃદય આજે જળી જાશે,
પુનર્જીવન નહિ પામે.

પ્રિયા તું શાંતિ સાધી લે,
હૃદયનો કોલ માની લે.
સ્મરણ તારૂં સદા સાજું,
રહેશે ઉરમાં તાજું.
પ્રીતિમૂર્તિ રૂપી આ જે,
ઉભયનાં બાળકો છે તે.
ઉરે મારે સદા રહેશે,
હૃદય એને ન વીસરશે.
અરે વ્હાલી તું ક્યાં ચાલી,
દયા કૈં રાખ ઓ વ્હાલી;
પ્રભુ કૈં તો દયા લાવો,
હૃદયની દેવી શાને લ્યો.

જેમ જેમ કવિતા વંચાતી ગઇ તેમ તેમ બન્ને જણ રડતાં ગયાં. વાંચી ફરી વાચી અને રસિકલાલના હૃદયનો ઉદાર કોલ સમજી મહાલક્ષ્મીને ધીરજ વળી.

"વ્હાલા તમે આ લખ્યું છે તે પાળશો ?"

"જરૂર ! એમાં કંઇ શક ?"

"હાશ ! હવે મને ખાત્રી થઇ. હવે હું સુખે મરીશ."

રસિકલાલે કવિતા પોતાની સહીથી છાપવા મોકલાવી દીધી. રસિકલાલની હાજરીથી મહાલક્ષ્મીને કંઇક શાતા વળી અને તબિયતમાં સ્હેજ સુધારો માલમ પડયો, પણ પાછો ફરી ઉથલો ખાધો. આ ઉથલાની શરૂઆતમાં જ નવું જન્મેલું બાળક મૃત્યુ પામ્યું. મરવા સૂતેલી માતાના આ નાનકડાં બાળનો કોઇએ શોક કર્યો નહિ. બીચારૂં બાળક દુઃખમાંથી છૂટયું અને ઉછેરવાની કડાકૂટ મટી એજ વૃત્તિ સર્વના હૃદયમાં પ્રધાન પણે હતી. આ ઉથલામાંથી ઉઠવાની હવે આશા રહી નહિ એટલે રસિકલાલે ચંપકલાલ ઉપર રૂપિયા તાકીદે મોકલવા પત્ર લખ્યો. તેજ દિવસે ચંદુલાલ શેઠ ઉપર પણ આપણે

પાછળ વાંચી ગયા તે પત્ર લખ્યો. ચંપકલાલના ઉપર તો આ ત્રીજો પત્ર હતો પણ તેનો કંઇ ઉત્તર મળ્યો નહિ, પણ ચંદુલાલનો પત્ર તથા બે હજારની હુંડી મળ્યાં. રસિકલાલે એ પત્ર મહાલક્ષ્મીને વાંચી સંભળાવ્યો, અને દંપતીના હૃદય ઉપકારવશ થયાં. રસિકલાલ હજી પત્નીને સારા થવાની આશા આપ્યા કરતો હતો પણ એ ચતુર સ્ત્રી સમજી ગઈ હતી કે પોતાનું અવસાન આવ્યું છે. બન્ને રસિકલાલે રચેલી કવિતા રોજ સાથે વાંચતાં ને આંસુ પાડતાં. છેવટે થવાનું હતું તે થયું અને મહાલક્ષ્મીનો આત્મા આ નશ્વર દેહને છોડી ચાલ્યો ગયો. પતિવ્રતા સ્ત્રીયે મરણકાળ બહુ શાંતિમાં ગાળ્યો અને છેવટની ઘડી સુધી ઇશ્વરનું ભજન અને પતિસ્મરણ કર્યા કર્યું.

એ અનાથ બાળકને મૂકી મૃત્યુ પામનારી આ યુવાન સ્ત્રીનું મૃત્યુ ઘણાંને દુઃખદાયક લાગ્યું. રસિકલાલની ઇચ્છાતો સ્ત્રીની પાછળ ફક્ત ધર્મક્રિયાઓ તથા પુણ્યદાન જ કરવાની હતી પણ ઘરડાંઓની ઇચ્છાને તાબે થઇ જ્ઞાતિભોજન પણ આપવું પડયું અને આવા દુઃખ અને શોકની મીજબાની ખાનારા પણ મળ્યાં. રસિકલાલને ઘણું લાગ્યું અને આવા જુવાન મોત પાછળ ભોજન હવે ઘણી જગ્યાએ બંધ થયાં છે માટે આપણે પણ બંધ કરી આપણે ત્યાંથી નવો રીવાજ પાડવો એવો એના મનનો સંકલ્પ મનમાજ રહ્યો.

મરણ પછી થોડે દિવસે “ વનિતા વિનોદ ” માસિકમાં રસિકલાલની કવિતા આવી અને બધાયે ઘણા રસથી વાંચી. આવી દ્રઢ પ્રતિજ્ઞા માટે કેટલાકે પ્રશંસાના અને કેટલાકે સ્ત્રી ઘેલાપણાના ઉદ્દગાર કાઢયા.

સ્ત્રીના દિવસ પાણીથી પરવારી રસિકલાલ છોકરાંને લઇ મુંબઇ આવ્યો. ચંદુલાલને મળ્યો, તેના આગળ હૃદય ખાલી કર્યું.

“ ભાઇ ! જવાની હતી તે ગઈ પણ મારા જીવનનો ઉત્સાહ બધો સાથે લેતી ગઇ. ભણેલીમાં ખપે એટલી તો એ ભણેલી નહોતી પણ એનું હૃદય કોમળ અને દૃઢ સ્વામિભક્ત હતું. આદર્શ ગૃહિણી,

સ્નેહાળ પત્ની અને વત્સલમાતા એ ત્રણ ગુણ એનામાં પરિપૂર્ણ હતા. એવી સ્રીથી હું ભાગ્યશાળી હતો. આર્યસંસારમાં એવી રમણીયો હજી પણ છે એ આપણા પૂર્વજોનાં મહા પુણ્યને લીધે. ધર્મપર આસ્થા, પતિપર શ્રદ્ધા, કુટુંબીઓપર મમતા, ઘરડાંઓ પ્રત્યે સહનશીલતા. ભાઇ એના ગુણ તે હું શા શા સંભારૂં બહારની ટાપટીપ અને રીતભાતનો આડંબર એનામાં નહોતાં પણ એનું અંતર નિર્મળ અને નિષ્કપટ હતું. મારૂં પુણ્ય એટલું જ હશે તે આટલા અલ્પકાળના સહવાસ પછી એ ચાલી ગઇ. ભાઇ! હવે તો આ જીવન શુષ્ક નીરસ લાગે છે, ધંધામાં પણ કંઇ ચિત્ત ચોંટતું નથી, કોઇને મળવું પણ ગમતું નથી. મારી પ્રતિજ્ઞા તો તમે વાંચી હશે. મારે ફરી પરણવું નથી પણ લોકો જંપવા દેતા નથી. કોઇ કાગળ લખે છે તો કોઇ મળવા આવે છે તો કોઇ સીફારસ લાવે છે. એ સંબંધી લોકોને જવાબ આપી આપીને પણ હું કાયર થઇ ગયો. ભાઇ આપણે અમથા અમથા ઘણીવાર સ્રીઓને દેવીઓ કહી ચીડવીએ છીએ પણ આ તો ખરે-ખરી દેવીજ થઇ ગઇ. અરે પ્રભુ! તને આ શું ગમ્યું?"

રસિકલાલથી રડી દેવાયું. ચંદુલાલે આશ્વાસન આપી આંસુ લુછયાં. રડતાનું હૃદય ખાલી કરવા દેવું એજ ઉત્તમ માર્ગ છે. જ્ઞાનનો બોધ તે વેળા એને ગમતો નથી, એમ સમજી ચંદુલાલે દુઃખીને દિલાસો બોલ્યા વિનાજ આપ્યો.

ચંદુલાલે રસિકલાલને પંદરેક દિવસ પોતાને ત્યાં રહેવા આ-ગ્રહ કર્યો પણ તેણે માન્યું નહિ.

થોડા દિવસ પછી વધેલા રૂપિયા રસિકલાલ પાછા આપવા આવ્યો પણ ચંદુલાલે લીધા નહિ અને ફક્ત ચંપકલાલવાળું લ્હેણું પોતાના નામપર ચઢાવી લીધું.

# પ્રકરણ ૨૩ મું.

## ચંપકલાલનું અવસાન.

ચંપકલાલની સ્થિતિ ખરેખરી દયાજનક થઇ ગઇ હતી પણ તે એનાં પોતાનાંજ દુષ્કૃત્યનું ફળ હતું. વૈભવ વિલાસ અને ઉંધા વેપારમાં એણે બાપના પૈસાનું પાણી કર્યું હતું. ઘટતી જતી દોલતને એકદમ વધારવા એણે સટ્ટો કરવા માંડયો તેમાં પ્રથમ જરા લાભ દેખાયો એટલે એને એ છંદ લાગ્યો અને છેવટે કરજદાર બની ગયો. એનામાં બુદ્ધિ નહોતી એમ નહિ, બુદ્ધિ તો તીક્ષ્ણ ચપ્પુની ધાર જેવી તેજદાર હતી પણ સંયમ નહોતો. સંયમ વિનાની બુદ્ધિ અર્થ કરતાં અનર્થ વધારે કરે છે. એજ બુદ્ધિનો ઉપયોગ અવળે રસ્તે જવામાં થવાથી વિનિપાત વહેલો થાય છે. બુદ્ધિની ચમક ગમે તેટલી હોય પણ જો મનોનિગ્રહ ના હોય તો વિષય લાલસા માણસને દુઃખ અને દારિદ્રયમાં ડુબાડી દે છે.

ચંપકલાલના પિતાનો પૈસો પણ નેષ્ટ હતો. અને તેથી અવળે માર્ગે પ્રાપ્ત થયલા દ્રવ્યનો તેવેજ રસ્તે નાશ થયો એમાં એક જાતનો કુદરતી ન્યાય જ હતો. ચંપકલાલના પિતા મૂળ ગરીબ સ્થિતિમાં હતા પણ ખંત અને બુદ્ધિથી આગળ વધી અમદાવાદની એક મીલના એજંટ થવા પામ્યા હતા. લક્ષ્મી એજ એમનું ધ્યેય હતું, તે કેવે માર્ગે મળે છે તે એ વિચારતા નહિ. મીલને અંગે ખરીદાતા તમામ માલ પર વેચનાર પાસે તે ખાનગી બહુ ભારે કમીશન લેતા, મીલનો માલ લેનાર પાસે પણ તેવી જ રીતે કમીશન ખાતા. મીલના ખર્ચમાં જેમ બને તેમ વધારો બતાવવો અને એ ખરચનો ઘણો ભાગ પોતાના ઘરમાં આવે તેની એ ખાસ કાળજી રાખતા. પોતાને મકાન કે બંગલો બંધાવવો હોય તો મીલમાં કંઇ ઓરડીઓ કે વખારો બાંધવાનું કામ કાઢી તેના ખરચમાં જ પોતાનું ખાનગી કામ કાઢી લેતા. ઘરમાંની જૂની નકામી વસ્તુઓ મીલમાં મોકલી

તેને બદલે નવી લાવતા કે તેની કિંમત મોટી મૂકી તે સ્વાહા કરી જતા. ઘરનો ઘણો ખરો ખરચ પણ મીલને અંગેજ નિભાવતા અને પોતાના ઘરનાં માણસોને લાયકાત વિના મીલમાં ભારે પગારે રાખતા. આવી અનેક યુક્તિ પ્રયુક્તિથી તે શેરહોલ્ડરોને રડાવી પોતાનું ઘર ભરતા અને તેથીજ ગરીબ સ્થિતિમાંથી લક્ષાધિપતિ થવા પામ્યા હતા.

આ પ્રમાણે ખોટા હિસાબ બતાવી યુક્તિપૂર્વક સુધરેલી ઠગાઇથી ચંપકલાલના પિતાએ પૈસા પેદા કર્યો હતો. કોઇની આંખમાં ના આવે માટે પેદા કરેલા પૈસાના પ્રમાણમાં વૈભવ પણ પોતાનાથી રાખી શકાતો નહોતો. જગતમાં શેરને માથે સવાશેર તો હોય છેજ તેમ એક બુદ્ધિશાલી માણસે મીલોમાં ચાલતા આવા ગોટાળા જોઇ લીધા અને તેનો ઉપાય યોજ્યો. એજંટ જ આમ મીલના પૈસા હોઇયાં કરી જાય એટલે મીલમાં નફો શાનો રહે. એટલે શેરના ભાવ પણ બેઠેલા જ હોય એમાં શી નવાઇ. પેલા માણસે ધીમે ધીમે અડધા ઉપર શેર ખરીદી લીધા અને પછી મીલમાં ખોટ જાય છે. માટે લીક્વીડેશનમાં (નાદારીને લીધે જપ્તીમાં) લઇ જવાની નોટીશ આપી. એજંટને ગભરાટ છૂટયો. એમને તો તાગડધીન્ના થતા હતા એટલે નાદારીમાં લઇ જવાની શેની ખુશી હોય, પણ અડધા ઉપર શેરના માલીકે જીદ લીધી કે ખોટ હિસાબ જોતાં દેખીતી છે માટે અમારે મીલ આટોપી લેવી છે. એજંટ જો ખરો હીસાબ બતાવે તો પોતે ગુન્હામાં આવે અને ના બતાવે તો ચાલતી કમાઇ જાય. આમ સૂડી વચ્ચે સોપારી જેવી કફોડી સ્થિતિ આવી પ્હોંચી ને હાથના કર્યા હૈયે વાગ્યાં. લીક્વીડેશનમાં જાય તોયે સરકારી માણસો બધો હિસાબ તપાસે એટલે ગોટાળો પકડાઇ જાય અને તે સિવાય શું કરવું તે સુઝે નહિ. છેવટે જે માણસે આ બધી બાજી રચી હતી તેણેજ મીલ વેચાતી લઇ લીધી અને ચંપકલાલના પિતા ઘેર બેઠા. આ ગડબડાટમાં લોકો થોડી ઘણી વાત તો જાણી ગયા એટલે નવી

મીલ કાઢવા જેટલી શાખ રહી નહિ. લાખ મળ્યા પણ શાખ ગઇ એટલે જીવનમાં પણ કંઇ રસ પડયો નહિ અને ઘરને ખૂણે બાઇીનું જીવન પૂરૂ કર્યું.

ચંપકલાલ શોખીન અને વિષયી નીવડયા એટલે પાપી પૈસાએ પગ કરવા માંડયા અને ચોરીનું ધન સટ્ટામાં ગયું અને સાથે ઘરનું થોડું ઘણું દ્રવ્ય હતું તે પણ ખેંચતું ગયું. પૈસા ગયા અને દેવું થયું એટલે ચંપકલાલે પ્રથમ તો મિત્રોને ધૂતવા માંડયા. ભૂખી કુતરી ભટુ-ડીઆંને ખાય એ ન્યાયે એણે જેટલા જેટલા ઉદાર નિખાલસ દિલના ભાઇબંધો હતા તેમની કને કંઇ કંઇ બહાના કાઢી ઉછીના પૈસા લીધા અને નશીબ ઉઘડવાની આશાએ તેમાંનાયે કેટલાક સટ્ટામાં ગુમાવ્યા. મોતીલાલ શેઠ કને પણ પૈસા કઢાવવાની પેરવી કીધી પણ તેમાં તે ફાવ્યો નહિ. કેટલીક વિશ્વાસુ અબળાઓએ એને કેટલીક મદદ કરી પણ જ્યાં આભ ફાટયું ત્યાં ઠીંગડાં દીધે ક્યાં પાર આવે. ફરવા તો શ્રીમંતાઇમાં જોઇએજ. રહેણી કરણી બદલી જો ગરીબ સ્થિતિમાં ઉતરી પડે તો મિત્રો અને મોટા ઘરની સ્ત્રીઓ એની સામુંએ ના જુએ. આમ પૈસા વિના શ્રીમંતાઇનો ડોળ રાખતાં એને અત્યંત પરિશ્રમ પડતો અને રાત્રે નિદ્રા પણ પૂરી નહિ આવતી. મોતી મારફતે ચંદુલાલને હાથમાં લેવાની એની યોજના પણ ઉંધી વળી એટલે એ છેક નાસીપાસ થઇ ગયો.

આ નાઉમેદી અને નિરાશામાં એને એની લંપટતાને લીધે જ એક દુષ્ટ વ્યાધિ લાગુ પડયો. હવે તો બધેજ એ અકારો પડયો અને ઘરમાં નિત્ય ખર્ચના અને દવા દારૂના પૂરા પૈસા પણ મળે નહિ. માણેકને ચંપકલાલ ઉપર બહુજ દ્વેષ હતો અને તેથી એણે ચંદુલાલને સમજાવી રસિકલાલ વાળા બે હજારનો ચંપકલાલ ઉપર દાવો મૂકાવ્યો. કોર્ટમાં લ્હેણાં માટે દાવો થયો એટલે થઇ રહ્યું. થોડી ઘણી બહાર આબરૂ હતી તે પણ ગઇ અને માગનારાઓએ બારણાં તોડી પાડવા માંડયાં. ફટોફટ બીજા દાવા પણ નોંધાયા અને અમ-

દાવાદની સ્થાવર મીલકત ઉપર પણ ટાંચ બેઠી. આમ ચંપકલાલ અનેક રીતે હેરાન થઇ ગયો.

ચંપકલાલની બૈરી સુશીલા નામ પ્રમાણે સુશીલ હતી અને આવી અવસ્થામાં પણ એ સ્વામીની સેવા કરતી અને હિંમત આપતી. એ બિચારી પોતાના દાગીના વેચી જેમ તેમ ઘર ચલાવતી અને પોતાની અંગત જરૂરીઆતોમાં ઘણી કસર કરતી છતાં ચંપકલાલને સારૂં થવાની કોઇ આશા આપે તો દવામાં ઉદારતાથી પૈસા ખરચતી.

ચંપકલાલની આંખ હવે પૂરેપૂરી ઉઘડી હતી અને પોતાનાં દુષ્કૃત્યનું પરિણામ આમ સર્વસ્વ નાશમાં આવ્યું જોઇ એની બુદ્ધિ ઠેકાણે આવી ગઇ હતી.

સુશીલા એક વેળા બપોરે પોતાની બંગડીયો વેચી રૂપિયા લાવી હતી અને ચંપકલાલની પથારી આગળ બેસી ગણતી હતી. ચંપકલાલની આંખમાંથી આ દૃશ્ય દેખી દડ દડ આંસુ વ્હેતાં હતાં. તેણે કહ્યું:—

"વ્હાલી! હવે હું આ રોગમાંથી ઉઠું તેમ નથી. તું તારી કને હવે થોડા ઘણા દાગીના રહ્યા છે તે વેચવાનું રહેવા દે. હવે મને અમદાવાદ લઇ જા અને ત્યાં ન્યાત જાત અને સગાં વ્હાલાંના સાથમાં મને શાંતિથી મરવા દે."

"વ્હાલા! તમે આવું ના બોલો. તમને સારૂં થઇ જશે તમે નહિ હો તો મારૂં શું થશે? જ્યાં સુધી આશા છે ત્યાં સુધી મારૂં જીવન છે. હુંયે પછી જીવીને શું કરવાની હતી. તમને પ્હેલાં બે વાર સારૂં થયું છે તેમ આ વખતે પણ થઈ જશે."

"એ ભ્રમણા હવે મૂકી દે. તારી કને કશું નહિ હોય તો દુનિયામાં તારાથી ઉભાંયે નહિ રહેવાય. સગાં વ્હાલાં બધાં સ્વાર્થી છે. તને કોઈ કશી મદદ કરવાનું નથી માટે બીલકુલ સાધનહીન ના થઈ જા."

"તમે નહિ હો તો મારે સાધનનો કંઇ ખપ નથી. ક્યાં કશી જંજાળ છે. મારી એકલીની ચિંતા ના કરશો."

ચંપકલાલે નિસાસો મૂકતાં કહ્યું:—

"અરે પ્રભુ! મેં હાથે કરીને જ તમામ આપત્તિ વ્હોરી લીધી છે. કહ્યું છે કે **भोगे रोग भयम्** તે મેં પૂરેપુરૂં પ્રત્યક્ષ દીઠું. મેં કેટલી દુષ્ટતા કરી છે તેનો તને ખ્યાલ નથી. મને મારાં કર્મનું ફળ મળે તે વાસ્તવિક છે. પણ તારે યે મારાં દુરાચરણની શિક્ષા ભોગવવી પડે છે તે મારાથી નથી ખમાતું. મારો રોગ તને થયો. ઇશ્વર કૃપાએ તને સારૂં તો થયું પણ તું સદાકાળને માટે વંધ્યા થઇ અને આપણે નિર્વંશ થયાં. મારી મૂર્ખતાથી ત્રણ પેઢી ચાલે તેટલી લક્ષ્મી મેં આ ત્રણ વરસમાં ગુમાવી. અત્યાર સુધી મેં સ્વાર્થ અને ભોગ વિલાસ વિના બીજો વિચાર કર્યો નથી. મારાં પરાક્રમની પરાકાષ્ઠા વૈભવ વિલાસમાં આવી ગઇ. હું મારી જાતને બહુ હુશિયાર માનતો હતો, હવે જોઉં છું કે મારા જેવો મૂર્ખ કોઇ નહોતો. દુઃખ દર્દથી રીબાઇ હું આ મરવા સૂતો છું અને તને દુઃખમાં નિરાધાર મૂકી જાઉં છું."

"હવે તમે પાછલા વિચાર કરવા મૂકી દો અને મારે માટે કશી ફીકર ના કરો."

"તું મારાં બધાં પાપ જાણતી નથી તેથીજ એમ કહે છે. તને પણ મ્હેં બહુ ઠગી છે. તારા જેવી પવિત્ર સ્ત્રીના સંબંધનું સુખ હું હવે છેવટે સમજ્યો પણ તે શા કામનું? હવે તારી કને કેટલા દાગીના બાકી છે તે તું મને કહે અને હવે એક પણ વેચે તો તને મારા સોગન છે."

સુશીલાએ સંતાડેલો દાબડો લાવી ચંપકલાલ કને મૂક્યો. ચંપકલાલે દાગીના જોઇ આશરો કાઢયો અને કહ્યું:—

"બસ આજ? આના તો પૂરા બે હજારે પણ નહિ આવે. હવે તું વેચશે તે મારાથી નહિ સહન થાય. મારે હવે દવા નથી

કરવી. આજના પૈસામાંથી ઘરનું ભાડું ચુકવી મને અમદાવાદ લઇ જા. મારે માટે જીવ બાળે એવું તો કોઇ નથી પણ મને મારી જન્મભૂમિમાંજ દેહ મૂકવાની ઇચ્છા છે.”

સુશીલાએ નિરૂપાયે તેમ કરવા તૈયારી કરવા માંડી. આ અણીને વખતે સહાય કરે તેવો કોઇ મિત્ર પણ રહ્યો નહોતો. ઝાડ લીલું હતું ત્યાં સુધી અનેક પક્ષીઓ આવી બેસતાં પણ હવે સુકાઇ ગયું એટલે સૌ ઉડી ગયાં. ચંપકલાલના મિત્રોમાં કેટલાક એના જેવાજ એટલે સુશીલા પર કુદ્રષ્ટિ કરવા ચૂકતા નહિ અને મર્મમાં પોતાનો આશય જણાવતા પ્રયત્ન કરતા પણ સુશીલા એ બધાથી દૂરજ રહેતી. આ આપત્તિના સમયમાં કેટલાક બહારથી દયાની લાગણી બતાવનારાઓએ બિચારીને વધારે કનડગત કરવા માંડી. દુઃખમાં છે, દ્રવ્યની જરૂર છે એટલે હવે આપણે ફાવીશું એવી આશા રાખનારાઓ પણ નિરાશ થયા. એ પાપીઓનો અત્યંત તિરસ્કાર કરી સુશીલાએ પાછા કાઢયા, અને તેમની મદદ વિના પોતાનો કારભાર નભાવવા માંડયો. સુશીલા દુઃખથી ડગી નહિ અને વધારે હિંમતવાન બની પુરૂષનું કેટલુંક કાર્ય જાતે ઉપાડી લીધું. બુરી દાનતથી જેઓ ફેરો ખાવા, મદદ કરવા ઇચ્છતા હતા. તેમનો ઘરમાંથી પગ ટાળ્યો અને જેઓ જૂની મિત્રતાનો અને પોતાની દ્રઢતાનો ઢોંગ કરતા હતા. તેમને ચંપકલાલ કને ઉઘાડા પાડયા. આ તેજસ્વી સ્ત્રી કોઇથી બ્હીતી નહિ અને દુઃખે એને દશગણું બળ આવ્યું. દુષ્ટ માણસો જેમ જેમ એ ઘરમાંથી ખરી ગયા તેમ તેમ કોઇ સજ્જન પાડોશીઓએ આ દુઃખી બાઇને કેટલીક મદદ કરવા માંડી. સ્ત્રીઓ તો પ્રથમથી જ સુશીલાને પૂજતી અને એની કને કંઇ શીખતી અને એની વાતો સાંભળતી.

બીન જરૂરી સરસામાન વેચી બાકીનો અમદાવાદ રવાના કરી દીધો અને એક અઠવાડીયામાં તો મુંબઇ હમેશને માટે મૂક્યું. અમદાવાદમાં પણ ચંપકલાલની દવા તો કંઇ પણ દ્રવ્યનો સંકોચ કર્યા વિના સુશીલાએ કરવા માંડી. પોતાનો રોગ ભયંકર અને લાંબી મુદત

પ્હોંચે એવો એટલે ચંપકલાલ કંટાળ્યો. પાડોશીઓ અને સગાં વ્હાલાં ખબર લેવા આવે જાય અને પાછળથી ચંપકલાલની દુષ્ટતા અને મૂર્ખતાની નિંદા કર્યા કરે. સુશીલાના પિયરમાં કોઇ હતું નહિ અને ચંપકલાલના સગાંમાંથી કોઇ તરફ મદદની આશા નહોતી. રોગ લાંબો પ્હોંચશે આમ ખરચ ચાલશે તો ખાવા દાણો પણ નહિ રહે એ વિચારે ચંપકલાલ ગાંડા જેવો થઇ ગયો.

" ઓ પ્રભુ ! મને શિક્ષા કરે તે યોગ્ય છે પણ આ ગરીબ બિચારીનું શું થશે. એનો કોઈ ભાવ પૂછવાનું નથી માટે આ નિરૂપયોગી જીવનને લંબાવી એને રઝળતી કરવામાં શું સાર ? દેહ મૂકતાં કેટલું કષ્ટ થતું હશે તે તો ખબર નથી પણ આટલું ત્યારે એટલું વધારે એને ખાવા રોટલો ના રહે તો મારે જીવ્યાનો શો અર્થ ? આ પાપી જીવનને થોડા મહિના લંબાવવાથી એ બીલકુલ નિરાધાર થશે તેના કરતાં હું આ બાકીનું જીવન એના લાભ માટે તજી દઉં તેમાંયે શું ખોટું ? જીવતાં તો મેં એને કંઇ સુખ ના આપ્યું પણ મારા મરવાથી એને થોડું સુખ થતું હોય તો એટલો ત્યાગ કેમ ના કરવો એ પુણ્યથી મારા પાપી આત્માનું કંઇ કલ્યાણ થાય તો થાય. કશું ના થયું પણ આટલું બાકીનું જીવન તો એના સુખ માટે સમર્પણ કરજ કરૂં. "

આવો નિશ્ચય કરી પોતાની ઇચ્છા મુજબ કરવા માટે ઉપાય શોધવા માંડયા. ઉંઘ નથી આવતી માટે મને જરા જરા અફીણ આપ એવું એણે સુશીલાને કહ્યું. ચંપકલાલની મતલબ એવી હતી કે એ બ્હાને અફીણ ઘરમાં આવે તો સામટું ઘોળીને પી જવું. સુશીલાએ ડાક્ટરની રજા સિવાય એવું ઉંટવૈદું કરવાની ના પાડી. એ ચતુર સ્ત્રી ચંપકલાલનો આશય સમજી ગઈ અને ત્યાર પછી ઉલટી વિશેષ કાળજી લેવા માંડી. ચંપકલાલે પણ જે નિશ્ચય કર્યો તેને પાર લાવવાને પ્રયાસ ચાલુ રાખ્યો. એક દિવસ સંધ્યાકાળે ઘરમાં રસોઇ કરતી હતી અને ચંપકલાલ કને ધોવાની દવાની શીશી પડી હતી

તેના ઉપર Poison ઝેર એમ લખેલું હતું. ઇશ્વરનું સ્મરણ કરી પોતાના પાપની ક્ષમા માગી ચંપકલાલ એ શીશી ગટગટાવી ગયો અને ખાલી શીશી સંતાડી દીધી કે સુશીલાને વ્હેમ પડે નહિ.

એ કલાક પછી ચંપકલાલને પેટમાં કંઇ કંઇ થઇ જવા માંડયું અને સુશીલાએ સેક વિગેરે ઉપચારો કર્યા. બે ત્રણ ઉલટીઓ પણ થઇ. ડાક્ટરને બોલાવવા સુશીલાએ બહુ આગ્રહ કર્યો પણ ચંપકલાલે પોતાનું દુઃખ છુપાવવા બનતો પ્રયત્ન કર્યો.

"હવે મને ઠીક લાગવા માંડયું છે. સવારે થઇ રહેશે. તું જરા સુઇજા." એમ આશ્વાસન ચંપકલાલે આપ્યા કર્યું. સવાર પડતાં પ્હેલાં તો ચંપકલાલની શુદ્ધિ ઓછી થવા માંડી અને સુશીલાએ ગભરાઇને મળસ્કે ડાક્ટરને તેડવા મોકલ્યું. ડાક્ટરે આવીને તપાસી કહ્યું કેઃ–

"આપે કંઇ પીધું છે."

સુશીલા ગભરાઇ, બે બાકળી થઇ. શું પીધું હશે તે એને સમજ પડી નહિ. એણે કહ્યુંઃ—

"ડાક્ટર સાહેબ હું એમની કને કશું રહેવા દેતી નથી. મને એમની ખાતરી પડતી નહોતી એટલે હું બહુ સંભાળ રાખતી હતી અને મારા સિવાય કોઇ એમને કશું લાવી આપતું પણ નહોતું."

"તે ગમે તેમ હોય. એમના શરીરમાં ઝેર પ્રસરી ગયું છે."

"શું ઝેર હશે તેનો ડાક્ટરે વિચાર કરવા માંડયો. છેવટે કંઇ સુઝી આવતાં કહ્યુંઃ—

"મેં કાલે ધોવાની દવા આપી હતી તે ક્યાં છે! સુશીલાએ શોધી પણ તે શીશીજ ના મળે.

"અહીં જ આ પીવાની શીશીની જોડે પડી હતી. અહીંથી કોણ લઈ ગયું હશે."

"લઇ કોઇ ગયું નથી. એ દવા ઝેરી હતી અને તેજ પીધી હોય એમ લાગે છે."

શોધતાં શોધતાં ચંપકલાલની પથારી તળેથી એ ખાલી શીશી મળી આવી.

ચંપકલાલને ભાન નહોતું. ડાક્ટરે દવાખાનેથી દવાઓ મંગાવી ઉપચાર કરવા માંડયા પણ કંઇ કારગત લાગ્યા નહિ. લોકો ભેગા થઇ ગયા અને તેમાં કેટલાક દોઢ ડાહ્યાઓ શીશી ચંપકલાલ કને રહેવા દેવા માટે સુશીલાનો વાંક કાઢવા લાગ્યા. પુરૂષ પ્રયત્ન કરી ડાક્ટરે હાથ હેઠા મૂક્યા. ચંપકલાલની ઘડીઓ ગણાવા માંડી એવામાં સુશીલા એકાએક ગુમ થઇ ગઇ. ઘણીવાર શોધા શોધ કરી પણ ક્યાં ગઇ તે માલમ પડયું નહિ. થોડી વારે એક જણને બહારથી આવતાં છાપરામાંથી ધૂમાડો નીકળતો માલમ પડયો. તપાસ કરતાં માલમ પડયું કે ત્રીજા માળનો ઓરડો અંદરથી બંધ હતો અને માંહે ધૂમાડો ભરાઇ ગયો હતો. બારણાં તોડી પાડી ધૂમાડો બહાર નીકળવા દીધો તો એકદમ ભડકો થયો. અંદર જઇ જુવે છે તો ચોકડીમાં આખે અંગે દાઝી ગયલી સુશીલા બેભાન પડેલી. પતિનાં મૃત્યુની ખાતરી થતાં સુશીલાએ છાનાં માનાં ત્રીજે માળ જઇ ઘાસતેલમાં પહેરેલાં કપડાં પલાળી ચોકડીમાં પણ ઘાસતેલનાં પલાળેલાં કપડાં પાથરી તેનાપર બેસી દીવાસળી ચાંપી દીધી. ક્ષણવારમાં બધું સળગી ઉઠયું. ચીસો ના પાડવા નિશ્ચય કરેલો પણ ધીમે ધીમે પડાઇ ગયલી પણ કોઇએ ગડબડાટમાં સાંભળેલી નહિ. બારી બારણાં બંધ કરેલાં એટલે ધૂમાડો એકદમ ઘેરાઇ ગયો અને દાઝયાની વેદનાથી અને ધૂમાડાથી એકદમ બેહોશ થઇ ચોકમાં પડી લોકો આગ ઓલવે તે પ્હેલાં તો સુશીલાનો પ્રાણ જતો રહ્યો.

આ ધાંધલમાં ચંપકલાલને સૌ કોઇ વીસરી ગયું. આગ ઓલવી નાંખી સુશીલાના શબને હેઠળ લઇ ગયા એટલામાં ચંપકલાલે પણ પ્રાણ મૂકયો અને આ દંપતીને એકી વખતે સ્મશાન લઇ ગયા.

પોતાની ફીકર ના કરવાની ચંપકલાલને જે સુશીલાએ ખાત્રી આપી હતી તેનું આ કારણ હતું. પતિનું અનિષ્ટ થાય તો પોતે

જીવવું નથી એવો એણે દૃઢ સંકલ્પ કર્યો હતો અને તે એણે પાર પાડ્યો.

જીવીને સુખ એણે જોયું નહોતું. હવે વધારે જીવત તો દુઃખના ડુંગરા એના ઉપર વરસત તેથી ત્રાસીને આ રસ્તો સુશીલાએ લીધો.

હાથે પ્રાણ ત્યાગ કરવો એ મહાપાપ છે. ગરીબાઇમાં રહી સમાજ સેવા કરી હોત તો સુખી તો નહિ પણ ઉપયોગી જીવન ગાળી શકાત. એક માણસને કદી પેટ ભારે પડતું નથી અને જીવનનો સદુપયોગ કરવાના માર્ગ સુતર થાય છે. મરવાની જેનામાં હિંમત હોય તેનામાં જીવવાની હિંમત હોવી જોઇએ. એ નથી હોતી એ બીકણપણું છે. જે હિંમતથી પ્રાણત્યાગ થાય છે તેને જો સન્માર્ગે વાળે તો કષ્ટમય જીવનમાં ટકવાનું ધૈર્ય આવે છે. જીંદગી પરોપકારાર્થે તપશ્ચર્યાથી ગાળી સુખ દુઃખ આવે તે સહન કરવાં એજ અગાધ દુઃખમાં ઉત્તમ માર્ગ છે.

થઇ રહ્યું. આ કુટુંબનો નાશ થયો. સગાં વ્હાલાં જેના હાથમાં જે આવ્યું તે ચોરી ગયાં. એની પાછળ કંઇક દેખાવને માટે ઉત્તર ક્રિયા થઇ પણ તે ઘસડી નાંખવા જેવીજ.

એકના પાપે બે જીવ આ દુનિયામાંથી ગયા. મરતા મરતાં પણ સુશીલાએ એજ પતિ મેળવવાની પ્રાર્થના કરી હતી. આર્ય સ્ત્રી ! શા તારા ધર્મ સંસ્કાર. આ જીંદગીના અનુભવથી ચંપકલાલના દુષ્ટ સંસ્કારો નાશ પામ્યા હશે અને બીજા જીવનમાં એ સુધરી જશે અને દુઃખ અને આત્મભોગથી પાવન થયલી સતી સ્ત્રીનો પુનઃ સંયોગ એને આવતા ભવમાં થશે અને આ જન્મનું તેના પ્રત્યેનું ઋણ ચંપકલાલ બીજા જન્મે તેને સુખી કરી વાળશે એવી ભાવના રાખી આ પ્રકરણ બંધ કરીશું.



# પ્રકરણ ૨૪ મું.

## રસિકલાલનો દૃઢ નિશ્ચય.

રસિકલાલે મુંબાઇ આવ્યા પછી પોતે કરેલી પ્રતિજ્ઞા પાળવા પ્રયાસ કરવા માંડયો. બહાર જવા આવવાનું ફક્ત જરૂર પૂરતુંજ રાખી છોકરાંઓ ઉપર લક્ષ આપવા માંડયું. છોકરાંઓની ખાવા પીવાની, ભણવાની અને રમતગમતની ચીવટથી કાળજી રાખવા માંડી અને તેમનાં આરોગ્યનું જતન તો માના કરતાં પણ વિશેષ કરવા માંડયું. છોકરાં છેક નાનાં પણ નહોતાં એટલે રસિકલાલને ઝાઝી વિટંબના પડતી નહિ. છોકરી આઠ વરસની જરા ચાંપલી અને વ્હાલસોયી હતી, અને છોકરો છ વરસનો બહુ રમતિયાળ અને ચાલાક હતો. પ્હેલાં તો બન્ને ભાઈ બેન બહુ કચપચ કરતાં અને ઘણીવાર લડતાં. છોકરો જીદ્દી અને માનો જરા લાડકો એટલે બ્હેનને સતાવતો પણ માના મરી ગયા પછી એ બૈ ભાઇ બેન લડવા વઢવાનું તો જાણે ભૂલીજ ગયા. છોકરી જાણે ઘરમાં મોટું માણસ હોય તેમ ભાઇની સંભાળ રાખવા તથા તેની બરદાસ કરવા તત્પર રહેતી; અને છોકરો પણ પોતે જાણે એકદમ મોટો થઈ ગયો હોય અને પોતાની સંભાળ રાખવાની કોઇને જરૂર ન હોય એવો ડોળ ઘાલવા પ્રયત્ન કરતો. આમ આ બન્ને ભાઇ બેન માના મૃત્યુથી મોટાં થઇ જવા લાગ્યા હતાં; અને કુદરત તેમને વ્હેલાં સ્વતંત્ર થવામાં સહાય કરતી હતી. કારી ઘા પણ કાળે કરીને રૂઝાય છે અને ઇશ્વર કોઇનું અડયું રહેવા દેતો નથી. સૃષ્ટિ નિયમથીજ જેની ખોટ પડે છે તેની જગ્યા પૂરવા આપોઆપ સાધનો મળી રહે છે. એક ઇંદ્રિય અપંગ હોય તો બીજી વધારે સતેજ થાય છે, તેમ બીજા કોઇ રૂપે કુદરત પડેલી ખોટનો બદલો વાળવા, ખાડો પૂરવા યત્ન કરે છે અને વિશ્વચક્ર ચાલતું હતું તેમ ચાલ્યાં કરે છે.

રસિકલાલનું જો કોઇને ત્યાં વધારે જવું થતું હોય તો ફક્ત ચંદુલાલ શેઠને ત્યાં અને તે પણ જ્યારે તેમનો બહુ આગ્રહ દેખે ત્યારેજ. પોતે તેમના ઉપકારના ભાર તળે ચબદાયેલો હતો. અને ચંદુલાલને રસિકલાલનો સંપૂર્ણ વિશ્વાસ બેઠો હતો. ધીમે ધીમે જે ઘટના બની હતી તે બધી ચંદુલાલે રસિકલાલને કહી હતી અને ચંપકલાલનાં કરતુક મુંબાઇમાં બીજે સ્થળે પણ કેટલાંક ઉઘાડાં પડવા માંડયાં હતાં, એટલે ચંદુલાલનાં ભોળાં હૃદયમાંથી પાછલો ડાઘ બીલકુલ ભુસાઈ ગયો હતો.

ચંપકલાલ અને સુશીલાના મૃત્યુની ખબર મુંબાઇમાં આવી હતી અને સુશીલાનાં સાહસિક ભયંકર કૃત્યની હકીકત છાપાંઓએ મરચું મીઠું ભભરાવી પ્રસિદ્ધ કરી હતી. કોઇ એનો દોષ કાઢતું, કોઇ એનાં વખાણ કરતું જેને જેમ ફાવે તેમ ટીકા કરતા પણ આ પ્રસંગને લીધે ચંપકલાલની પાપમય કારકીર્દિ વિશેષ પ્રસિદ્ધિમાં આવી.

આ ખબર આવી તેજ સાંજે રસિકલાલ કોર્ટમાંથી બારોબાર ચંદુલાલ શેઠને ત્યાં આવ્યા. ચંદુલાલને માણેક એજ બાબત વાતચીત કરતાં હતાં, અને રસિકલાલના આવવાથી વિશેષ રસભેર ચર્ચા ચાલી. માણેકે કહ્યું:—

"જોયું રસિકલાલભાઇ કરણી તેવી પાર ઉતરણી. એણે તો એનાં કર્મનાં ફળ ભોગવ્યાં, પણ બિચારી સુશીલાની મને દયા આવે છે. એ બાપડીએ શું સુખ જોયું ? આવા પાપીને પાલવે પડી જીવતાંયે નર્ક ભોગવ્યું અને અંતેયે આપઘાત કરી નર્કની અધિકારી થઇ."

રસિકલાલે કહ્યું "બ્હેન ! તમારા કડક બોલથી લાગે છે કે તમારો ચંપકલાલ પ્રત્યેનો દ્વેષ એનાં મૃત્યુથીયે ઓછો થયો નથી." રસિકલાલે માણેકને હાસ્ય વિનોદનું 'ભાભી' સંબોધન કરવાનું મુંબાઈ આવ્યા પછી બંધ કરી બ્હેનના નિર્મળ પવિત્રતા સૂચક નામથીજ બોલાવવાનું રાખ્યું હતું.

'દ્વેષ' શબ્દ તમે બહુ સખ્ત મૂકયો છે. રોષ તો મારો હજી

પૂરો શમ્યો નથી એ વાત ખરી. સ્ત્રીને સૌથી વ્હાલી આબરૂ તેનું જે ખોટી રીતે ખંડન કરે તેને કદી માફ ના થાય."

ચંદુલાલે કહ્યું "મૃત્યુ સર્વ દોષોની ક્ષમા અપાવે છે. માટે હવે થનાર હતું તે થઈ ગયું તેનો રોષ મનમાંથી બીલકુલ કાઢી નાંખ. તારીયે પરીક્ષા થઇ અને તું કંઇક કષ્ટ ભોગવી છેવટે ફતેહમંદ થઇ માટે હવે હૃદયનો મેલ ધોઈ નાંખ."

"માણેકે કહ્યું "આવી પરીક્ષાં પ્રભુ દુશ્મનનેયે ના આપે. માથું વાઢે તે સારૂં પણ નાક કાપે તે તો સૌથી ભૂંડું. મને હલકી પાડી મારૂં જીવન સુખ સમૂળગું લૂંટવાનો જેણે પ્રપંચ રચ્યો તેનાં મૃત્યુથી યે મારો રોષાગ્નિ ઓલવાતો નથી. એને તો ઠીકજ સજા થઇ એમ લાગે છે."

રસિકલાલે કહ્યું "બ્હેન! વેર એ પણ હૃદયનો વિકાર છે. તેનો આટલો આવેશ સજ્જનને ના શોભે. સોનાનેયે અગ્નિમાં તાવે છે ત્યારે તે શુદ્ધ કુંદન છે કે નહિ તેની પરીક્ષા થાય છે. દુઃખની કસોટીમાંથી પ્રભુ કોઇને છોડતો નથી."

માણેક બોલી 'અરે એવું તે હોય! આ ઘણાયે પાપીઓને ઉઘાડે ચોક દુષ્ટતા કરતાં કોઇ રોકતું નથી અને ધર્મનિષ્ઠ ઘેર કેમ ધાડ આવે છે."

રસિકલાલે કહ્યું "બ્હેન! તમે ભૂલ્યાં. કસોટી સોનાની થાય છે કે બહુ તો ચાંદીની. લોઢાને કે તાંબા પીતળને કોઇ પરીક્ષા માટે તાવતું નથી."

ચંદુલાલે કહ્યું "એ બહુ જબરી છે. એક વાત ઝાલી તે મૂકે નહિ. ચંપકલાલને તો કર્યું ભોગવવાનું હતું પણ બિચારી સુશીલાનાં શાં પાપ? ને એણે પણ ગજબ કર્યો તો, આટલી બધી હિંમત? ભલભલાનું કાળજું થથરી જાય. જરા દાઝીએ છીએ તો કેવું થાય છે તો આ તો જીવતાં બળી મરવું એ શી વાત?"

રસિકલાલે કહ્યું. 'ભાઈ! એને મરતાં આવડયું પણ જીવતાં

ના આવડયું. આટલાં ભયંકર મોતે જ્યારે મરવાની હિંમત ચલાવી તો દુઃખથી ગભરાઇ જઇ પ્રભુની પરીક્ષામાંથી અધવચ કંટાળી નાસી જઇ આપઘાત કરવાનું કાયરપણું કેમ સુઝયું ? આવાં મોતમાં મૃત્યુની. નીડરતા સાથે જીવવાની કાયરતા પણ હોય છે. શેર અન્ન પ્રભુ સૌને આપે છે તો એને એકલા જીવને એવડું બધું શું દુઃખ પડત. ધણીનું સુખ તો બહું હતુંજ નહિ કે સ્નેહને લીધે સમર્પણ કર્યું એમ કહે- વાય, ફક્ત દુઃખથી ડરી જઇ જીવ ખોયો."

માણેકે કહ્યું "ભાઇ! છેક એમ નહિ. સ્ત્રીનું હૃદય તમે નથી ઓળખતા. આવા આવા ચંપકલાલ પર પણ સુશીલાનો અપૂર્વ સ્નેહ હતો એમ હું માનું છું. સ્ત્રી સ્નેહ સમર્પે છે ત્યારે પાછું વાળી જોતી નથી અને નઠારૂં નીવડે તોપણ આર્ય રમણી પોતાનો સ્નેહ સાચવી શકે છે. પુરૂષોમાં એ ક્ષમાનો ગુણ બહુ જોવામાં નથી આવતો અને સ્ત્રીયો પણ થોડી જ એવી એકાગ્ર ચિત્તની હોય છે"

ચંદુલાલે કહ્યું "હવેના જમાનામાં તો એ બધું ઓછું થવા માંડયું છે. સંયમ ને બદલે સ્વાર્થ વધે છે. એટલે એકાગ્રતાને બદલે વ્યગ્રતા બહુ આવવા માંડી છે. પણ સુશીલા તો ખરેખરી સુશીલ જ હતી. એના આપઘાતના અપરાધ છતાં પ્રભુ એને ક્ષમા આપી સુખી કરે એમ ઘણાનું અંતઃકરણ ઇચ્છે છે."

માણેકે કહ્યું "એની દયા તો તમારાં કરતાં પણ મને વધારે આવે છે. મને તો એમ થાય છે કે પ્રભુના રાજ્યમાં ન્યાય હશે કે નહિ ? પતિના પાપે સ્ત્રીએ શા માટે આટલી સખ્ત સજા ભોગવવી પડતી હશે ? સાધ્વીને શા માટે ઇશ્વર આટલું બધું સંતાપે ?"

રસિકલાલે કહ્યું "બ્હેન, કર્મ કાયદો અવિચળ છે. જગતમાં ન્યાય ને નિયમ સર્વત્ર છે, ફક્ત આપણી દૃષ્ટિ ટુંકી છે તે ભૂત ભવિષ્ય જોઈ શકતાં નથી. કોઇની કસોટી લાંબી હોય તો કોઇની ટૂંકી- અનંત કાળમાં અનેક જન્મ છે ત્યાં બધું તો આપણે ક્યાંથી બરાબર જોઇ શકીએ, બાકી સત્કર્મનું ફળ મિથ્યા જતું નથી. પાપીને ત્યાં

કુશળ ને ધર્મીને ઘેર ધાડ આપણે ઘણીવાર જોઇએ છીએ, પણ કોઇનું સંચિત કર્મ કેવું છે તે આપણે કેમ જાણી શકીએ. પોતપોતાનાં પાછલાં કર્મ પ્રમાણે પ્રારબ્ધ ઘડાય છે, તેમાં કેવી રીતે ફેર પાડી શકાય. ”

માણેક બોલી “ કંઇ ઉત્તર ના જડયો એટલે તમે પ્રારબ્ધ વાદી થઇ ગયા. દેખીતો અન્યાય કેમ સંખાય ? ”

“ પણ પ્રારબ્ધને માન્યા વિના મારો કે તમારો કંઇ છૂટકો છે ? ઇશ્વરે સૃષ્ટિ કંઇ આપણી જીંદગીનાં પાંચ પચાસ વરસ માટે ઘડી છે ? નજરે ના દેખાય માટે શું બધું ખોટું ? શ્રદ્ધાવાનને દુઃખ અડતું નથી. ”

“હાસ્તો તમે તમારી વાત કરશો. તમે શ્રદ્ધાથી શાંતિ મેળવી છે એમ માનો છો કે માનવાનો ઢોંગ કરો છો, અને બધી દુનિયાને મનાવવા માંગો છો, પણ બધાની એક સરખી બુદ્ધિ ક્યાંથી હોય. કપાળે કપાળે જુદી મતિ. ”

“ મારી શ્રદ્ધા શું ખોટી છે ? તમે તાત્કાળિક સુખ દુઃખની દૃષ્ટિ રાખશો તો દુઃખ વિના અન્ય પરિણામ નહિ આવે. બી રોપીને તરત ફળની આશા ન રાખી શકાય. કોઇ ઝાડને મોડાં ફળ આવે તો કોઇને વ્હેલાં. કર્મ પણ કોઇ તરત, તો કોઇ કાળે કરીને ફળ આપે છે. એમાં અશ્રદ્ધા રાખવાનું કંઇ કારણ નથી. ”

“ શ્રદ્ધા તો છેજ તો, પણ મનને સંતોષ રહેતો નથી. મન આપણું એકદમ કબૂલ કરતું નથી. ”

“ એવી લુખી શ્રદ્ધા ને શ્રદ્ધા કેમ કહેવાય. તરંગી મનને ઠેકાણે ના રાખી શકે તેવી શ્રદ્ધા શા કામની ? ઘડીઘડીમાં જે માન્યતા બદલાય તેને શ્રદ્ધા ના કહેવાય. વિપરીત પ્રસંગે મન ડગવા ફાંફાં મારે તે વખતે પણ જે અડગ રહી મન સ્થિર રાખે તે શ્રદ્ધાવાન્ ગણાય. ક્ષણેક્ષણે પલટાતા વિચારો અને પરિણામની અધીરાઇ એ શ્રદ્ધાનો અભાવ સૂચવે છે. ”

"તમે તો બોલતાં બાંધી લેશો. તમારી શ્રદ્ધા હવે કેવી કાયમ રહે છે તે જોઇશું. કોઇ સારી જગ્યાનું માંગું આવવા દોની પછી કેટલા પાણીમાં છો તે જણાશે."

"માગાની કંઈ ખોટ છે. લોકોના આગ્રહ અને સમજાવટથી હું તો થાક્યો છું. હવે તો એ વાત જે કાઢે છે તેને હાથ જોડી યાચના કરૂં છું કે પ્રભુની ખાતર એ વિષય ના છેડો."

ચંદુલાલની વચ્ચે બોલવાની વૃત્તિ આ સાંભળી થઈ ગઇ તેથી તેણે કહ્યું: "ભાઈ એ તો લુખાં માગાં. કોઇ મનગમતી મનોહારિણીના પ્રસંગમાં આવો અને તમારૂં પોતાનું ચિત્ત ત્યાં ગોઠે પછી તે માગું ના સ્વિકારો ત્યારે ખરી ખબર પડે. આ તો શું શીશી ને પટાક—નજરે ન દેખેલી કે પ્રસંગમાં નહિ આવેલી કન્યાનું માગું મોઢે મોઢે આવ્યું ને મોઢે મોઢે ના પાડી એટલે પત્યું. ક્યાં કશી હૃદયપર અસર થવાની છે જે. હૃદયનું માગું તમારા હૃદય કને આવે અને ના કબૂલ કરો ત્યારે તો તમારી સાધુતા અને શ્રદ્ધાની કસોટી થાય, બાકી બીજી બધી તો ખાલી વાતો."

માણેક બોલી "હાશ! એ તમે ઠીક કહ્યું. મારાથી ના કહેવાત, તે મારા કરતાં સારી રીતે કહી બતાવ્યું."

રસિકલાલે કહ્યું "પણ આપણે એવી કસોટીની કડાકૂટમાં પડીએજ શું કરવા. જે માર્ગનો ત્યાગ કર્યો તેનો ફરી વિચારજ ના કરવો એટલે બસ. એવા પ્રસંગો એની મેળે જવલ્લેજ આવે છે અને આપણે શોધવા પ્રયાસ ના કરીએ તો પછી શો ભય છે?"

માણેક બોલી "ઠીક છે, ઠીક જોઇશું. રસિકલાલભાઇ તમે છો તો અમારી ન્યાતનાજ અને તમારે લાયક બે ત્રણ કન્યાઓ મારી ધ્યાનમાં છે—વખત આવે બધું જોઇ લેવાશે."

"ઓહો! એમ કે! ત્યારે તમે યે કંઇ તાલમાંજ છો. ઠીક તમારી પ્રપંચજાળથી યે ત્યારે ચેતતો રહીશ."

"મારી બલારાત પ્રપંચ કરે છે. તમારૂં ભાગ્ય જોર કરતું હશે.

તો તમારી મેળે તણુાઇને આવશો, અને જાણી જોઇને જાળમાં ફસાશો. ”

“ છેવટે એ જાળ તો ખરીજ ને ? ”

“ મારી પ્રપંચજાળ નહિ પણ તમારાં હૃદયની મોહજાળ. ”

“ હવે એ વાત બંધ કરો મને વૈરાગ્યમાં શાંતિ છે, અને કૃપા કરી મને માયામાં ખેંચવા પ્રયત્ન ના કરશો. મારી પ્રતિજ્ઞા દૃઢ છે. ”

આટલી વાતચિત થયા પછી માણેક ઉઠી કંઇ કામ માટે અંદર ગઇ. બને મિત્રો એકલા પડયા.

ચંદુલાલે પુછ્યું “ કેમ વકીલાત કેમ ચાલે છે ? ”

“ પ્હેલાં કરતાં સારી. હવે ખર્ચ ઓછું છે ત્યારે પૈસા વધારે મળે છે. ચંપકલાલવાળા બે હજાર પાછા લ્યો તો ઘણું સારૂં. હવે મને સવડ છે, અન તમે દાવો કરી ખરચ કર્યું પણ કંઇ વળ્યું નથી.”

ચંદુલાલે કંઇક આવેશથી કહ્યું “ જો એ વાત કરી તો મારે ને તમારે નહિ બને. મારે એ હજારનો હિસાબ નથી અને આપ્યા પછી પાછા લેવાનો મારો રીવાજ નથી. ”

“ તમે બહુ જક્કી છો. પણ વારૂ, માણેક બ્હેન અમારી ન્યાતની કઈ કન્યાની ત્રેવડમાં પરે છે ? ”

“ જોઇ સાધુ પુરૂષને જિજ્ઞાસા થઈ તે, તમારે એ વાતજ છેડવી નથી ને ? ”

“ ના ના કહો તો ખરા કે ચેતતા રહેવાય—ચેતતા નર સદા સુખી. ”

“ તે મને કંઇ ખબર નથી. આજે તમારી આગળ પ્હેલીજ એ બાબત વાત કરી પણ એના પિયરનું કુટુંબ બહુ બ્હોળું છે તેમાંથીજ કોઇક હશે નહિ તો એ આટલોયે દાણો ચાંપી જુએ નહિ.”

થોડીક આડી તેડી વાતો થયા પછી રસિકલાલે રજા લીધી. રસિકલાલ ગયા પછી માણેક પાછી આવી.

ચંદુલાલે પુછ્યું “ કેમ ક્યાં નાસી ગઇ તી ? ”

" જરા કામ હતું. "

" શું "

" અમથુંજ "

" ના ! કહે. "

" ભામડાઓમાં બહુ શું કરવા બેસી રહેવું. જરા વાતોમાં તો રસ પડે પણ મનને સંયમમાં રાખતાં શીખવું જોઈએ, નહિ તો તમે પાછા તરંગે ચઢી જાઓ. "

" કેમ મને છેકજ બબૂચક સમજો છે કે શું ? રસિકલાલની વૃત્તિઓ નિર્મળ છે, અને તારો મને સંપૂર્ણ ભરોસો છે "

" હવે જ તો મને વીતાડવામાં કંઇ બાકી રાખ્યું છે. પણ તમે તો કહોછો ને કે પુરૂષો વાસનાવાળા હોય છે, માટે સ્ત્રીઓને છૂટ અપાય નહિ. અમને કેમ ખબર પડે કે કોણ કેવાં છે માટે સંભાળીનેજ રહેવું. "

" ક્યાંથી ડહાપણ આવ્યું ? "

" એ તમેજ શીખવાડ્યું તો. પણ હું એમ પુછું કે પુરૂષોની વાસના જાય નહિ તો સ્ત્રીઓનો ઉદ્ધાર થાય ક્યારે ? પ્રભુએ પ્રાણની સાથે વાસના મૂકી છે તો સ્ત્રીઓની ઉન્નતિ નો ઉપાય ક્યાં સુધી અટકાવવો. શું હજાર વરસે પણ પુરૂષો વિષયી મટી સંયમી થવાના છે. તમે પાપી તેમાં અમારી સ્વતંત્રતા પર શું કરવા કાપ મૂકો છો ? "

" વાસના સમૂલગી તો જાય નહિ જ પણ સ્ત્રીઓ પ્રત્યે હાલ સાધારણ જે પાપ બુદ્ધિ સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે તે તો જવીજ જોઇએ "

" હા હા પણ ધારો કે એ પાપબુદ્ધિ ન જાય તો એ બ્હાને સ્ત્રીયોની ઉન્નતિમાં અંતરાય ક્યાં સુધી નાંખશો. સો બસો પાંચસો વરસની કંઇએ મુદત બાંધશો કે નહિ "

" જો પુરૂષોની એ પાપ ભાવના ના જાય તો પ્રજા પોતે પોતાનાં પાપ ભોગવે અને સ્ત્રીઓની ઉન્નતિ અટકે. "

"વાહ ! એ ખાસ્સો ન્યાય ! પુરૂષો દુષ્ટ માટે સ્ત્રીઓને શિક્ષા."

"પણ તેમાં કોઈ શું કરે ? લગ્ન વ્યવસ્થા વિના સમાજ ટકે નહિ અને લગ્નની પવિત્રતા અને વંશની વિશુદ્ધિ જાળવવાને બધાએ ઉત્સુક. એટલે એક જાતિની સાધારણ પાપબુદ્ધિ ના ટળે ત્યાં સુધી બે જાતિના સંસર્ગ ઉપર કંઇએ નિયમ મૂકયેજ છૂટકો "

"સ્ત્રીઓને આ વસ્તુસ્થિતિ કેમ ગમે ? સુધારો તો આ વસ્તુ-સ્થિતિ નહિ સાંખી શકે."

"તેથીજ સુધારો ઉંધે રસ્તે ચઢે છે. સુધારાથી વધ્યું શું ? દારૂ ને વ્યભીચાર પુરૂષોની પાપબુદ્ધિ ઓછી કરવાને બદલે સ્ત્રીઓની વધારી, સ્ત્રીઓ ઉંચી ભૂમિકા ઉપર હતી તેમણે પુરૂષોને ઉચ્ચ સ્થાને ખેંચવા કરતાં પોતે નીચે આવી સમાનતા મેળવી. નીચે ઉતરવું બહુ સ્હેલું છે ચઢવું કઠણ છે, અને કોઇને ચઢાવવું એ એથી એ કઠણ છે."

"આતો અતિશયોક્તિ થાય છે. બધા દુષ્ટ નથી હોતા."

"હું પણ એવું કયા કહું છું. હું તો દેખી રહ્યો છું તે સાધારણ વિનિપાતની વાત કરૂં છું"

"પણ ઉદ્ધારનો માર્ગ કંઇ તો શોધી કાઢવોજ જોઇએ ને ?"

"આપણા કરતાં વધારે ડાહ્યા માણસો એ વિચારશે. હું એટલું તો માનું છું કે કંઇપણ સત્કાર્ય કરતાં સ્ત્રીઓને કોણ અટકાવે છે ? કોઇ પણ પુરૂષે સ્ત્રીને સત્કર્મ કરતાં રોકી એવું મારા જાણ્યામાં નથી. વિષયી પુરૂષો સાથેના સંસર્ગ પર અંકુશ હોય તો તેથી શું ભારે નુકશાન થયું ?

"ત્યારે સ્ત્રીઓને જનાનામાંજ રાખે તો કેમ ?"

"એ તો છેક વિપરીત. સમુળગો સંસર્ગ બંધ કરે તો પાપનું ચિંતન વધે. વ્યવહાર પૂરતી છૂટ તો જોઇએજ."

"સમૂળગી છૂટ બંધ કરે તો પાપ વધે ? એ તો તમે અજબ વાત કહી."

" જે વસ્તુ જોવામાંજ ના આવતી હોય અને અલભ્ય દેખાય તે પ્રત્યે મોહ વધેજ. કહ્યું છે કે—

**यतिश्च ब्रह्मचारीच, सदा बद्धश्च घोटकः ।**
**अंतःपुर रमण्यश्च, सदा मैथुन चिंतकाः ॥**

વારૂ પણ આ રસિકલાલને કઈ કન્યા પધરાવવા ધારી છે તે તો કહે. તું કંઇ ધાટમાં ફરે છે. "

" મારી એ ત્રણ ભત્રીજીઓ કુંવારી છે અને કંઇ સારૂં ઠેકાણું જડતું નથી. વર મોટો પણ લાયક તો છે ને ? "

" પણ એ માનશે કેમ ? "

" ત્યારે એમનો શ્મશાન વૈરાગ્ય ક્યાં સુધી ચાલશે ? "

" એ શ્મશાન વૈરાગ્ય નથી માગતો અને એની પ્રતિજ્ઞા દૃઢ છે."

" એવા તો ઘણાયે ને ફસ્યા દીઠા છે. મોટા મુનિવર ચળે તો એ તો કોણ માત્ર. "

" આ સ્રીઓની માયા. બિચારો વૈરાગ્ય લઇ દૂર બેઠો છે, તેને પાછો માયામાં ઘસડી લાવવો છે. "

" બહુ વૈરાગ્યમાં રહેશે તો તમે ઉપર કહ્યું તેમ યતિ બ્રહ્મચારીના જેવું થશે. બહારથી ત્યાગ અને અંદરથી ગાડાં ભરીને રાગ. "

" તું બહુ જબરી છે, વાગ્યુદ્ધમાં નહિ હારે. "

" તમારી કને તો હારેલીજ છું તો. હું ગમે તેટલું કહું છું પણ તમે સ્રીઓની સ્વતંત્રતાની વાત ક્યાં કબૂલ કરોછો. "

" તમારી સ્વતંત્રતામાં શી ખામી આવી તેજ મને તો સમજાતું નથી. હિંદુ સંસારમાં સ્રીઓનું સામ્રાજ્ય શું ઓછું છે? ઝીણી દૃષ્ટિએ કોઇ જુએ ત્યારે ને ? તમારી ધારેલી વાતમાં પુરૂષોને તમે ક્યારે કોઈ વખત ફાવવા દો છો જે ? "

" આ વાત આડી ફાટી. અમારે તો પુરાતન કાળના જેવી સ્રીઓની સ્વતંત્રતા જોઇએ. "

" તેટલી લાયકાત મેળવો અને જુઓ તમને કોણ ના કહી

શકે છે. સમર્થને બંધન નડતાંજ નથી. નિર્બળના રક્ષણ માટે નિ-યમો ઘડાય છે. દૃઢ સંયમવાળી સાધ્વીઓને પુરૂષોનો સંસર્ગ કરતાં કોણ રોકે છે? પુરાતન કાળના દૃષ્ટાંતો અપૂર્વ ગૌરવવાળી સતી-ઓનાં છે. સાધારણ વર્ગમાં તો કંઈ અંકુશ પ્હેલાંયે હશેજ."

"ઓ રામ! તમને નહિ પ્હોંચાય. અમુક કોઇ વસ્તુ બાબત અમે અમારૂં ધાર્યું કરી શકીએ છીએ, પણ સમગ્ર સમાજના નિય-મોની વાતોમાં તમે નમ્યું આપતા નથી. ચાલો હવે આ વાત આજે આટલેથી રહી; વળી કંઈ નવો વિચાર સુઝશે કે તમને પકડીશ."

"ત્યારે તું યે કબૂલ તો નહિ જ કરે હં! સ્ત્રી હઠ ભારી છે તો."

"તમારીયે શી ઓછી છે, નકામી સ્ત્રીઓ ને શું કામ વગોવો છો."

"અમારી બુદ્ધિ કબૂલ કરે ત્યારે અમે સામાની વાત ગ્રહણ કરીએ છીએ એ સાત્વિક વૃત્તિ તમારામાં નથી."

"વરને કોણ વખાણે?"

"વરની મા. પણ મારે ક્યાં મા છે?"

"મા ન હોય તો જાતે પોતાને" એટલું બોલી માણેક કંઇક ટીખળ કરી ઘરમાં જતી રહી.

## પ્રકરણ ૨૫ મું.

## મોતીલાલ શેઠનો સ્વર્ગવાસ.

મોતીલાલ શેઠ પોતાના કુટુંબમાં પ્રવર્તતી શાંતિ જોઇ ઘણા આનંદમાં રહેતા હતા. એમનું સુખ પરિપૂર્ણ કરવાને ફક્ત એકજ વસ્તુની ઉણપ હતી–વંશવૃદ્ધિ. માણેકને સંતાન થવામાં કેમ વિલંબ થાય છે એ બાબત એમણે ઘણા જોષી, વૈદ્ય તથા ડાક્ટર

ના મત પૂછ્યા હતા. કોઇએ કંઇ તો કોઇએ કંઇ એમ અનેક અડચણો બતાવી તેના તેવાજ ઉપાય સૂચવ્યા હતા. જોષીઓએ ગ્રહનો દોષ બતાવી તેના પરિહાર માટે અનેક જપ અને દાન કરાવ્યાં હતાં. વૈદ્યોની કંઇ એ બાબતમાં ઝાઝી ગમ પ્હોંચતી નહિ છતાં મોંઘી દવાઓ બતાવી પૈસા કઢાવવા ચૂકતા નહિ. ડાક્ટરો એમ કહેતા કે અવયવોની રચનાની ખામીથી અગર વીસ્ફોટક કે પરમીઆ જેવા દુષ્ટ રોગની અસરથી વંધ્યત્વ આવે છે, અને તે રોગ મૂળમાંથી નાબૂદ કર્યા સિવાય અગર વાઢકાપથી રચનાની ખામી દૂર કર્યા સિવાય ટળતું નથી. માણેક ડોસાની આ ગડબડથી કંટાળતી અને ઘણીવાર પોતાનો હાથ બતાવવા તથા શરીર તપાસાવવાની ના પાડતી. ડોસાનો સ્વભાવ આગ્રહી અને મમતી એટલે તે ધાર્યું મેલતા નહિ, અને માણેકને અનિચ્છાએ પણ કેટલીકવાર ડોસાની જક પૂરી પાડવી પડતી. મડમ ડાક્ટર કને બરાબર પરીક્ષા કરાવી, અવયવ રચનામાં કંઇ વાંધો નથી એ નક્કી કર્યું હતું. ચંદુલાલને કે માણેકને કોઇ ગુપ્ત દુષ્ટ વ્યાધિ લાગુ પડયાની ડોસાને ખબર નહોતી. છતાં તે બાબત પણ મડમ અને ડાક્ટરને ખાનગી સૂચના આપી ડોસાએ ખાત્રી કરાવી લીધી. માણેકને પોતાની ઉમર હજુ નાની લાગતી અને જંજાળની કડાકૂટમાં પડવાને હજી વાર છે એમજ એના મનને થતું, છતાં સ્ત્રીની માતૃત્વની સાહજિક વાસના કોઇકોઇ વાર ઉદ્ભવ પામતી અને ડોસાના પ્રયાશોમાં તેટલી વાર રસથી ભાગ લેતી. ચંદુલાલ પોતાના ભોગવિલાસમાં બાળક આવવાથી વિક્ષેપ પડશે, એમ ધારી નવી સ્ત્રી ઉપરનો હાલનો સ્વતંત્ર અખ્ત્યાર જેમ બને તેમ લાંબો વખત પહોંચાડવા ઇચ્છતા. આમ ચંદુલાલને એ બાબત હાલ બેપરવાઇ હતી, માણેક એ વસ્તુ નશીબાધીન માનતી; પણ મોતીલાલ શેઠ પોતાની વધતી જતી વય અને અશક્તિ જોઈ જેમ બને તેમ ત્વરાથી પોતાનો વેલો વધેલો જોવા ઇચ્છતા. એક બે વૈદ્ય જોષીની સલાહથી ચંદુલાલની પ્રથમ પત્નીના આત્માને તથા પિતૃઓને તૃપ્ત કરી તેની

કંઇ બલા હોય તો દૂર કરવાના હેતુથી શેઠે નારાયણ બલિ સારવાનું નક્કી કર્યું. ચાંદોદ જઇ પવિત્ર નર્મદા તટે એ ધર્મક્રિયા મોટા ખરચથી શેઠે કરી. ચંદુલાલને કે માણેકને આ ભૂત પ્રેતને સંતોષવાની ક્રિયામાં કંઇ શ્રદ્ધા ન હોતી પણ જરા ફરી આવીશું અને આનંદ થશે એવી વૃતિથી એ બન્નેએ એ યોજનામાં આનંદથી ભાગ લીધો હતો.

ઇશ્વરેચ્છાથી કે કાકતાલીય ન્યાયે નારાયણ બલિ સાર્યા પછી બે ત્રણ મહીને જ માણેકને કંઇ આશા પડતું લાગવા માડયું. ડોસાના હર્ષનો પાર રહ્યો નહિ અને નારાયણ બલિની ધર્મ ક્રિયાનુંજ આ ફળ મળ્યું, એમ માની તે ક્રિયાની સલાહ આપનાર તથા કરાવનારને સારૂં ઇનામ આપ્યું, અને બીજું પણ પુણ્યદાન કર્યું. સીમંતનો પ્રસંગ ઘણી ધામધૂમથી ઉજવી ન્યાતમાં વાહવાહ કહેવડાવી, અને જો પુત્ર અવતરે તો ન્યાતમાં ચાંદીના થાળ વાડકાનું લ્હેણું કરવાની પોતાની ઇચ્છા પણ શેઠે જાહેર કરી.

આ પ્રમાણે ડોસા અત્યંત આનંદ અને ઉત્સાહમાં આવી ગયા હતા, ત્યાં અચાનક એમને મૃત્યુનું તેડું આવ્યું. ન્યાત વરા કરવા ખંભાત ગયલા, ત્યાંથી આવતાં ગાડીમાંજ ડોસાને સખ્ત શરદી લાગી અને તાવ ચાલુ થયો. એ પથારીમાંથી શેઠ ઘણી કાળજી ભરી સારવાર અને મોટા મોટા વૈદ્ય ડાકટરોના ઉપચારો છતાં ઉઠયા નહિ. પોતાની આ માંદગીમાંથી ડોસાની ફક્ત પૌત્રનું મોઢું જોવા માટેજ બચવાની ઉત્કંઠા હતી, પણ તે પાર ના પડી. આ માંદગીમાં ડોસાની એક બીજી નાની ઇચ્છા પણ અપૂર્ણ રહી. દ્રવ્યની આશાએ ચાકરી કરનારાની ખોટ નહોતી પણ માણેક જાતે કાળજીથી પોતાની સારવાર કરશે એવી ડોસાને ઉમેદ હતી તે બર ના આવી. માણેક એ ધાંધલથી કંટાળતી અને જાતે બહુ શ્રમ લેવાની એની વૃત્તિ નહોતી. માણેકને શ્રમનો અભ્યાસ નહોતો, હાલ શરીર ઝાઝો શ્રમ વેઠી શકે તેવી સ્થિતિમાં નહોતું અને માંદા માણસની બહુ શુશ્રૂષા કરવાનું એને ગમતું પણ નહોતું. પોતાની પથારી કને માણેક બેસી રહે,

પોતાને દવા વિગેરે માણેક હાથે આપે પોતાને માથે કપાળે બરડે હાથ ફેરવે એવી એવી અનેક આકાંક્ષાઓ ડોસાને થતી; અને કોઇ કોઇ વાર તે અલ્પ જલ્પ બહાર પણ પાડતા પણ માણેક ખાસ કહ્યા વિના કંઇ કરતી નહિ અને ડોસાની પથારી આગળ માણેકની હાજરી બહુ ઓછી અને અનિયમિત એટલે ઝાઝું બોલતા નહી, પણ મનમાંથી નિસાસો મૂકી ભાડુતી સરભરાથી નભાવી લેતા; ભટ શેઠની પથારી આગળથી ખસતો નહિ અને ડોસાની વૃત્તિ સમજી જઇ માણેકને કંઈ કંઈ મિષે શેઠની કને બોલાવતો અને ડાક્ટર બદલવાની કે દવામાં ફેરફાર કરવાની વિગેરે અનેક બાબતમાં સલાહ લેતો. માણેકને એમ થતું કે આટલાં બધાં છે અને મારૂં શુ કામ છે. માંદાની ચાકરીમાં અંગત લાગણીથી બહુ ફેર પડે છે તે એ સમજતી નહિ. ડોસાને માટે એને પુજ્ય બુદ્ધિ હતી પણ જે મમતાની લાગણી શેઠને પોતાની ફૂળ દીપિકા પ્રત્યે હતી તેનો પડઘો એના હૃદયમાં પડતો નહોતો. ચંદુલાલ પણ જરા સ્હેલાણી થવા માંડયા હતા, પણ ડોસા તેને આગ્રહ કરી પોતાની કને ઘણી વાર બેસાડતા, અને ભવિષ્યમાં કેમ વર્તવું, પેઢી કેમ સંભાળવી–દુનિયામાં આબરૂ અને મોભ્ભો કેમ જાળવવા વિગેરે બાબત અનુભવની અનેક શીખામણ દેતા. આવી વખતે ચંદુલાલનું લક્ષ ઘણી વાર માણેકમાં કે બીજી કોઈ વસ્તુના વિચારમાં જતું અને ડોસાની વાત બહુ ધ્યાન પૂર્વક એ સાંભળતો નહિ. પિતા માટે એને લાગણી અને માન બન્ને હતાં પણ એની એ લમણાઝીક એને અકારી લાગતી અને સાથે સાથે પોતાની બુદ્ધિ અને કર્તવ્યદક્ષતાનું કંઇ અભિમાન પણ હતું.

રસિકલાલનું પણ ઘણીવાર આવવું થતું અને નારાયણ બલિ તથા સીમંતની ધામધૂમ તથા ડોસાની માંદગીને લીધે એનો આ કુટુંબમાં પરિચય ઘણો વધી ગયો હતો. બધા કાર્યમાં એ ભાગ લેતો, મદદ કરતો પણ એની અંતરવૃત્તિ ઉદાસીન–કોઈ તટસ્થ

જોનારના જેવી રહેતી. માણેક સાથે પણ એ ભાઇ બ્હેનના પવિત્ર ભાવથી વર્તતો અને માણેક અને ચંદુલાલને ડોસાની આ છેલ્લા દિવસોમાં બને તેટલી સેવા ઉઠાવવાની સલાહ આપતો. આ પથ્ય પણ અપ્રિય સલાહ બેમાંથી કોઇને બહુ રૂચતી નહિ, પણ આવી બાબતની સલાહ તરછોડવાની ધૃષ્ટતા કોઇ કરતું નહિ જોકે વર્તનમાં એથી ઝાઝો ફેરફાર પડતો નહોતો, રસિકલાલે ડોસાને આખી ગીતા અર્થ સાથે વાંચી સંભળાવી અને શાસ્ત્રી પુરાણીઓ કરતાં ભગવાન કૃષ્ણનો સંદેશો એ શેઠને વધારે સારી રીતે સમજાવી શક્યો. આ ગીતાના વાંચન વખતે ચંદુલાલ તથા માણેક પણ કોઇ કોઇ વાર બેસતાં, અને કોઇવાર કંઇ બ્હાનું કાઢી ઉઠી જતાં. એક વાર આ બેને આમ ઉઠી જતાં જોઇ ડોસાની આંખમાં ઝળઝળીઆં આવ્યાં અને તેમણે બીજા બધાને રજા આપી રસિકલાલને કહ્યું:–

"ભાઈ રસિક ! તું ડાહ્યો છે. તારા મિત્રને સંભાળજે. એ બે ભણેલાં હુશિયાર છે પણ એમનાં ચિત્ત સ્થિર નથી. માણેક સમજુ છે પણ તરંગી છે. હું અદૃષ્ટ રહીને પણ ચોગરદમથી એમની રક્ષા કરતો હતો. હવે મારાં મોંઘામાં મોંઘા રત્નોને તારી સંભાળ હેઠળ મૂકું છું. એ બે જણાં કોઇ કોઈ વાર લડશે વઢશે તે વેળાએ ત્હારે મારૂં સ્થાન સાચવી લેવાનું છે. મારો વિશ્વાસુ ભટ તને સહાય કરશે. ચંદુ વિદ્વાન છે પણ કાર્યદક્ષ નથી અને પેઢીની વ્યવસ્થામાં આજ સુધી એણે ઝાઝું લક્ષ આપ્યું નથી, ત્રણ પેઢી સુધી ખૂટે નહિ એટલી લક્ષ્મી તો હું મૂકી જાઉં છું પણ તે જાળવતાં આવડે તો, નહિ તો એ ચંચળજાતને ગતિ કરતાં કેટલીવાર. તને મેં નાણી જોયો છે. તારૂં વિશુદ્ધ મન પારખ્યું છે માટે તને આમની સંભાળ સોંપું છું."

રસિકલાલે કહ્યું: "કાકાજી ! આપ એ વિષે ચિંતા ન કરો. એ કંઇ નાનાં નથી અને બધી રીતે સમજુ છે. મોટાનાં છોકરાં અને લાડમાં ઉછરેલાં એટલે કદાચ આપને શંકા આવે પણ એ જોડું સ્નેહાળ અને સુખી છે અને આપના હાથ તળે તાલીમ લીધી છે

માટે આપ ભરોસો રાખો. ભાઇના કરતાં મારામાં કંઈ વધારે સમજણ હોય એમ હું માનતો નથી."

"રસિક! તું આમ છૂટી જવાનું કરે છે. તે મને ગમતું નથી. શ્રીમંતાઇના વૈભવમાં સંયમ શીખાતો નથી અને બેમાંથી એક પણ વર્તમાન મૂકી ભવિષ્યમાં દૃષ્ટિ પ્હોંચાડે એવાં નથી, માટે તું જ્યાં સુધી કોલ નહિ આપે ત્યાં સુધી મને શાંતિ નહિ વળે."

"કાકાજી! હું મરતાંએ મારો મિત્રધર્મ નહિ ચૂકું એ મારૂં વચન છે."

"ભાઇ દીર્ઘાયું થજે! ઇશ્વર તને સુખી રાખો. હું તારે માથે ભાર મૂકું છું તેનું વહન કરવા પ્રભુ તને શક્તિ આપો. પેલું પાકીટ લાવતો."

રસિકલાલે પાકીટ આપ્યું.

"ભાઈ રસિક! મારી મરતી વખતની છેલ્લી ઇચ્છા તેં કબૂલ કરી છે, તો એક બીજી પણ મારી માગણી સ્વીકાર નહિ તો મારો જીવ અકળાશે. પેટની વેઠમાંથી કંઈ તને વધારે અવકાશ મળે, મેં મૂકેલો ભાર તું સારી રીતે ખેંચી શકે માટે હું તને આ જુજ ભેટ આપું છું તે લે. ના પાડી મારૂં દિલ દુભવીશ નહિ." આમ કહી હજાર હજારની દશ નોટો શેઠે રસિકલાલની આગળ ધરી.

"કાકાજી મને માફ કરો. એ હું નહિ લઉં. ફરજ બજાવવા માટે લાંચ હોય નહિ. કિંમત લઇને જો મિત્રધર્મ બજાઉં તો તે ધર્મ શાનો. ધર્મમાં લાલચ શેની આપ મારી એવી હલકી કિંમત ના આંકો."

"ભાઇ રસિક! લાલચથી તું એ કામ કરશે એમ હું ધારતો હોત તો તને એવું કામ સોંપતજ નહિ. ધર્મનું મૂલ્ય ન થાય એ તો હું પણ જાણું છું, અને તેટલા માટે હું તારી કને વેચાતું કામ લેવા નથી ઇચ્છતો. હું જે તને આપું છું તે તને મેં કંઇ કામ સુપ્રત કર્યું છે માટે નથી આપતો. લાલચથી જો તું કામ કરશે એમ હું માનતો હોત તો અવશ્ય મને એવો સંદેહ રહે કે એથી વધારે

મોટી લાલચ મળે તો તું તારૂં કામ ચૂકે એવી શંકા લાવું તો મને તારો વિશ્વાસજ ના બેસે. કર્તવ્યની કિંમત નથી પણ હું તો તને મારી પ્રીતિની નિશાની તરીકે તથા જે કાર્ય તને સોંપ્યું છે તેને માટે તારી યોગ્યતા વધારવા માટે આપું છું. યોદ્ધાને લડાઇમાં મોકલીએ તો તેને ઢાલ કવચથી સજ્જ કરવો જોઇએ, તેના ખોરાકનો બંદોબસ્ત પણ થવો જોઇએ. યોદ્ધો પ્રાણત્યાગ કરે છે તે ધર્મને અર્થે. પ્રાણદાનની કિંમત આંકી ન શકાય. પતિએ પત્નીનું પોષણ કરવું જોઇએ પણ પતિવ્રતા પોતાનો ધર્મ સાચવે છે તે કંઇ પેટને માટે નહિ. મનની ઉચ્ચવૃત્તિઓ વેચાતી મળતી નથી એમ હોત તો શ્રીમંતો દુઃખી થાતજ નહિ, અને ધનવાન અને રાજકુલોમાંજ નીચ ખટપટો જામત નહિ. મને તારા પર સ્નેહ છે. દ્રવ્યથી તું દુઃખી છે. પિંડ પોષણની ચિંતામાંથી તારો કંઇ કાળ બચે અને તું કંઇ સ્વતંત્ર પગભર થાય માટે હું તને ફક્ત એક સ્નેહીના ટેકા રૂપ આ અલ્પ ભેટ આપું છું."

"કાકાજી મને મારો નિર્વાહ ચલાવવામાં મુશીબત નડતી નથી અને આવડી મોટી રકમની ભેટ ના હોય."

"ગાંડા! રકમ નાની છે કે મોટી તે આપનારની યોગ્યતાથી નિર્ણય કરવાનું હોય છે. સુદામાના તાંદુલ, શબરીનાં બોર અને વિદુરની ભાજીનું મૂલ્ય અધિક શાથી અંકાયું? કારણ કે આપનારની શક્તિ એથી વિશેષ નહોતી. દાનની શક્તિનું માપ ઇશ્વર આપનારની સંપત્તિથી આંકે છે. ચંદુને માટે હું પંદર લાખની મીલકત મૂકી જાઉં છું. એ દૃષ્ટિએ તો તને હું કંઇજ આપતો નથી."

"આપ ભૂલો છો. લેનારની લાયકાત પણ જોવી જોઇએ. બાળકને રમકડુંજ અપાય. આ દાનનો વિષય નથી પણ ઉપમા ખાતર કહું છું કે હરિશ્ચંદ્રે વિશ્વામિત્રને રાજ્ય આપ્યું પણ ગુણકાને તો નાજ પાડી. યાચકની યોગ્યતા દાનેશ્વર પ્રથમ જુએ છે."

"ભાઇ આ સ્નેહનો વિષય છે. પુત્રવત્ વાત્સલ્યથી હું તને

દુનિયાના યુદ્ધ માટે વધારે લાયક કરવા માંગું છું. જે ભાવથી હું આપું છું તે ભાવનું સ્વરૂપ જોતાં તો હું કનિષ્ઠમાં કનિષ્ઠ રકમ પસંદ કરૂં છું. તારી યોગ્યતા ચંદુ કરતાં શી ઓછી છે? પણ હું તને તારી આજીવિકાનું સાધન આપવા માંગતો નથી, તને ભારે ભેટ આપી ગુજરાનની ચિંતામાંથી નિવૃત્ત કરી આળસુ બનાવવાની મારી ઇચ્છા નથી. હું તો કેવળ તને તારા સ્વતંત્ર નિર્વાહના અનિશ્ચિતપણાને લીધે ઉપજતી હાય વરાળમાંથી મુક્ત કરવા માંગુ છું. કાલે શું થશે, આપત્તિ આવશે તો શું કરીશું એવા દીનતાના ભાવ તારા પુરૂષાર્થને દબાવે નહિ, તું ઉત્સાહી સ્વતંત્ર બને, ઓછો ગરજાઉ થાય અને તારી શક્તિઓને નિશ્ચિંતતાથી દીપાવે એવા આશયથીજ હું મારી શક્તિના પ્રમાણમાં આ બીલકુલ નજીવી રકમ તને ભેટ કરૂં છું તે લે અને મારો હાથ પાછો ના ઠેલ."

"કાકાજી! આપ બહુ આગ્રહી છો. મને ઉપકાર વશ કરવો જ ધાર્યો હોય તો ભાઇનો મારા પર ઓછો ઉપકાર નથી થયો."

"હું જાણું છું, પણ એ ઉપકાર ન કહેવાય. એનો એ મિત્ર ધર્મ હતો કે તને આપત્તિમાં મદદ કરવી. હું તને આભારના ભાર તળે દબાવવા ઇચ્છું છું એવું ધારી તું મને અન્યાય નથી કરતો? મારો આશય એવો છેક હલકોજ માને છે? મારો ઇરાદો સ્પષ્ટ કહ્યા છતાં અંતરના ઉંડાણમાં કચરો ડહોળવા શું કરવા પેસે છે."

"આપના અગાધ અંતરમાં ડૂબકી મારવાની મારા જેવાની શક્તિયે ક્યાંથી હોય? મને તેવી વૃત્તિ પણ નથી. મને તો જે સુઝયું તે સ્પષ્ટ કહ્યું. અવિનય થયો હોય તો ક્ષમા કરો."

"રસિક તું બહુ પાકો છે. મીઠાં મર્મ વચન તને સારાં કહેતાં આવડે છે. મારૂં હૃદય અગાધ છે એમ કહી હું ઉપરનો જે ભાવ બતાવું છું તે અંતરનો નથી એવું તું સૂચવવા ઇચ્છે છે."

"કાકાજી ક્ષમા કરો. તમારી બુદ્ધિ આ વયે અને આ સ્થિતિમાં પણ તીક્ષ્ણ છે. પણ મારૂં મન માનતું નથી."

"તેનું કારણ શું?"

"મિત્રતામાં દ્રવ્યની આપ લે કરવાથી સંબંધ તૂટવાનો કે ઓછો થવાનો ભય રહે છે."

"પણ તે ક્યારે? લેવડ દેવડને લેણુ દેણુની વ્યવહારિક આપ લે હોય ત્યારે. સ્નેહની ભેટમાં નહિ. તું નહિ માને તો મારૂં અંતર કેટલું દુખાશે તે જાણે છે. મારો જીવ શાંતિથી ગતે જાય એવું શું તું ઇચ્છતો નથી?"

"આપ આવું કહો છો ત્યારે હું નિરૂપાય છું પણ મને આ ભેટ લેતાં બીજો પણ ભય રહે છે."

"તે શું?"

"મિત્રધર્મ સારી સલાહ આપી સન્માર્ગે બતાવવાનો છે. કદાચ એવું બને કે મારી સલાહ માન્ય ના થાય, અને હું કશું કરી શકવા અસમર્થ નીવડું તો મારે માથે આપનું સદાનું ઋણ રહે."

"શાબાશ દીકરા! તારી સૂક્ષ્મ બુદ્ધિ જોઇ મારૂં વ્હાલ વધે છે. હું તને કંઈ પણ શરત વિના ફક્ત મારા સ્નેહનીજ આ ભેટ આપી એ બાબત સદાને માટે ઋણ મુક્ત કરૂં છું. આને અંગે કંઈ શરત છે જ નહિ. એવી શરતોથી ધર્મ ના બજાવાય. તું તારૂં બનતું કરશેજ એવી મને અડગ શ્રદ્ધા છે. ચાલ હવે કંઇ છે? મારો બોલ કોઇએ પાછો ફેરવ્યો નથી."

રસિકે કહ્યું "કાકાજી આપને આટલી મુદતથી ઓળખું છું છતાં ખરી રીતે આપને આજે જ પીછાણ્યા એમ લાગે છે. આપની વિચક્ષણ દીર્ઘ દૃષ્ટિ અને અપૂર્વ દ્રઢતા મોટા મહારથીને પણ હંફાવે. અનિચ્છાએ પણ આપની આજ્ઞાને આધીન થાઉં છું." એમ કહી રસિકે નોટો લઇ ઘડી વાળી ગજવામાં મૂકતાં કહ્યું:–"હું આપનો શી રીતે ઓશિંગણ થાઉં."

"ભાઇ તારા જેવા કને ધાર્યું કરાવ્યું એટલે મારી જાતને માટે પણ આજે મને કંઇ અભિમાન આવે તો તે બરાબર છે.

ઉપકાર માનવાની કંઇ જરૂર નથી. આ વાત આપણી બેની વચ્ચે ખાનગી છે એમાં ચંદુને કે કોઇને કહેવાની જરૂર નથી."

"મારા પર આવડો ભાર મૂક્યો છે તે ખાનગી રાખવાનું હું કંઇ પ્રયોજન જોતો નથી. ભાઇથી શું ખાનગી હોય ?"

"રસિક! તારી એ કેટલીક બાબતમાં બુદ્ધિ કાચી લાગે છે. આ બધી વાત એને કહીએ એટલે એનું અભિમાન ખંડન થાય અને એ તને નિસ્વાર્થી મિત્રને બદલે મારા વિશ્વાસુ સંભાળ રાખનાર તરીકે ઓળખે તો તારી ઉપયોગિતા ઘટે, અને તારા પર એને કંઇક અણગમો થાય."

"એટલા માટે તો હું પહેલેથીજ આપને ના કહેતો હતો પણ આપે મારૂં કહેવું માન્યું નહિ."

"મારે બે અર્થ સારવા હતા. સાપ મરે અને લાકડી ભાગે નહિ."

"આપની બુદ્ધિને ધન્ય છે પણ મારી નિર્બળતા માટે મને પશ્ચાતાપ થાય છે. મારી વાત ખરી હતી છતાં આપે યુક્તિથી ખોટી પાડી."

"જો પાછો ઉંધો અર્થ લીધો. મારો ઉદ્દેશ તો મેં તને પ્રથમ કહ્યા તે જ છે. ચંદુ એ અર્થ કદાચ ગ્રહણ ના કરે અને કરે તોયે મારૂં ધાર્યું પરિણામ ના આવે એવો મને ભય છે. હવે એ વાત ભૂલી જા અને ચંદુને અને માણેકને બોલાવ."

એ બન્ને આવ્યાં એટલે ડોસાએ કહ્યું "ભાઇ ચંદુ તને જેટલું કહેવાનું હતું તેથી વધારે હું કહી ચૂક્યો છું. મારી કને શું છે તે બધું તને બતાવી દીધું છે. હવે મારો અંતકાળ નજીક આવ્યો છે. ડાકટર ગમે તેમ કરે તેથી ભૂલાવામાં પડતા ના. નીતિ ને નિયમથી વર્તશો તો સુખી થશો. રસિક તારો ખરો મિત્ર છે એની સલાહ વિના કંઈ સાહસ કરશો નહિ. માણેક! બેટા! તું ડાહી છે. બે જણાં હળી મળીને રહેજો. હવે તમારી સંભાળ રાખનાર

કોઈ નથી એટલે જાતે જ સમજજો અને મન ઉંચાં થાય તો મમતી ના થતાં એકમેક આગળ દિલ ખુલ્લાં કરવાં એજ સમાધાનનો ઉપાય છે. પૈસો તો હું પાછળ મૂકી જાઉં છું પણ લક્ષ્મીનો ગર્વ કદી કરવો નહિ અને ત્રેવડ અને કસર ઘર ચલાવનારે ભૂલવાં નહિ. યોગ્ય પ્રસંગે ઉદારતા પણ રાખવી. લક્ષ્મીના સદુપયોગમાંજ તમારૂં શ્રેય છે. ઇશ્વરે મારૂં આયુષ્ય થોડા માસ લંબાવ્યું હત તો મારી મોટી ઇચ્છા પાર પડત પણ હવે અંતકાળે તેનો શોચ હું કરતો નથી. પ્રભુ તમને સુખી રાખે. સંપીને રહેજો અને સંયમી થજો. મનને જીત્યા વિના જગત્ જીતાતું નથી.”

ડોસાએ બધાને આશીર્વાદ દીધો અને બહારથી સહુને બોલાવ્યા. દરેકને તેની યોગ્યતા પ્રમાણે ઇનામ આપ્યું. રસિકને સોનાની ઘડીયાળ અને છેડો આપ્યાં. શાંતિથી બધા સાથે વાતો કરી. તે દિવસે ડોસાને કંઇ થયું નહિ, પણ બીજે દિવસે સવારે સૂર્યોદય થતાંજ આ બુદ્ધિશાળી અને કાર્યદક્ષ શેઠે પ્રાણ મૂક્યો. આખી રાત ડોસાએ પોતાને થતી વેદના દબાવી ઈશ્વર રટણ ર્ક્યા ર્ક્યું અને અંતકાળ આવ્યો છે એ તે સમયના અડધા કલાક આગમચજ બધાને ખબર પડી.

માણેકના સીમંતની અથડામણ પછી તરતજ ડોસાની માંદગી અને આ ભારે ખસ્ચ આવ્યું એટલે એક થાક પૂરો ઉતર્યાં પહેલાં બીજો શરૂ થયો. નામ પ્રમાણે ખર્ચ ચંદુલાલે મુંબઇ તેમજ ખંભાતમાં ર્ક્યું. પૈસો પાણી માફક વાપર્યો પણ ડોસાની ગેરહાજરીમાં વ્યવસ્થાની ખામી ઘણી જગ્યાએ દેખાઇ આવી અને કેટલાક લોકો મીઠું બોલી માથાં મારી પૈસો ખાઈ ગયા પણ ખરા.

ચંદુલાલ લ્હેરી અને સરળ હૃદયનો એટલે એની આગળ ઘણુ ફાવી જતા. માણેક દરેક વસ્તુ ઉપર જાતે ધ્યાન આપવા યત્ન કરતી પણ બીન અનુભવી સ્ત્રી તે વ્યવહારમાં કેટલું સમજે.

આ શ્રમથી માણેકની તબિયત કંઇ બગડી અને કસમયે પુત્રી અવતરી તરત મરણ પામી. સારી માવજતથી પંદરેક દિવસમાં

માણેકને આરામ થઇ ગયો અને આ યુવાન દંપતીને પુત્રીના મરણનો કંઈ ઝાઝો શોક થયો નહિ.

પોતાની આશાનો આવો અંત દેખી ડોસાને ઘણું દુઃખ થાત પણ તે જોવા એ જીવતા ના રહ્યા એ પણ પ્રભુની કૃપા માનીએ તો ખોટું નથી.

## પ્રકરણ ૨૬ મું.

### બદલાયલું ગૃહતંત્ર.

પિતાના મૃત્યુથી ચંદુલાલ સકલ સંપત્તિનો માલીક થયો. મોતીલાલ શેઠની દૃષ્ટિ ચોગરદમ રહેતી અને તેમના વખતમાં જો કે ચંદુલાલને કોઇ પ્રકારનું દુઃખ નહોતું છતાં દ્રવ્યનો યથેચ્છ વ્યય તેનાથી થઇ શકતો નહિ, પંદર લાખ રૂપિયાની દોલતનું સ્વામિત્વ એકદમ મળવાથી ચંદુલાલનું મગજ કંઇક હર્ષ વિકારથી અસ્થિર થઇ ગયું હોય એમ લાગવા માંડયું.

આટલા બધા પૈસા એતો જાણે એને અખૂટ લક્ષ્મી લાગવા માંડી અને જરા મોટાઇનો એને શોખ હોવાથી કંઈ કંઇ યોજના-ઓમાં એણે આગળ પડતો ભાગ લેવા માંડયો, અને આડંબર અર્થે દ્રવ્યનો નિરંકુશ વ્યય કરવા માંડયો અને પોતાનાં મોજશો-ખનાં સાધન પણ વધારી દીધાં.

માણેકનો સ્વભાવ એથી ઉલટો હતો. એનાથી પૈસા ખરચાય તે ખમાતું નહોતું એટલુંજ નહિ પણ ઝીણી ઝીણી બાબતોમાં પણ એ ગાંડી કસર કરવા જઇ હલકાઈ દેખાવા જેવું કરતી. મોતીલાલ શેઠ છતાં તો ગૃહવ્યવસ્થામાં શેઠ જાતે બધું લક્ષ આપતા અને ઉદારતાથી યોગ્ય ખરચ કરતા. માણેકે નાની નાની બાબતો ખેંચી રાખી નોકર વર્ગને નારાજ કરવા માંડયો. ભટની આવક ઉપર પણ કાપ પડવા માંડયો અને ખાવાની વસ્તુઓની બાબતમાં પણ સખ્ત

અંકુશ મૂકાવાથી ભટને પોતાની નોકરી છોડી દેવાનો વિચાર થવા માંડયો. ઘણાં વરસનો જૂનો નોકર અને કુટુંબ માટે ખરી લાગણી ધરાવનાર એટલે ૯૯ડ ચટક કરી એ રહી જતો પણ માલી ગાડીવાન વિગેરેએ નોકરી મૂકી દીધી. હકીકત એમ બની કે ભટ સાધારણ રીતે વધારે રસોઇ કરી વધેલું રાંધેલું બીજા નોકરોને આપી તેમને રાજી રાખતો. આથી પગાર ભારે નહિ હોવા છતાંયે નોકર વર્ગ પ્રસન્ન રહેતો. માણેકે આ બધું બંધ કર્યું અને કોરા પગારમાં જેને ના પરવડયું તેણે રજા લીધી. ભટના હાથ નીચે એક બીજો રસોઇઓ હતો તેને પણ માણેકે રજા આપી. આમ એક બાજુએથી ખરચમાં કસર થવા લાગી પણ ચંદુલાલે મુખ્ય દ્વાર ખુલ્લાં મૂકેલાં હોવાથી મોતીલાલ શેઠના વખત કરતાં ખરચ વધ્યું ને આબરૂ ઘટી. ચંદુલાલનું ઘરની બાબતમાં બીલકુલ લક્ષ નહોતું અને માણેક એમની જરૂરની વસ્તુઓમાં તો કશી કસર કરતી નહિ એટલે બદલાયલું તંત્ર એની ધ્યાનમાં આવ્યું નહિ. માણસ બદલાય ત્યારે ચંદુલાલ પડપૂછ કરતો પણ માણેક તેના સંતોષકારક ઉત્તર આપતી એટલે એના મનનું સમાધાન થતું શેઠને કાને કોઈ ફરિયાદ કરવા જતું નહિ કારણ કે બધાની ખાત્રી હતી કે માણેક શેઠાણી વિરૂદ્ધ કંઇ કહેવું એટલે તે ઘડીથી નોકરીથી બરતરફી મળીજ સમજવી. ફક્ત ખાસ જરૂરના પ્રસંગે ભટ ચંદુલાલને આડું અવળું સમજાવી થોડા પૈસા લઇ આવતો અને માણેકે પાડેલાં ગાબડાં પૂરવા પ્રયત્ન કરતો.

આમ દરવાજા ખુલ્લા ને ખાલે કુંચાની નીતિ આ ઘરમાં ચાલવા માંડી. માણેક પોતાનાં કપડાં લતાં કે દાગીના વિગેરેમાં તો કંઇજ કસર કરતી નહિ. એ વિષયમાં તો એને કંઇક ઉડાઉ કહીએ તો પણ ચાલે. નવાંમાં નવી ફેશનનાં પોલકાં, નવી નવી સાડીઓ, ઘરનો ફરનીચર વિગેરે બાબતોનો શોખ માણેકને મૂળથીજ હતો અને ગૃહની લગામ પોતાના હાથમાં આવ્યા પછી તે શોખ એણે

પધાર્યો, પોતાની જાત ઉપયોગની વસ્તુમાં આણેક કદી કસર કરતી નહિ પણ કોઇને કંઈ આપવાની બાબતમાં તે હાથ સખ્ત ભેંચી રાખતી અને તેની મૂઠી કેમે કરી ઉઘડતી નહિ. બીજાને આપેલા પૈસાનો પૂરેપૂરો બદલો લેવો, નોકરોને જેમ બને તેમ ઓછો પગાર આપી બની શકે તેટલું વધારે કામ લેવું અને એકંદરે વ્યવહારની દરેક બાબતમાં પોતાના લાભની બાજુ બહુ કાળજીથી તપાસવી એ આણેકનો જાણે સ્વભાવ થઇ પડયો હતો. આ સ્વાર્થપરાયણતાનાં બીજ તેના પિતા ડાક્ટર નગીનલાલના વિલક્ષણ ગૃહસંસારમાંથી એના મગજમાં રોપાયાં હતાં અને અનુકુળ પ્રસંગ આવે તે ઉગી નીકળ્યાં આવા વ્યવહારમાં તે કશું ખોટું દેખતી નહિ અને દરેક માણસે પોતાનો લાભ તપાસવો એ ધર્મ છે એવી તેની માન્યતા હતી. નાનપણમાં એણે કુટુંબના દરેક માણસની સ્વાર્થની ખેંચાખેંચ જોઈ હતી અને તેવા ઘણા સંસ્કાર પડયાથી એ અનુદાર સ્વાર્થ વૃત્તિનેજ તે કુદરતની સાધારણ વૃત્તિયો માનતાં શીખી હતી અને કોઇની સ્વાર્થ વિનાની ઉદારતા તે દેખતી તો તેને મૂર્ખાઇમાં લેખતી.

આ પ્રમાણે આ ગૃહસંસારનું ગાડું અથડાતું કૂટાતું ગબડવા માંડયું. ચંદુલાલના ખુશામતીઆ મિત્રો વધવા માંડયા અને એને છાપરે ચઢાવી બધા ધીમે ધીમે પોત પોતાનો સ્વાર્થ સાધવાની યુક્તિ શોધવા લાગ્યા. ચંદુલાલ એમ કંઇ છેક કાચો નહોતો પણ એનું વ્યવહાર જ્ઞાન ઘણું અપૂર્ણ હતું. અને તેથી એને મોટાભા બનાવી કામ કાઢી લેવાનું સુલભ પડતું. ચંદુલાલનો પગ ઘરમાં હવે બહુ ટકતો નહિ અને રાત્રે પણ ઘણીવાર મોડું આવવાનું થતું. આણેકની ઇચ્છા રસિકલાલ જોડે પોતાની એકાદ ભત્રીજી દેવાનો હોવાથી તેનું મન પલાળવા તે ઘણો યત્ન કરતી અને એ જણાં લાંબો વખત સુધી વાતો કર્યા કરતાં રસિકલાલને પોતાનું ઘર અને છોકરાં સંભાળવાનાં હોવાથી તે નિત્ય આવતો નહિ પણ જ્યારે નવરાશ મળતી ત્યારે બે ઘડી આણેક જોડે નિર્દોષ વાર્તાવિનોદ કરવા બેસતો. કોઇને

ગુજરી ગયે આશરે બારેક માસ પછી આમ વાતો કરતાં બે જણ બેઠાં હતાં ત્યાં ભટે આવી નોકરીમાંથી છૂટા થવા રજા માંગી.

માણેકે કહ્યું "કેમ આજે વળી પાછું શું છે જે?"

ભટે કહ્યું "મારાથી હવે અહીં નોકરી નહિ થાય."

"પણ તેનું કંઇ કારણ?"

"કારણ નવું કંઈ નથી. તમે બધું જાણો છો." રસિકલાલે વચ્ચે કહ્યું:—

"જેભાઇ! તમારા જેવા જૂના નોકરને આ ઉમરે હવે આ ઘરમાંથી નીકળીને ક્યાં જવાનું હોય?"

"ભાઇ સાહેબ! એજ ભોગ છે તો મેં બધું મારૂં મારૂં કરી માન્યું. મોટા શેઠના વખતમાં તે બધું મને ફાવ્યું. હવે ભાઇ તો ઘરમાં કંઇ ધ્યાન દેતાજ નથી અને ભાભીના હુકમ પાળવા મને બહુ અઘરા પડે છે."

માણેક ગુસ્સામાં બોલી "મહારાજ તમારે જવું હોય તો બેલાશક બીજો નવો માણસ સારો મૂકીને જાઓ. આમ બહારના માણસ આગળ ઘરની ખાનગી વાત કરશો તો મને નહિ પરવડે. બાપાજી છતાં તમે અંધેર નભાવ્યું અને એમણે તમારી આંખેજ જોયા કર્યું તેવું આંધળું ખરચ હવે નહિ નભે."

"આંધળું ખરચ તો હાલ ચાલે છે. બાપાજીના વખતમાં તો બધું નિયમસર તંત્ર ચાલતું. જુજ બાબતમાં તમે ખેંચ કરી મુઠી મુઠી તાણી રાખો છો ને ગાડે ગાડા પોળ ગબડયું જાય છે. બાપાજીના વખતમાં અન્ન પડીકે નહોતું બંધાયું પણ બીજો ખરચ બધો અંકુશમાં હતો. અન્નની ઉદારતાથી માણસ સંતોષાય છે તેવાં બીજી રીતે નથી સંતોષાતા. તમારી નીતિથી નોકર ચોર થાય છે. જૂનો ગાડીવાન બિચારો દાળ ભાતથી સંતોષ પામતો. નવો ગાડીવાન પગાર વધારે લે છે અને ઘાસ ચંદીની ચોરી તો એટલી કરે છે કે એટલામાં બીજા બે ઘોડા વધારે રખાય."

માણેક છેડાઇને બોલી "તમે જાણીને મને આજે હલકી પાડવાજ બેઠા છો તો બોલો તમારાથી બોલાય તેટલું. ઘરડા નોકર એટલે માલીકનુંયે તમે અપમાન કરી શકો. શું હું કોઇને ભૂખ્યાં રાખું છું અને ગાડીવાન ચોરી કરે છે તે મારો વાંક કે તમારો? એવી એવી દેખરેખ હું બધી ક્યાં રાખ્યા કરૂં? તમે જાણીને મને વાત કેમ ના કરી?"

"મારો બોલ્યાનોયે કંઈ અર્થ ક્યાં રહ્યો છે? એ જાયને વળી નવો કોઇ એના માથાનો આવે. આ બાર મહિનામાં કેટલાં માણુસ તમે બદલ્યાં ને તેમાં શું લાભ દીઠો? પેટ મૂકી કોઇ કામ નહિ કરે અને સીધું નહિ આપો તો છાનું તેથી બેવડું લેશે. મોટા શેઠનો તો નિયમજ એ હતો કે માણુસને અન્નથી મારવું એટલે તે આપો આપ ઠેકાણે ચાલે."

"ત્યારે મેં કંઇ અનાજની કોઠીયે દાટા માર્યા છે? કોઠારની કુંચી તો તમારી કને છે. બગાડ થતો હોય ને બોલીએ તે પણ તમારાથી ના ખમાય. રસિકભાઇ તો ઘરના માણુસ જેવા છે પણ આમ ગમે તે માણુસ બેઠું હોય તેના દેખતાં તમે મારૂં અપમાન કરતાં ચૂકો નહિ એવી નોકરી મને નહિ પરવડે અને જાણી જોઇને તમે ચોરી થવા દેશો તો હું તમારા પગારમાંથી કાપી લઇશ."

"જે કાપવું હોય તે કાપી મૂકીને હવે મને છૂટોજ કરો. મારાથી આ ઉમરે કામને પ્હોંચી વળાતું નથી."

"ત્યારે તમારે તો નોકરને ઘેર વાણોતર જોઇએ. ઘરમાં આખાં બે માણુસ અને તમારે બીજો રસોઇઓ જોઇએ. ત્યારે એમ કહોની કે એજ તમારી ચૂંક છે."

"બીજો રસોઇઓ તો કેટલા વરસથી નભતો હતો. ઘરની કેટલી બાબતની સંભાળ મારે માથે હતી તે તમે નહિ દેખતાં હો. માણુસ ગમે તેટલાં હોય પણ મોટાનું ઘર એટલે સો વાતની ફીકર રાખવી પડે."

"વારૂ જાઓ તમારે જે કે'વું હોય તે તમારા શેઠને કહેજો. એમને પુછ્યા વગર મારાથી તમને રજા નહિ અપાય."

ભટ કંઇ બબડતો બબડતો ચાલ્યો ગયો.

ભટ ગયા પછી માણેક બોલી.

"ભાઈ! જોઇ આ મારી ઉપાધિ ? માથે ચઢી ગએલા નોકર આમ પજવે છે."

"બ્હેન ! તમારા ઘરની ખટપટમાં હું શું સમજું ? પણ મને એક સૂત્ર ખરૂં લાગે છે."

"શું ?"

"શ્લોક કહું ?"

**कोनयाति वशं लोके मुखे पिंडेन पूरितः ।**
**मृदंगो मुखलेपेन करोति मधुरध्वनिम् ॥**

મોઢામાં પિંડ એટલે લોટનો ગોળો પૂરે તો કોણ વશ ના થાય ? મૃદંગ એટલે નરઘાંને પણ લોટનો લેપ કરે છે ત્યારે મધુર અવાજ આપે છે."

માણેકે કહ્યું "એ શ્લોક મને નથી ગમતો એ તો લાંચથી કામ લેવાની વાત થઈ. તમે તો ફક્ત શબ્દાર્થેજ કહ્યો."

"હાલ શબ્દાર્થ મને લાગુ પડતો લાગ્યો. તમારા જેવા મોટા કુટુંબમાં અન્ન ભંડાર છૂટો જોઇએ એમ હું માનું છું."

"એ તો જૂઠો છે. વગર કારણે મોટાં મોટાં તપેલાં ચઢાવી કોરા પગારદાર નોકરને એ ભરે તે મારાથી કેમ ચાલવા દેવાય. એને તો ખુશામત બહુ જોઇએ છે બધાને એ ભરે એટલે બધા એની ખુશામત કર્યા કરે અને એના દબેલા રહે. એવા ઉડાઉપણાથી એને બધા નોકરોના રાજા થવું છે. મારા તંત્રમાં હવે કોઇ એની ખુશામત કરતું નથી તે એને નથી ફાવતું."

"છોને એ રાજ ભોગવે. તેમાં તમનેજ સુખ છે. તમે એક કામ કરો. એથી અનાજનો કેટલો વ્યય થાય છે તે હિસાબ કાઢો

અને નોકરો સંતોષી રહે તો કેટલો ઉગારો થાય અને કેટલી નિવૃત્તિ રહે તે બીજી બાજુ મૂકો."

"એવી કડાકૂટ કોણ કરે. દામ આપીને કામ લેવું તેમાં બીજી ભાંજગડ શું કરવા જોઇએ?"

"માણસ એ કંઇ યંત્ર નથી. સુખ દુઃખની લાગણીથી એ પ્રેરાતું એ બેપગું પ્રાણી કેવળ શુષ્ક વ્યવહાર નહિ સાંખી શકે. તેના સુખમાં સંતોષ અને દુઃખમાં દયા રાખતાં શીખવું જોઇએ. કડવું બોલું છું તે માફ કરજો પણ તમારૂં વર્તન લાગણી વિનાનું છે."

"તમારા બોલ્યા પર ખોટું નહિ લાગે, બાકી મારી જેવી ઉંડી લાગણીઓ છે તેવી બીજા કોઇની ભાગ્યેજ હશે. લાગણીઓના આવેશથી જેટલું મારૂં હૃદય દોલાયમાન થાય છે તેટલું બીજા કોઇનું હજુ સુધી મેં જોયું નથી."

"એ તો તમે તમારા પોતાના રાગદ્વેષની એટલે સ્વાર્થી લાગણીઓની વાત કહી. તમારા પોતાના સંબંધે તમારા ભાવ બહુ અગાધ હશે પણ સામાને માટે તમારી દયાવૃત્તિ કેવી છે તે તપાસો. તમારા પોતાના માટે તમે જે ખર્ચ કરો છો તે જોઈ કોઇ તમને અનુદાર ના કહી શકે પણ સ્વાર્થ પોષણમાં વૃત્તિયો બહુ બળવાન હોય ને સ્વાર્થ ત્યાગમાં જો મંદ હોય તો ખરી ઉદારતાની તો ખામીજ કહેવાય."

"રસિકભાઈ તમે તો વીંટાળીને પથરા મારો છો. આ ગોળ ગોળ વાણીનો અર્થ તો એટલોજ ને કે હું સ્વાર્થી છું. બીજા કોઇના આવા બોલ હું કદી ના સાંખું. શું માણસોને ૫ટવે તેનું નામ જ ઉદારતા? હું પુણ્ય દાન કેટલું કરૂં છું તે તમે જાણો છો? તમે ઉદાર હોવાનો ડોળ કરતા હો તો તમે કેટલું ધર્માદા કરો છો તે બતાવશો?"

રસિકલાલ મનમાં બબડ્યો.

**" अप्रियस्यापि पथ्यस्य श्रोता वक्ता च दुर्लभः ।**

**પછી તારાશીથી કહ્યું:—**

"હિતકર પણ અપ્રિય વચન કહેનાર અને સાંભળનાર દુર્લભ હોય છે. તમને સ્હેજ અપ્રિય કહેતાં ગુસ્સો ચઢયો એટલે હવે વધારે નહિ કહું."

"ના ના, જે મનમાં હોય તે કહો. તમારા પર ખોટું નહિ લાગે."

"જુઓ ત્યારે તમારૂં પુણ્ય દાન પણ જે કેટલુંક હું જોઉં છું તે કોઇ દુઃખીને મદદ કરવાના હેતુથી નહિ પણ ઇશ્વર તમારા પર રાજી થઇ તમારૂં પોતાનું કલ્યાણ કરે એ હેતુથી પ્રેરાયલું દેખાય છે. દેવ મારા પર પ્રસન્ન થાય અને મને ઇચ્છિત સુખ આપે એવી વૃત્તિથી કરેલું ધર્મદાન સ્વાર્થનીજ કક્ષામાં આવે છે. એ સ્વાર્થ હલકો નહિ પણ સ્વાર્થ તો ખરોજ. હું આટલું કરૂં છું માટે મને જીવતાં કે મુવે આટલું મળે એવી વ્યાપારી વૃત્તિના પુણ્યમાં દયાની વૃત્તિ નથી હોતી, અને સર્વ ધર્મનુ મૂળ દયા છે. મારે માટે જ જો કહેતા હો તો તમારા જેવો હું શ્રીમંત નથી પણ મારાં ગરીબ સગાંને માટે મને જે લાગણી છે અને તેને અર્થે મારી સાધારણ કમાઇમાંથી હું જે ખર્ચ કરૂં છું તેને હું પુણ્ય નથી ગણતો પણ ઇશ્વર તો ગણશે જ. તમને એ નહિ સમજાય પણ મારે માથે જે વિશાળ કુટુંબનો ભાર નાનપણથી પડયો છે તેને લીધે જ હું દ્રવ્ય સંચય કરી શકયો નથી પણ હું મારી સ્થિતિમાં સંતોષ માનું છું અને મારો ધર્મ મારી ફરજ શું છે એજ સદા વિચારૂં છું. તમારી પેઠે મહાદેવ મંદિરોના ઉત્સવમાં હું પૈસા ખરચી શકતો નથી પણ મારે પૈસે પાંચ માણસ વધારે પોષાય છે તેથી જ હું મને કૃતાર્થ માનું છું.

"જેના જીવ્યાથી જીવે છે, જીવ કૈં જગમાં ઘણા;
જીવ્યું તેનું ખરૂં માનો, પેટ તો પશુયે ભરે."

એ શ્લોકમાં મને ખરો ધર્મ લાગે છે. હું બડાઇ મારવા આ નથી કહેતો પણ તમારા જેવા શ્રીમંતની લક્ષ્મીથી જો વધારે માણસો પોષાય તોજ લક્ષ્મીનો સદુપયોગ થયો ગણાય. કટુતા મનમાં ના આણુશો આ તો વાદવિવાદ છે."

"આળસુ દરિદ્રીઓનાં પેટ ભરવાં એમાં ધર્મ આવી ગયો. તમે અંગ્રેજી ભણેલા થયા ને આવા ઉંધા વિચારના ક્યાંથી ?"

"**दरिद्रान् भर कौंतेय** એ ગીતા વાક્ય સંભારો. હું ગમે તે નિરૂદ્યમી સશક્ત માણસોનાં પેટ ભરવાનું નથી કહેતો પણ આશ્રિતનું પાલન એ પ્રથમ ધર્મ છે. આપણા સંસારમાં જો કુટુંબ ધર્મ પડી ભાગે તો કરોડો માણસો નિરાશ્રય ભૂખે મરતાં થઇ જાય."

"પણ પોતે પોતાનું ફોડી કેમ ના લે ?"

"ઉંચેથી એવી વાતો કરવી સ્હેલી છે પણ દરેક જણ કંઇ કંઇ કામ તો ગજા પ્રમાણે કરે છેજ, અને કમાવાની શક્તિવાળા કોઇ નિરૂદ્યમી બેસી નથી રહેતા. Poor house ( ગરીબને માટે ધર્માદા ગૃહ ) ને old age pension ( ઘડપણનું પેન્સન ) સરકાર યુરોપમાં આપે છે. તે રૈયત કનેથી પૈસો લઇને જ. આપણે ત્યાં કુટુંબ વ્યવસ્થા છે ત્યાં સુધી એ સ્થિતિ નથી."

"તમારા જેવા ખોટા ધર્માત્મા રહેશે ત્યાં સુધી એવું જ ચાલવાનું. આપણે તો એટલી સીધીને સાદી વાત સમજીએ કે દરેક જણે પોતે પોતાનું સંભાળી લેવું ને કોઈ કને કંઈ આશા રાખવી નહિ એમાં જ બધાનો ઉદય છે."

"તમે સ્વતંત્રતાના પૂજક છો પણ એવી સ્વતંત્રતામાં બળવાન નિર્બળને અને શ્રીમંત ગરીબને હમેશાં ચગદતાજ આવ્યા છે. એક મહાન લેખકે કહ્યું છે કે સ્વતંત્રતા દૈવી વસ્તુ છે પણ ભૂખે મરી જવાની સ્વતંત્રતા કંઇ એવી દૈવી નથી. ( Freedom is a divine thing, freedom to die of starvation is not so divine. Carlyle. )

"તમે વાદમાં નમ્યું નહિ આપવાના પણ આ જેભાઇનું શું કરવું તે કંઇ સુઝાડશો."

"હું તો કહું છું કે એને રજા આપવાને બદલે વધારે સ્વતંત્રા આપો."

"તમારા સખુનને ખાતર કહો તો તેમ કરૂં પણ એ માણસ મને સ્વતંત્રતાને લાયક લાગતો નથી."

"કાકાજીના વખતમાં આટલાં વરસ ઘર નભાવ્યું ને હવે શાથી નાલાયક થયો? તમારે સ્વતંત્રતા પોતાને માટેજ જોઇએ છે કે બીજાને પણ સ્વતંત્રતા આપવાની મરજી છે? સ્વતંત્રતાના પૂજારીયો જ્યારે સત્તાધીશ થાય છે ત્યારે ઘણા જૂલમગાર થાય છે એવું ઇતિહાસમાં ઘણી વખત વાંચ્યું છે. હું સ્વતંત્ર થાઉં ને બીજા મારે વશ રહે એનું નામ સ્વતંત્રતા નહિ. સ્વતંત્રતા સર્વને સરખી જોઇએ. આપણી સ્વતંત્રતાથી પારકા પરતંત્ર થાય તો તે સ્વતંત્રતા ના કહેવાય."

માણેક આનો જવાબ આપવા જતી હતી એટલામાં ચંદુલાલ આવ્યા, એને હવે માણેકમાં શ્રદ્ધા હતી અને રસિકલાલનો દૃઢ વિશ્વાસ હતો. આવતાજ હસતે મોઢે પુછ્યું:—

"કેમ શી ચર્ચા ચાલે છે?"

માણેકે કહ્યું "આપણો મહારાજ જેભાઇ પાછો રીસામણું લઇને બેઠો છે. એને ઘડી ઘડી છણક કરતાં આવડે છે. એ તો કહે છે મને રજા આપો. હવે તમારે પાલવે તો રાખો ને નહિ તો કાઢી મૂકો. હું તો થાકી એનાથી."

"ચંદૂલાલે બૂમ પાડી "ભટ! ભટ!"

"આવ્યો જી."

"કેમ શું છે, આજે વળી?"

"મને ભાઈ સાહેબ રજા આપો."

"જાઓ જાઓ અક્કલ વગરની શી વાત કરો છો? આ તમારૂંજ ઘર છે. રજા લઇને ક્યાં જવાના છો? કંઇ વાંકું પડયું હોય તો કહો."

હવે તો જે થાય તે ખરી એમ ધારી ભટે કહ્યું:—

" ભાભીએ જરૂર જેટલુંજ રાંધવાની વરદી આપી છે એટલે નોકરો નારાજ થઇ એક પછી એક ચાલ્યા જાય છે અને ગમે તેવા નવા નવા માણસ આવે છે. ઘડપણમાં બધી રસોઇ પણ મને એકલે હાથે ફાવતી નથી અને રસોઇમાંજ પેસી રહું છું તો ઘરના બીજા કામમાં લક્ષ અપાતું નથી ને ભાભી બીજો રસોઇયો રાખવા ના કહે છે."

માણેક જેભાઇની હિંમત જોઈ છછણી ઉઠી.

" તે તમારે તો રોજ નાત જમાડવી છે અને બીજો રસોઇયો રાંધે એટલે તમારે નવરા બેસી બધા પર સુબેદારી કરવી છે. એવો બગાડ ને બાદશાહી મારા ઘરમાં નહિ નભે."

" હું ક્યાં નભાવવાનું કહું છું. હું તો રજા માગું છું."

ચંદુલાલે કહ્યું " જેભાઇ, છેક છેલ્લે પાટલે બેસો છો તે કેમ જોગ ખાશે. તમારે એની સાથે રોજ કામ અને આમ વિરોધ પડશે તો ઘર કેમ નભે!"

" પણ ભાઈ! મારો એમાં શો વાંક? હું આટલાં વરસથી જે રીતે ઘર ચલાવતો આવ્યો છું તે રીત મારાથી એકદમ કેમ ફરીને બદલી શકાય. અને એમાં વધારે ખરચ કંઈ નથી. અનાજ વરે તેને બદલે બીજો ઉગારો ઘણો થાય છે."

ચંદુલાલે માણેકને ઉદ્દેશીને કહ્યું:-

" છો ને એ ગમે તેમ કુટે. કંઇ ખાતાં ખૂટી જાય તેમ છે? એવી બાબતમાં તારે શું કરવા માથું દુખાડવું પડે?" કોઠારની કૂંચી સોંપી દેને એને."

" એની કનેજ છે તો."

" ત્યારે જેભાઇ તમારે શો વાંધો છે."

"કૂંચી છે. પણ રસોઇ ભાભીના હુકમ પ્રમાણે કરવાની છે કની?"

" એવી વાતમાં એ શું કરવા માથું મારે. આપણે બાપાજીના વખતમાં ચાલતું હતું તેમ ચાલવા દો."

માણેક બોલી " ત્યારે હું તો તમારે મન કશી ગણત્રીમાં નહિ જ ખરૂં કની ? "

" કેમ એવું ઓછું કેમ આણે છે ? જેભાઈ આટલાં વરસથી ઘર ચલાવે છે, એમ છો ચાલતું. એવી જુજ બાબતમાં તારા મગજને તસ્દી શા માટે આપવી. "

" એમ પટાવીને પણ મારૂં માનભંગ કરશો તે હું સહન નહિ કરૂં. ભટને હાથે ઘર ચલાવવું હોય તો મારો શો ખપ છે ? "

" આમ આકળી ના થા. સંપૂર્ણ સત્તા અને માલકી તારાં; પણ આવી ખાવા પીવાની બાબતમાં આપણે શું કરવા વચ્ચે પડવું. "

" ઘર ચલાવવામાં મુખ્ય બાબતજ ખાવા પીવાની છે ને ? મારી સાથે ઉદ્ધતાઈથી વર્તે તે ભટ મારે ના જોઇએ. "

જેભાઇ બોલ્યો " ભાભી ! મેં કોઇ દહાડો તમારી સાથે ઉદ્ધતાઈ કરી હોય એવું મને યાદ નથી. તમારી સામે ઉંચે સાદે બોલ્યો સરખો નથી. "

" ના ! આજે અત્યારેજ શું બોલ્યા છો ? "

" મને ના ફાવે તો ના કહેવાનો તો મારો હક છે પણ આપનું અપમાન મેં કદી કર્યું નથી. "

ચંદુલાલે કંઇક કંટાળી કહ્યું:-

" બે જણ મળીને મને મુઝવો નહિ. કંઇક સલાહ સંપનો રસ્તો કાઢો, રસિક ! એનું માન સચવાય અને જૂના ભટને મારે કાઢવો ના પડે એવો કંઈ માર્ગ બતાવે છે ? જેભાઇએ મને નાનપણથી ઉછેર્યો છે, એ મારા ઘરની દેવી છે. હું તો ગુંચાઇ ગયો છું. મને કંઇ સુઝતું નથી. "

રસિકભાઇએ કહ્યું " બ્હેન તમારા હાથમાંજ રસ્તો છે. જો તમારી મેળે તમે નિકાલ કાઢો તો બન્ને હેતુ સચવાય અને અમારે કોઇને કંઈ બોલવું ના પડે. "

પોતાના હાથમાં વાત આવવાથી માણેક ફુલાઈ અને પોતાની ઉદારતા બતાવવા કહ્યું:–

"ભટ ! જાઓ બીજા રસોઇયાને રાખી લ્યો અને તમારી નજ-રમાં આવે તેમ રસોઇ કરજો. પણ દર મહિને હું હિસાબ તપાસીશ અને અનાજને બદલે તમે શો ઉગારો કરોછો તે જોઇશ."

"એ તો ધીમે ધીમે દેખાશે." એમ કહી જેભાઇ ચાલ્યો ગયો. માણેકે હાલ નમતું મૂક્યું પણ પોતાની હાર થઈ એ ખૂંચ તેના હૃદયમાં ખટકી રહી અને વખત આવે જેભાઇને કાઢવાનો નિશ્ચય કર્યો.

ચંદુલાલે નિરાંતનો દમ મૂક્યો, અને કહ્યું "આ શી તકરાર? આવા આવા કેસ ચૂકવવા પડે તો મારૂં તો માથું પાકી જાય. હજારો રૂપિયા બીજા ખરચ થાય અને આમ હાથ ચાટે કંઇ પેટ ભરાય. એમાં શું દળદર આવવાનું હતું જે? મોટે ઘેર મન અને અન્ન બન્ને બ્હોળાં જોઇએ."

માણેક કશું બોલી નહિ. કોઇ પક્ષનું તાણવામાં માલ નથી એમ વિચારી રસિકલાલ પણ ચૂપ રહ્યા.

ચંદુલાલે જરા ટકોરમાં કહ્યું "મીસીસ! હવે રોષ ઉતારો જરા, કહો તીજોરીમાં કેટલી શીલીક છે?"

"છ સાડા છ હજાર હશે."

"મને અંદરથી પાંચ હજારની નોટો આપ."

"તમે તમારે દુકાનમાંથીજ લ્યો ને."

"હાલ મારે હમણાં કામ છે. તને દશ હજાર એક બે દિવ-સમાં મંગાવી આપીશ."

માણેક ઉઠી તીજોરીમાંથી લાવી નોટોનું બંડલ ચંદુલાલના હાથમાં મૂક્યું.

ચંદુલાલે નોટો ગજવામાં મુકી કહ્યું:—

"આજે મારે જરા તાકીદનું કામ છે માટે જાઉછું. રાત્રે હું વાળુ કરવાનો નથી અને કદાચ મને આવતાં મોડું થશે."

**માણેકે** કહ્યું:—"હમણાં હમણાં તમે આમ કેમ કરો છો જે? તમારે એટલું શું કામ વધી ગયું છે કે ઘણીવાર રાત વેડવી પડે છે."

"બાપાજી ગયા ને આખી પેઢી માથે પડી તે કંઇ જાણે છે? બૈરાંને બહારના કામની શી માથાઝીક?"

"પણ તમે રાત્રે વાળુ ક્યાં કરશો?"

"જેને ત્યાં લેણાનો નિકાલ કરવાનો છે તેને ત્યાંજ." વધારે ખોટી થયા વગર **ચંદુલાલે** ચાલવા માંડ્યું.

**ચંદુલાલ** ગયા કેડે **માણેકે** કહ્યું:—

"ભાઇ આ દશા છે. હું ખાટલામાંથી ઉઠ્યા પછી એમનું બહુ મ્હોડુંજ જોવા પામતી નથી. કામનાં બ્હાનાં કાઢે છે પણ તે હું માનતી નથી."

"બ્હેન! ગભરાઓ નહિ. હું તપાસ કરીશ. મોટી પેઢી અને પ્હેલાં કંઈ જાતે કરેલું નહિ એટલે કદાચ કામની વાત ખરી પણ હોય."

"શુ ધૂળ હોય? મારો તો જીવ ચચણીને કોયલા થઈ જાય છે. પણ કહું કોને? કશું માલમ પડતું નથી અને એમનાં બ્હાનાં ખરાં લાગતાં નથી. આજે તમે બેઠા હતા અને તમારી રૂબરૂ વાત થઈ એટલે તમને કહેવું પડ્યું."

"ધીરજ રાખો. હું ચોક્કસ ખાતરી કરીશ પણ તમે મનમાંથી અજંપો કાઢી નાંખો. મુંબઈ શેહેરમાં મોટા વેપારીની જીંદગી કૂતરા કરતાં પણ બૂરી હોય છે."

જુઓ મેં તમને વાત કરી છે પણ તપાસ બહુ ખાનગી રીતે કરજો અને મને ખરી હકીકત જણાવજો. તમને સંશય પડયો છે એમ એ સમજે નહિ, અને કોઇને કાને વાત જાય નહિ."

"બ્હેન! ભરોંસો રાખો. હું કંઈ મૂરખ નથી."

રસિકલાલે રજા લીધી અને માણેક તેના જતાં સુધી પાછળ જોઇ રહી. છેવટે કંઈ વિચારમાં ગરક થઈ પોતાના ઓરડામાં જઈ સોફાપર પડી.



# પ્રકરણ ૨૭ મું.



## મોતીની મોહજાળ.

મોતીલાલ શેઠ બહુ દીર્ઘ દષ્ટિવાળા અને પ્રભાવશાળી પુરૂષ હતા. પિતાની જુજ સંપત્તિમાંથી આપ બળે તેમણે આટલી સમૃદ્ધિ મેળવી હતી. ચંદુલાલ એકનો એક પુત્ર અને મા વગરનો એટલે એની ઝીણામાં ઝીણી જરૂરીઆતો પર પણ શેઠ જાતે લક્ષ આપતા. આથી ચંદુલાલને સારી કેળવણી મળી, એને દુઃખ ના પડયું પણ એનામાં સ્વાશ્રયી થવાની શક્તિ આવી નહિ. એની પ્રકૃતિ વિલાસ પ્રિય સરળ થઈ ગઈ અને એને કંઇ પણ લાંબી ભાંજગડ કે માથાકૂટથી કંટાળો આવતો. મોતીલાલ શેઠ ચોગરદમથી કાળજી રાખતા એટલે એનામાં કંઇ મોટું અપલક્ષણ પ્રવેશવા પામ્યું નહિ, પણ તે સાથે પ્રપંચ કે કષ્ટ સામે ટકી શકવાનું અડગ ધૈર્ય પણ આવ્યું નહિ. પાણીદાર અસ્તરાની પેઠે એની માનસિક શક્તિઓ ઘણી તીક્ષ્ણ પણ કઠણ વસ્તુઓને કાપવાના સામર્થ્ય રહિત હતી, અને તેવો પ્રયાસ કરતાં અસ્તરાની પાતળી ધારની માફક જાતેજ કપાઇ જાય એવી કોમળ થવા પામી.

શેઠે એને વેપારમાં પાવરધો કરવા પ્રયત્ન કર્યો હતો પણ ઝાઝો શ્રમ લેવાની વૃત્તિજ નહિ અને "એમાં શું? એ તો સહુ થયા કરશે. બાપાજી છે ને." એવીજ ભાવના રહેવાથી વેપારની ખરી ચાવીઓ એને હાથ લાગી નહિ અને ગુંચવણનો ઉકેલ પારકે હાથેજ કરાવવાની એને ટેવ પડી. આવી પરાવલંબી પ્રકૃતિ અને સાથે સાથે માણેક જેવી રસિક શોખીન નવવધૂ મળી એટલે પછી પૂછવાનુંજ શું રહ્યું? મૂળ મીયાં ગાંડા ને વળી ભાંગ પીધી એવો ખેલ થયો. મોતીલાલ શેઠ ચંદુલાલની આ પ્રકૃતિ ઓળખી ગયા હતા પણ એકનો એક લાડકો દીકરો અને અઢળક લક્ષ્મી એટલે શેઠ એમ વિચારતા કે **श्रीमतां कुत आपदः** શ્રીમંતને આપત્તિ

ક્યાંથી આવે ? કંઈ દુર્ગુણ નથી, ડાહી સ્ત્રી છે અને ખાતાં ન ખૂટે એવી લક્ષ્મી છે પછી શો ભય છે. છતાં પોતે દીર્ઘદૃષ્ટિ વાપરી રસિકલાલ જેવો ઉત્તમ મિત્ર ચંદુલાલને મેળવવામાં સહાય કરી અને તે પોતાના ઉપકાર તળે સદા દબાયલો રહે એટલી કુશળતા વાપરી.

શેઠ ગુજરી ગયા એટલે ચંદુલાલના ઉપરની ચોકી ઉઠી ગઇ. જન્મથી પાંજરામાં પૂરેલા વાઘનાં બચ્ચામાં શિકાર કરવાનું પરાક્રમ લગભગ નષ્ટ થઇ જાય છે અને છૂટું પડતાં કોઇ બીજા બળવાન પ્રાણીનો શિકાર જાતે થઇ પડવાનો ભય રહે છે. વેપાર બધો મુનીમોને હસ્તક ચાલવા માંડયો અને જો કે ચંદુલાલ જાતે નજર રાખવા થોડો ઘણો પ્રયત્ન કરતા પણ વિશાળ સમગ્ર અવલોકનની દૃષ્ટિ નહિ હોવાથી ગુમાસ્તાઓ નિરંકુશ બની ખોટ જાય તે શેઠને ખાતે અને નફો આવે તે પોતાને માટે એવો વેપાર કરવા લાગ્યા. ચંદુલાલની સરલતા, અનુભવની ખામી, અને જીવની ઉદારતા એનો લાભ લઈ કેટલાક મિત્રો પણ એની કને પૈસા કઢાવવાની યુક્તિઓ કરવા મંડયા. રસિકલાલની સલાહથી આ માર્ગે જતા ઘણા પૈસા બચતા અને ખોટા ખુશામતીઆ મિત્રોનું પોકળ ઉઘાડું પડતું. આવા માણસો રસિકલાલની છાની તેમજ પ્રગટ નિંદા કરતાં અચકાતા નહિ પણ ચંદુલાલનો રસિકલાલ ઉપર દૃઢ વિશ્વાસ અને પિતાજીની આજ્ઞા એટલે કોઇનું એ બાબતમાં ઝાઝું નીપજતું નહિ.

શેઠ ગુજરી ગયા અને માણેક પ્રસૂતિમાં એટલે ચંદુલાલને કશું ચેન પડતું નહિ. વેપારમાં ગમ નહિ અને તેમાં રસ નહિ એટલે ઘણોખરો વખત આમતેમ ફરવામાં કાઢવા માંડયો. આમ મોતી નાયકણે ચંદુલાલનું પાણી પારખ્યું હતું અને તે થોડી ઘણી એની તપાસ રાખતી. માણેકની માંદગી દરમ્યાન ચંદુલાલ એક વખત નાટક જોવા ગયા તે દિવસે મોતી આબરૂદાર ગૃહસ્થની સ્ત્રીના જેવો પહેરવેશ પહેરી નાટકમાં આવી અને જાણે અચાનક જ

મેળાપ થયો હોય તેવો ડોળ કરી, ચંદુલાલ સાથે વાતે વળગી. ચંદુલાલને ગમતજ જોઇતી હતી એટલે એને મોતીની સોબત ઘણી ગમી. નાટકમાંથી નાદુરસ્ત તબિયતનું બહાનું કાઢી મોતી વ્હેલી ઉઠી ગઇ અને જો અગવડ ના હોય તો ચંદુલાલની ગાડી માગી.

ચંદુલાલે ખુશી થતાં કહ્યું: "ઓહો! એમાં શું? ચાલો હું જોડે મૂકવા આવું. તમારૂં માથું ફરે છે અને એકલાં અત્યારે કેમ કરી જશો."

મોતીએ કંઇક ટકોરમાં કહ્યું:—"ના આપ જેવાને કંઈ તસ્દી અપાય? આપનાં પગલાં અમારાં ઘર સુધી હોય એવું ભાગ્ય અમે ક્યાંથી લાવીએ?"

"ના! ના! ચાલો હું જ આવું છું. મશ્કરી રહેવા દો."

"અમારાથી આપની મશ્કરી થાય? આપ બીજે દિવસે આવવાની મશ્કરી કરીને ગયા હતા તે સાંભરે છે? એવી મશ્કરીથી બીજાનો જીવ કેટલો બળે છે તેનો મોટા લોકોને કંઇ વિચાર હોય છે?"

ચંદુલાલને વચન બાણ લાગ્યાં ને પોતાનું વચન ભંગ થયલું સાલવા માંડ્યું. મોતી ઉઠીને ઉભી થઇ તેની જોડે એ ઉભો થયો. મોતીને અડબડીયું આવ્યું એટલે ચંદુલાલે હાથ ઝાલી લીધો ને પાછો મૂકી દીધો. ચંદુલાલની ગાડી હજી નહોતી આવી એટલે ભાડાની ગાડી કરી લીધી.

મોતીનું ઘર આવ્યું એટલે એ ગાડીમાંથી ઉતરી. ઉતરૂં કે ન ઉતરૂં એ વિચારમાં ચંદુલાલ પડયો. ઉતરવાનું મન તો હતું પણ કહ્યા વિના કેમ ઉતરાય એ ગડભાંગ થઇ. ચતુર મોતી ચંદુલાલના વિચાર પામી ગઈ અને કહ્યું:—

"જી! આપ પધારશો? અમારૂં મકાન પાવન થયે ઘણા દિવસ થયા."

ચંદુલાલે જરા મોંઘા થવા કહ્યું "ના! શું કામ છે. નાટકનો એક અંક હજી બાકી છે અને અહીં હવે ખાસ મારી જરૂર નથી. જરૂર હોય તો આવું."

"ના જી! જરૂર તો શી? પણ નાટકનાં ગાયન કરતાં અમારી એકાદ ચીજ સાંભળત તો આપનું દિલ ઓર ખુશ થાત. નાટકી ગાયન આપને વધારે પસંદ હોય તો જેવી આપની મરજી."

"અરે! એ શું બોલો છો? પણ તમારી તબિયત નરમ અને એવી તસ્દી આપવી કામની નહિ."

"મને સ્હેજ બેચેની છે, બીજું કંઇ નથી. સ્થિતિને અનુકુળ રાગ પસંદ કરીશું તો તબિયતને કંઇ નુકશાન નહિ થાય અને આપના જેવા મેમાન ફરીફરી ક્યાં અમારે ત્યાં આવવાના છે?"

ચંદુલાલને તો એટલુંજ જોઇતું હતું.

મેડા ઉપર ગયા તો ચંદુલાલને પ્હેલાં કરતાં સાદાઇ વધારે લાગી. નવાઇ પામતાં તેણે પુછ્યું "કેમ કંઇ ભપકો ઓછો કર્યો છે?"

"જી અમારે પણ દશી વીશી ચાલે છે. ચંપકલાલ શેઠ ગુજરી ગયા પછી કોઇ માલીક નથી. આવક વિના જાવક ક્યાં સુધી નભે?"

"ચંપકલાલ તો દેવાળીઓ હતો. એ તમારૂં શું પુરૂં કરતો હશે?"

"જી ગમે તેવો પણ તે મારો માલીક હતો. તેનું બોટું ના બોલશો. મારો કેટલા મહિનાનો પગાર બાકી રહ્યો તોયે હું કંઈ બોલી નથી. એમની ભીડના વખતમાં મેં ઉલટા એમને કેટલાક પૈસા ધીર્યા હતા અને એમને માટે મારા થોડા દાગીના પણ વેચતાં મેં પાછું વાળી જોયું નથી. અમારો ધંધો હલકો પડયો, એટલે લોક ગમે તેમ કહે, પણ અમારામાં પણ કોઇ કોઇ પાકદામન ઇમાનદાર સ્ત્રીઓ હોય છે."

ચંદુલાલને આ બિચારીની દયા આવી. મોતી પોતાના દાવ બહુ ચતુરાઇથી ખેલતી હતી. ચંદુલાલને દયા ઉપજાવવા એણે જાણી જોઇ ઠાઠ કમી કર્યો હતો, છતાં આંખ ઠારે એવી સુઘડતા તો જાળવી હતી.

ચંદુલાલ વિચાર માળામાં પડયો, એટલે મોતીએ દિલરૂબા લઇ કરૂણ સાદે ગાયન શરૂ કયુ.

મેં તો તુજ બિન કિસીકા, નવ કરૂં સંગ. ( ૨ )
દિલબર તેંને મન હર લીનો; ( ૨ )
છીન લીયો ઔર જીગર રંગ,
ખેંચ લીયો રસ, ઝીન્દગીકો સબ;
હો ગઈ મેં તો આશા ભંગ.

ઉલટાવી સુલટાવી એવા તો હાવભાવથી આ ગાયન ગાયું કે ચંદુલાલને ખાતરી થઇ કે આ મને ઉદ્દેશીનેજ ગાય છે. વધારે ખાત્રી કરવા પૂછ્યું.

" આ શેમાંની ચીજ છે. "

" શેમાંની ? મેં હમણાં જ બનાવી. "

" ઓહો ! તમે બહુ કાબેલ છો. આપણો એક જ દિવસ મેળાપ થયલો એટલે આ મને ઉદ્દેશીને કહેતાં હો એ હું માનતો નથી."

" જી ! આપ ભુલો છો. તરતની બનાવેલી ચીજ સાંભળનારને માટે જ હોય છે. વધારે મારે મોઢે શું કહું ? "

બોલતાં બોલતાં મોતીએ જાણે પોતાનું કાળજું ડહોળાઇ જતું હોય એવું કોમળ મુખ કર્યું.

હવે ચંદુલાલથી ના રહેવાયું તેણે પાસે જઇ મોતીનો હાથ ઝાલ્યો.

" મને માલીક કરવા ખુશી છો ? "

" મોતી કશું બોલી નહિ. માથું નીચું નાંખી દીધું.

× × × ×

તે દિવસથી ચંદુલાલનું રાત્રે ઘેર આવવાનું અનિયમિત થવા માંડયું અને કામનો બોજો વધવા માંડયો. પેઢીમાંથી શેઠને ખાતે ખાનગી પૈસા પણ ઘડીઘડી ઉપડવા માંડયા. માણેક પ્રથમ તો કંઇ સમજી નહિ પણ ધીમે ધીમે એનું મન સંશયગ્રસ્ત થયું. આ વેદના કોને કહેવી તે પણ સુઝે નહિ અને ચંદુલાલનાં વર્તનમાં બીજી કશી ખામી પણ દેખાતી નહિ. પેઢીમાંથી રૂપિયા ઉપડે તેની એને શી ખબર પડે? ઘરમાંથી જ્યારે પાંચ હજાર રૂપિયા આજ રાત્રે લઈ ગયા ત્યારે એનો વ્હેમ મજબૂત થયો અને હૃદયની વ્યથા રસિકલાલ આગળ ખાલી કરી.

રસિકલાલને તપાસ કરતાં ખરી હકીકત ખોળતાં વાર ના લાગી. પેઢીના મુનીમો રસિકલાલને શેઠનો ખાસ વિશ્વાસુ મિત્ર જાણતાં હતા એટલે તેમણે પણ થોડા દિવસમાં ઘણા પૈસા શેઠે ઉપાડયાની વાત તેને કહી. પંદર હજાર પેઢીમાંથી અને ઘરમાંથી પાંચ હજાર મળી વીશ હજારનું તો એટલામાં પાણી થયું હતું. ગાડીવાળાને પૂછ્યું તો શેઠ ક્યાં જાય છે તે ચોક્કસ ઘરની ભાળ મળી નહિ પણ જૂદે જૂદે ઠેકાણે રોજ ઉતરી ગાડી પાછી વાળે છે; એમ ખબર પડી. ભાડાની ગાડીનો જ ઉપયોગ થતો હશે એમ રસિકલાલને સમજાયું.

એક દિવસ રાત્રે રસિકલાલે ચંદુલાલનો બહાર જવાનો વખત સાધી બંગલા નજીક રસ્તામાંથી ભાડાની ગાડી કરી શેઠની પાછળ લીધી. ગાડીવાળાના હાથમાં બે રૂપિયા મૂકી, શેઠની ગાડીથી થોડે દૂર રહેવા પણ તે નજર બહાર જાય નહિ તેવી રીતે ગાડી હાંકવા સૂચના કરી. શેઠે ચોપાટી ઉપર ઉતરી જઇ ગાડી વિદાય કરી, આમતેમ આંટા મારવા માંડયા. પોતાની ગાડી નજર બહાર થઇ કે શેઠે ભાડાની વિક્ટોરીયા કરી લીધી અને રસિકલાલ જે શેઠની ચર્યા જોયા કરતો હતો તેણે તે ગાડીની પણ પૂઠ પકડી. મોતીના ઘર આગળ શેઠને ઉતરતાં તથા ઘરમાં જતાં રસિકલાલે

જોયા; ને પછી પોતાની ગાડી આગળ હંકાવી લીધી. બીજે દિવસે એ ઘરમાં કોણ રહે છે વિગેરે તપાસ કરતાં કંઇ મુશ્કેલી નડી નહિ.

આ વાત માણેકને કહેવી કે નહિ એ વિષે રસિકલાલને બહુ વિચાર પડયો. થોડા દિવસ તો ગુપ્ત રાખી પણ મામલો દિવસે દિવસે બગડતો દેખી કહી દેવા નિશ્ચય કર્યો.

એક દિવસે વાત કરતાં બેઠાં હતા ત્યાં માણેકે કહ્યું. " રસિકભાઈ! જેભાઈ મહારાજને રજા આપી. "

" બહુ ખોટું કર્યું. "

" કેમ તમે આખો દહાડો એમનોજ પક્ષ કેમ લ્યો છો. "

" ચંદુભાઇને બે આંખની શરમ પડે અને જેનાથી જરા લજાવ્યા લજવાય તેવું માણુસ તમે ઘરમાંથી ઓછું કર્યું. "

" પણ મારૂં કહ્યું બીલકુલ ગણકારે નહિ તેનું શું ? એવા માણસને મારાથી કેમ રખાય ? "

" ખોટું લાગે તો માફ કરજો. તમને સત્તા ભોગવતાં આવડતી નથી. "

" એટલે એમ કેમ ? મારામાં કંઇ અક્કલની ખામી દેખો છો ? "

" ના ના બુદ્ધિ તો ચપ્પુની ધાર જેવી છે, પણ સામાને ઉપકારવશ કેમ કરવું તે આવડતું નથી. "

" એટલે શું ? મને તમારાં સૂત્રો બરાબર સમજાતાં નથી. "

" જુઓ, વૈભવને અને સત્તાને બહુ ના બને, તમે જાતે મોજશોખમાં જ દ્રવ્યનો ઘણો ઉપયોગ કરો તો તેટલે અંશે લોકોપરની તમારી સત્તા કમી થાય. દ્રવ્યસંચય એટલે પહેલાં લોકોએ કરેલી મહેનતના ફળનું સમુચ્ચય. એ દ્રવ્યસંચયમાં ફરી લોક કને કામ લેવાની સત્તા રહેલી છે. એ સત્તાનો ઉપયોગ જાતે વૈભવ ભોગવવામાં કરો તો લોકપર સત્તા ના ભોગવી શકાય. દ્રવ્યની સત્તા વડેજ તમે નોકર રાખો છો. એ સત્તા વડેજ તેમને સંતોષી ને ઉપકારવશ રાખી શકાય. કરાર પ્રમાણે પગાર આપો તેમાં ઉપકાર કંઇ નહિ. સખ્તાઇ કરો

એટલા નોકર અસંતોષી રહે અને તમારી તેના ઉપરની સત્તા ઓછી થાય. મોટા શેઠ દ્રવ્યનો ઉપયોગ ઘણા માણસને પોતાના ઉપકાર તળે દબાયલા રાખવામાં કરતા. તેમના ચલણમાં તમારે ત્યાં માણસોની કેટલી અવર જવર રહેતી અને તેમનો પડયો બોલ ઉપાડી લેવા ગમે તે રાજી થતું. આજે તેમાંનું કંઇ દેખો છો? અસલના વખતમાં જ્યારે મોટા અમીરોને જાગીરદારો પોતાના દ્રવ્યનો ઉપયોગ લોકને આભારવશ કરવામાં કરતા ત્યારે મોટા રાજાઓ પણ તેમની સત્તાથી ડરતા. આજે વૈભવ વિલાસમાં શ્રીમંતો દ્રવ્ય વાપરતા થઈ ગયા એટલે રાજસત્તાને તેમનો ડર પણ ઓછો થયો. માટે જ કહું છું કે દ્રવ્યનો જેટલો ઉપયોગ પોતાની જાતની ટાપટીપ અને ઐહિક સુખ માટે થાય તેટલી લોક સમૂહ પરની સત્તા ઓછી થાય."

"માટે તમે શું એમ કહેવા માંગો છો કે ગૃહિણીએ ઘરમાં કસર ના કરવી?"

"જરૂરી કસરની કોણ ના કહે છે, પણ દરેક વસ્તુસ્થિતિ પ્રમાણે શોભે. દરવાજા ખુલ્લાને ખાળે ડૂચા એનું નામ કસર ના કહેવાય. કહેછે ને કે વાણીયો ચોરે પળી પળી ને રામ લડાવે કુપ્પા. તમે પળી પળી કરી ભેગું કરો ને આખો કૂપ્પો આડી રીતે ફૂટી જતો હોય તેને અટકાવી શકો નહિ."

"શું કૂપ્પા ફૂટતાં તમે દેખ્યા?"

"તમે આશ્રિત વર્ગને કકળાવી બસેં ચારસેંની કસર કરવા જાઓ અને તમારી ફેશનમાં એ ચાર હજારનું પાણી કરતાં ડરો નહિ એનો અર્થ શું? ચંદુલાલ બીન કારણ પાંચ હજાર રૂપિયા તે દિવસે લઈ ગયા અને પેઢીમાંથી બીજા પંદર હજાર લીધા છે એ વીશ હજારનું શું થયું હશે તેની કંઈ કલ્પના છે?"

માણેક ચોંકી "હેં એ શું કહો છો? તમે તપાશ પૂરી કરી લાગે છે. મને કહો! બધું કહો! એ પૈસાનું શું કરે છે અને ક્યાં જાય છે—"

"ધીરાં પડો! બધીએ વાત કહું છું. કહેવા આવ્યો છું તે કહીશજ પણ તમે કાળજું ઠેકાણે રાખજો."

"મારી ધીરજ હવે નહિ રહે. એકદમ બધું કહી દો."

"મોતી કરીને એક કળાબાજ સ્વરૂપવતી નાયકા છે."

"હા! હું જાણું છું. ચંપકલાલે જ એમને એનું ઘર મારી સાથે લડાવી પ્હેલાં દેખાડયું હતું. પણ પછી ત્યાં ના જવાની પ્રતિજ્ઞા કરી છે."

"તે ગમે તેમ હોય, એ ત્યાંજ જાય છે, અને પૈસા પણ તમારા ત્યાંજ વપરાય છે. હમણાં થોડા દિવસમાં મોતીનો ઠાઠ વધી ગયો છે ને સાધારણ મકાન બદલી બંગલો પણ રાખ્યો છે."

"પાછો શિકાર ઝાલ્યો ખરો. શું પુરૂષોનાં વચનની પ્રતિષ્ઠા?"

"શિકાર ઝાલ્યો નથી, એ તો પોતે ઝલાયા લાગે છે. એવી સ્ત્રીનો એ શું શિકાર કરતા હતા? મોતીએ એમનો શિકાર કર્યો છે. મારી તપાસમાં પણ એમજ માલમ પડયું છે."

"શી રીતે તપાસ કરી છે?"

"મોતીના ઘરના નોકરને લાલચ આપીને. મોતી એક દહાડો આગમચથી તૈયારી કરી નાટક જોવા ગઇ અને એમને જોડે તેડી લાવી."

માણેકે નિઃસાસો નાંખ્યો "અરે પ્રભુ! મારૂં શું થવા બેઠું છે? હવે હું કેમ કરી એમને રસ્તે લાવીશ?"

રસિકલાલે કહ્યું "બ્હેન એમ નિરાશ ના થાઓ. પ્રયત્ન કર્યા વિના કોઇપણ કાર્યની સિદ્ધિ નથી થતી."

"શું ધૂળ પ્રયત્ન કરૂં? સાચું માનેજ નહિ તેને સુધારવાની આશા શી?"

"સાચું તમે હવે જાણ્યું તો છે ને? જ્યાં સુધી તમારાથી છુપાવે છે, ત્યાં સુધી એમની આંખમાં શરમ છે. શરમ છે એટલી સુધારાની આશા છે."

"ભાઇ! તમે આટલી મદદ કરી છે ત્યારે તમે જ એમને સુધારવાનું બીડું ના ઝડપો ? હું તમારી જીવતાં સુધી ઓશીંગણુ થઇશ."

"તમારા પર ઉપરકાર કરવાની ઇચ્છા વિના મારો પણ એ ધર્મ છે અને તેટલા માટે હું મારાથી બનતું કરીશ. મારાથી એકલાથી બની શકે એમ નથી લાગતું માટે જ હું તમને પ્રયત્ન કરવા કહુંછું."

"કેમ તમારાથી ના બને ? તમે તો બહુજ હુશિયાર છો."

"ખુશામત ના કરો, ગમે તેવા બુદ્ધિશાળી માણસથી પણ દરેક કાર્ય શક્ય નથી હોતું. શક્યતાની પણ સીમા હોય છે."

"શું એવું મોટું અશક્ય કામ ધારો છો ? ત્યારે મારાથી કેમ બનશે ?"

"દરેક રોગનો યોગ્ય ઉપાય હોય છે. વિષનું પ્રતીકાર વિષથી જ થાય. એ સ્નેહની કે એમને માનેલા સ્નેહની જાળમાં સપડાયા છે તે એથી વધારે સ્નેહથી જ ઉગરશે. હીરાથીજ હીરો કપાય છે ખોટા સ્નેહનો ઉપાય ખરો સ્નેહ. એ સ્નેહને સ્નેહથી જીતવાનું તમારૂં કામ ?"

"એ તે મને કેમ આવડશે ? મારી તો ધીરજ જ કેમ રહે ? હું તો આજે આવશે એટલે એમની જોડે લડીશ."

"જો જો ! એમ તો બાજી સમૂળગી હાથથી ગુમાવશો. તમે કંકાસ કરશો તો કંટાળી એ મોતીની મોહજાળમાં વધારે ફસાશે. તમે તો જાણે જાણતા જ નથી એમ ડોળ કરી સ્નેહના સાગરમાં એમને ન્હવાડવા માંડજો."

"તે શું મ્હેં સ્નેહ બતાવવામાં કાંઇ બાકી રાખ્યું છે ? છતાં એ આવું કરે ત્યારે મારો મીજાજ ના જાય. ?"

"જાય, એકવાર નહિ પણ હજારવાર જાય. પણ મીજાજ ખોયાથી વળશે શું ? તમે તમારી જાતપરનો કાબુ ગુમાવશો તો બીજાપર કાબુ કેમ કરીને મેળવી શકશો ? સંયમ તોડયાથી વિજય કદી ના મળે."

"પણ એ સંયમ રાખવો કંઈ સ્હેલ નથી."

"મુસ્કેલ કામ મુસ્કેલી વિના સધાતાં નથી."

"પણ શીખામણથી નહિ સુધરે? તમે શીખામણ દોની, હું તો કહો તો રીસાઇને જૂદી રહું."

"રીસાસો તો હારી જશો. આટલે દરજ્જે વાત ગયા પછી રીસથી કંઇ ફળ નથી. તમે જૂદાં રહેશો તો એમનો માર્ગ મોકળો થશે. આટલી શરમ છે તે મૂકી નફ્ફટ થશે એટલે સુધરવાની જરાયે આશા નહિ રહે. એમ તો કામ સમૂળગું કથળે. હું શીખામણ દઇશ પણ પ્રગટ રીતે નહિ. આટલા ટૂંકા વખતમાં વીશ હજાર રૂપિયા ફેંકી દે તે આકર્ષણ કંઈ જેવું તેવું નહિ હોય."

"ત્યારે તમે નિરાશ થાઓ છો અને મારી કને મોટી આશા રાખો છો? આપણાથી એ કંઇ નહિ બને. સ્નેહ રાખે તેના પર સ્નેહ રખાય. આ શું? તમે ખરા મિત્ર થઈ હાથ હેઠા મૂકો છો અને મને ચઢાવો છે."

"સાચી સલાહનો આવો અર્થ કરશો? કેમ જાણ્યું કે હું કશું નહિ કરું? મારાથી બનતું હું કરીશ પણ તમારી ને મારી કાર્યની દિશાયો જૂદી રહેશે."

"તમે શું કરશો તે કહો?"

"હું મોતીના ગુણ દોષનો અભ્યાસ કરીશ. એના અવગુણ હશે તે ઉઘાડા પાડી એમની દૃષ્ટિએ ચઢાવીશ. લોકલાજનો ભય બતાવીશ. પ્રતિષ્ઠા ગુમાવવાથી શી હાનિ થશે તે સમજાવીશ, અને તમારા ગુણનું કંઇ દિગ્દર્શન કરાવીશ."

"એટલું થોડું છે.?"

"પણ એટલાથી કાર્ય સિદ્ધિ નહિ થાય. હું કહું છું તે માનો તમે મોટું પેટ રાખી હાલ વાત ગળી જાઓ અને સ્નેહની જાળ પાથરવા માંડો. મશ્કરીમાં કંઇક ટકોરશો તેની હરકત નહિં પણ લડાઇ તો નાજ કરશો. તમે ઘરમાં ક્લેશ કરશો તો ઉલટું મારૂં કામ બગડશે અને મારા પ્રયત્નને યશ નહિ મળે."

" બહુ કપરૂં કામ મને સોંપો છો. ગુસ્સો દબાવવો અને સ્નેહ દર્શાવવો એ કેટલા મનોબળનું કામ છે તે જાણો છો ? મને ઇર્ષ્યા નહિ હોય ? ઇર્ષ્યાથી સળગતી હું તે સ્નેહ જળ સીંચવા જોઇએ તે ક્યાંથી લાવીશ ? "

" મનોબળ તમારામાં છે તે વધારો ને સંયમ રાખો. બળતામાં ઘી ના હોમશો. તમે તકરાર કરશો તો પરિણામ માટે હું જવાબદાર નહિ રહું. "

" એમ છુટી ના પડશો. હું પ્રયત્ન કરીશ, બીજું શું કહું. "

" એમ ઢીલી વાત ના કરો. તમારે એમને સુધારવા છે કે નહિ ? તમારે એમના ઉપર સ્નેહ કાયમ રાખવો છે કે નહિ ? "

" સ્નેહ તો ઘણોયે હતો, હજીયે છે પણ એ આવું કરે તો મારો સ્નેહ કેમ ટકે ? મારો સ્નેહ સાચવવા એ પ્રયત્ન ના કરે ? હું રીસાઇ જાઉં તો મને મનાવવા એ એવી લત ના છોડી દે ? હું શી ખોટી છું ? "

" રીસથી સ્હેજ કામ થાય. તમારા પર એમનો એવો ને એવો સ્નેહ કાયમ હોય તો તમને રાજી કરવા, મનાવવા એ પ્રયત્ન કરે. પણ આતો એમનો સ્નેહ બીજી દિશામાં ઉતર્યો છે અને એમનાં વર્તન અને ઉદારતાથી લાગે છે કે આ જાળ કંઈ ઢીલી પોચી નથી. તમારા પરનો એમનો સ્નેહ ઉતરતો હોય તેવે વખતે તમે એમના પરનો ઉતારી નાંખો એટલે એમનો બાકીનો સ્નેહ પણ સરળતાથી ઉતરી જાય, અને સામાનું બંધન દૃઢ થાય. "

" તમારી સાથે વાદ કરવા જેટલી હું સમર્થ નથી. "

" આ વાદનો વિષય નથી. હું કહું છું તે ખરૂં કહું છું. મોતી સંબંધી મેં જે હકીકત મેળવી છે તેપરથી મને માલમ પડયું છે કે એ બહુ ચતુર અને મનોહારિ નાયિકા છે. ઇમાનદારી અને વફાદારીનો ડોળ ઘાલે છે અને ગૃહિણી કરતાં વધારે પતિવ્રતા હોવાનો આડંબર કરી સામાનું મન વશ કરી લે છે. "

માણેકે એક નિઃસાસો મૂકયો. "અરે પ્રભુ! મારે આ ખેંચાખેંચમાં શીદ પડવું પડે? આ તો મારે એની સાથે ગુપ્ત યુદ્ધ કરવાનું રહ્યું."

"હાસ્તો. એમાં જે સરસાઈ મેળવે તેની જીત."

"પણ મારે કર્મે એવું ક્યાંથી?"

"તમારૂં એકલાનું નશીબ એવું નથી. શ્રીમંતોની સ્ત્રીયોને એવાં દુઃખ ઘણી જગ્યાએ હોય છે. ધનમદ માણસને ઉંધે માર્ગે લઇ જાય છે. આ તો હજી કંઇ ઠીકમાં છે બાકી બીજા શેઠીયાઓના છોકરા જોયા હોય તો ના પૂછો વાત."

"મારામાં એટલી દઢતા રહેશે?"

"તે તમારા મનને પૂછો ના હોય તો આણો. તમારા આખાં જીવન સુખનો સવાલ છે. શ્રીમંતને સ્ત્રીની પણ શી પરવા? મૂર્ખ હોય તે તો ઘરમાં કલેશ થાય તો બીજી સ્ત્રી લાવતાં પણ ના ચૂકે. આ તો સમજુ છે અને શરમાય છે, માટે વળશે. મોતીની મોહજાળ તમારા તીવ્ર સ્નેહની ધારથીજ છેદી શકશો."

માણેકે એક હાય મારી મનમાં બબડી "પ્રભુ તું મારો બેલી છે."

રસિકલાલે કહ્યું "હવે હું જઇશ. બહુ મોડું થયું છે. હિંમત ન હારશો."

---

## પ્રકરણ ૨૮ મું.

### પૈસા કઢાવવાની પેરવી.

મોતી બહુ ચતુર કળાબાજ સ્ત્રી હતી. પૈસા કઢાવવાની અનેક યુક્તિઓ તેને આવડતી અને એ કળામાં એવી કુશળતા એણે મેળવી હતી કે પુષ્કળ ધન પડાવ્યા છતાં પોતાને કંઇ લોભ નથી એમજ

સામાના મનપર છાપ પડે. આવી પાવરધી ચતુર શિરોમણિ નાયકાને ચંદુલાલ જેવા ભોળા દોલા શેઠનું દ્રવ્ય ચૂસી લેતાં શી વાર લાગે ?

વાલકેશ્વરમાં બંગલો પોતાને માટે રખાવી વૈભવ વિલાસની અનેક સામગ્રીથી પરિપૂર્ણ કરી દીધો. આ બંગલામાં વિલાસાનંદ એવો તો જમાવી દીધો કે ચંદુલાલ લટ્ટુ બની ગયો. આશ્રિત તરીકે પોતાની એક સુંદર નવયૌવના ભાણેજને બંગલામાં લાવી રાખી અને ચંદુલાલને વશ કરવાનો પાઠ તેને ભણાવી દીધો. આ ભાડુતી ભાણેજ ચંદુલાલના પૈસા ખેરવવામાં મદદ કરે, પણ પોતાનેજ દગો ના દે એની તે ખાસ કાળજી રાખતી. અજાણ્યેજ જાણે બનતું હોય તેમ બેને એકલા મળવાના પ્રસંગ તે લાવી મૂકતી અને તે પ્રસંગનો ધીમે ધીમે ચંદુલાલને આકર્ષવામાં ઉપયોગ થતો. એ છોકરી કુંવારી છે અને સારે ઘેર પરણાવવાની છે એવું ચંદુલાલના મગજ ઉપર તેણે ક્યારનું ઠસાવી મૂક્યું હતું. એક દિવસ ચંદુલાલે પૂછ્યું:—

"મોતી! આ તારી ભાણેજ બહુજ મનોહારિ છે. તમારા ધંધામાં એને બહુ કીર્તિ ને લક્ષ્મી મળશે. એને પરણાવવાથી શું લાભ ? શું તેમાં વધારે સુખ છે ?"

"જાઓ ! જાઓ એ શું બોલતા હશો. મારી બેને આ ધંધો કર્યો નથી અને એવા નીચ ધંધામાં એની એકની એક લાડકી દીકરીને હું નાંખવાની નથી. આગ્રામાં અમારી જાતના એક લક્ષાધિપતિ વેપારી સાથે એનું વેવિશાળ નક્કી થયું છે."

"શું હજી તમને એ પરણાવવા જેવડી મોટી નથી લાગતી ? સોળ વરસ તો થવા આવ્યાં હશે ?"

"કેમ તમારી દૃષ્ટિ તો કંઇ બગડી નથી ? જો જો સાવચેત રહેજો. મારી ભાણેજ તે તમારી પણ ભાણેજ હું માનું છું અને તમારે વિશ્વાસે રહું છું. એનો ધણી વિલાયત બારીસ્ટર થવા ગયો છે તેથી એનું લગ્ન કરતાં આટલો વિલંબ થયો છે. આ જુવાન છોકરીને સાચવવાનું કામ બહુ કપરૂં છે, પણ એ ડાહી છે અને

હું એને કોઈના સંસર્ગમાં આવવા દેતી નથી એટલે વરસ બે વરસ કાલે સવારે વીતી જશે અને આ મૂલ્યવાન દાગીનો એના માલિકને સોંપી દઇશ, એટલે હું નચિંત થઇશ. એની મા જીવતી હોત તો આ હૈયા સગડી જેવી પીડા મારે શું કરવા વ્હોરવી પડત. અમારી આબરૂ હલકી એટલે ગમે તે માણુસ આશા કરે. લાખ લાખ રૂપિયાની ત્રણ માગણીઓ થઇ ગઇ પણ બધાને મેં સમજાવી પાછા કાઢયા. તમને હું મારા સ્વામિ ગણું છુ એટલે ઘરના ગણી એની સાથે બોલવા બેસવાની છૂટ આપું છું! પણ તમારૂંયે મન જો નિર્બળ અને વિકારી છે એવું મને માલમ પડશે, તો મારે એને અહીંથી ખસેડવી પડશે. ”

“ જા! જા! યે શું બોલી? હું એને દીકરી જેવીજ ગણું છું. તારા વિશ્વાસનો હું કદી ભંગ કરૂં? તું જ સ્નેહાળ સર્વગુણ સંપન્ન સુંદરી ક્યાં નથી કે હું એવી લાલચમાં પડું?” ચંદુલાલે મોઢે તો એમ કહ્યું પણ હૈયામાં હોળી સળગતી હતી.

આ વાણીથી છેતરાય એવી કાચી કંઈ મોતી નહોતી. પોતાની ઉમર મોતી સાધારણુ રીતે છૂપાવી વીશ બાવીશની બતાવતી પણ ખરી રીતે એને ત્રીશ થઇ ગયાં હતાં, પણ અત્યંત કાળજી ભરી જાળવણીથી એની ઉમર ઓછી માલમ પડતી. મોતીએ માણેકને યુક્તિથી જોઇ હતી અને એવી સુંદર અને ભણેલી સ્રીના સ્વામીને લાંબો વખત વશ રાખવા અનેક કળા વાપરવી પડશે એમ એ જાણુતી હતી. કદાચ પોતાનાથી કંટાળે તોપણુ આ દૂઝતી ગાયને છોડવાની પોતાની વૃત્તિ નહોતી તેથી એણે આ સુંદર ચતુર છોકરીને સમજાવી લાલચ આપી પોતાને ઘેર આણી હતી. ચંદુલાલનો એના પર પ્રેમ થાય તો એ પંખી બરાબર પીંજરામાં સપડાય અને મ્હોં માગ્યા પૈસા કઢાવાય એવી યોજના તેણે ઘડી હતી. આ છોકરીનું નામ મોતીયે તેના રૂપ પ્રમાણે સુંદરીજ રાખ્યું હતું.

એક દિવસે સાંજે ચંદુલાલ ગયો ત્યારે સુંદરી એકલી બેઠી

હતી. મોતીને કંઈ દેખી નહિ એટલે ચંદુલાલનું હૃદય આનંદ સાગરમાં ઉછાળા મારવા લાગ્યું. ખાત્રી કરવા ચંદુલાલે કોમળ ધીમે અવાજે પૂછ્યું:–" કેમ મોતી ક્યાં છે ? "

" કાલે મારી વરસગાંઠ છે તે મારે માટે કંઈ દાગીના લુગડાં લેવા ગાડી જોડાવી ગયાં છે."

" ક્યારની ગઈ છે ? "

" હમણાંજ પા કલાક થઈ. "

ચંદુલાલે આશાએશનો દમ લીધો અને સુંદરીની જોડે હિંચકા ઉપર જઈ બેઠો, અને તેનો હાથ પોતાના હાથમાં લીધો.

સુંદરીએ પોતાનો હાથ પાછો ખેંચી લીધો ને ઉઠી ગઈ. સામે ખુરશીએ બેસતાં બોલી:–

" મને ના સતાવો. માસી જાણશે તો મારે ઘર છોડવું પડશે, તો આટલું મળાય છે તે પણ બંધ થશે. "

" આવી બીકણ ક્યાંથી ? હું તને છોડવાનો નથી. "

" મારો કેડો મૂકી દો મારૂં સર્વસ્વ નાશ થશે. મારે સાસરે વાત જાય તો મારૂં વેવિશાળ તૂટી જાય. માસી આવો ધંધો કરે છે તે ત્યાં કોઇ જાણતું નથી, નહિ તો મને ઘડીવાર અહીં રહેવા ના દે. "

" હવે ત્હારે લાંબી ટૂંકી વાત મૂકી મારૂં કહ્યું માનવું છે ? "

" એતે કેમ બને ? "

" હૃદયમાં પ્રેમ હોય તો બધું બને ? "

" મને ના પજવો. જાઓ અહીંથી. "

" તને મારા પર પ્રેમ છે એ તેં કબૂલ કરેલું છે, હવે આમ ખેંચતાણ શું કરવા કરે છે. ? "

" તે વારે હું મૂરખી બની ગઇ હતી. "

" ના તારા હૃદયથી તું કહેતી હતી એમ ચોક્કસ હું માનું છું. "

" મારો આખો જન્મારો ના બગાડો. "

" બગાડવાનું કોણ કહે છે ? તું હા પાડે તો આથી સરસ બંગલો ને આથી વધારે સુખની સામગ્રી તારે માટે વસાવી આપું, ને મોતીનું નામ પણ ના દઉં."

" તમારે ઘેર શું ખોટું છે કે બીજાનાં થતાં ઘર ભંગાવો છો ?"

" તું મારી થશે તો ઘર સંભારીશ પણ નહિ."

" તમારો ભરોસો શો ? સ્ત્રીયોનાં હૃદય કોમળ ને વિશ્વાસુ હોય છે. મારા જેવી ભોળી બાળાના પ્રેમનો લાભ લઇ તમે ઠગો તો મારૂં શું થાય ? હું ઘરબાર સ્વામી અને આબરૂનો ત્યાગ કરૂં તે શા સારૂ ?"

" તારે નામે લાખ રૂપિયા હું કાલે સવારે ચઢાવી દઉં. તારી જન્મગાંઠ છે તે દિવસે જ આપણે આપણી પ્રેમગ્રંથી સાધીએ."

" માસી કેમ માનશે ? એક લાખના વ્યાજમાંથી મારૂં આવા વૈભવમાં પુરૂં કેમ થાય ?"

" મોતીને પણ મનાવીશું. એને પાંચ પચાસ હજાર આપીશું. ત્હને ઓછા પડતા હશે તો થોડા વધારે આપીશ. ત્હારે માટે તું કહેશે તેટલો ખરચ કરીશ પણ તને બીજાની નહિ થવા દઉં."

" એટલો બધો મારા પર પ્રેમ છે."

" શું ત્યારે આ મશ્કરી સમજે છે ?"

" કોલ આપો !"

" લે ! કેમ હવે તો મારી થશે ?"

" હૃદયથી તો તમારી જ છું ને"

આ બે જણાં આમ સ્નેહની વાતો કરતાં પ્રેમ ચેષ્ટામાં પડયાં. સ્નેહસુખમાં કંઈ સમયનો હિસાબ રહે છે ? કલાકેક થયો હશે અને મોતીયે બૂમ પાડી " સુંદરી !"

બે જણ ચમક્યાં, હજી તો ચંદુલાલના બાહુ પાશમાંથી છુટી સુંદરી હિંચકા ઉપરથી ઉઠવા જાય છે, એટલામાં તો મોતી દ્વાર વચ્ચે

આવી ઉભી. મોતીનું મોઢું ગુસ્સાથી લાલ હતું, તેનું શરીર ક્રોધથી કંપતું હતું અને તેની આંખોમાં વિકાળતા હતી.

"કેમ આ તમે શું માંડયું છે જે ? શું દુનિયામાં કોઇનોયે ભરોસો ના રખાય ? ઘડીવાર બહાર ખસી, એટલામાં તો તમે સત્યાનાશ વાળી મૂકયું. કંઇ વિચારે ના આવ્યો, કંઇ લાજે ના આવી ? મારી તો રહી પણ પ્રભુનીયે બ્હીક ના લાગી." મોતીના અવાજમાં ક્રોધનો થરડાટ હતો. બોલે બોલે તેનો જુસ્સો વધતો ગયો. આટલું બોલી થોડીવાર એમની એમ ઉભી રહી. દિગ્મૂઢ થઇ ગયલાં પેલાં બે શું બોલે ? રસ્તો રોકી મોતી ઉભી હતી, એટલે જાય પણ ક્યાં ? વાદળ ગાજીને જેમ વરસાદ આવે છે તેમ ગુસ્સાનો આવેશ ઉતરતાં મોતીએ રોવા માંડયું અને ડુસકાં ભરતી બોલી "હાય ! હાય ! આ હૈયા-સગડી મારે કર્મે શીદ સાચવવાની આવી. એની મા મરી ગઇ તેની જોડે હુંયે કેમ ના મરી ગઈ કે મારે આ દહાડો તો જોવા વારો ના આવત. મારૂં તો નશીબ ફૂટલું નીકળ્યું પણ આ કુમળી વયની છોક-કરીનું શું થશે ?"

મોતીએ બારણા વચ્ચે બેસી આંસુની અવધિ કરવા માંડી. મોતીને આમ નરમ પડેલી જોઇ પેલા બે પ્રેમીઓને બોલવાની હિંમત આવી. સુંદરી બોલી:—

"માસી ! હવે શોક કરે શું વળે ? મારૂં ભાગ્યજ એવું હશે, તેમાં તમે શું કરો ? વાંક મ્હારો કે હું આંધળી બની."

ચંદુલાલે કહ્યું: "ના બધો મ્હારો વાંક છે."

મોતીએ આંખો લુછતાં કહ્યું: "વાંક વિધાત્રાનો. મારી ભૂલ એટલી કે મ્હેં ઉછળતા લોહીના તમારાં જેવાં બે જુવાનીઆંઓનો વિશ્વાસ કર્યો. સુંદરી તું હમણાં બહાર જા."

સુંદરી ગઇ એટલે મોતીએ ફરી આંસુ વ્હેવડાવવા માંડયાં, ને ચંદુલાલને મ્હેણાં ટાણાંથી વીંધવાનું શરૂ કર્યું. "આવો જ તમારો સ્નેહ ? હું ન ભોળવાત પણ તમારા સ્નેહે મને ભુલાવી. મારી દીકરી

વે શું તમારી દીકરી નહિ? તમારાં બધાં વચન ક્યાં ઉડી ગયાં? તન મન ધન મને જ અર્પણ કર્યું હતું તે આનું નામ? તમારા પ્રેમમાં મને વિશ્વાસ હતો, નહિતો આવડી છોકરીને તમારી કને ઘડીવારે એકલી મૂકું ખરી? તમારા પર મને એટલો કાળ છૂટે છે કે શું નું શું કરી નાંખું. પણ તમારા પ્રેમે મને ગાંડી કરી મૂકી છે તે કશું સુઝતું નથી."

ચંદુલાલે મોતીનો હાથ ઝાલી તેનાં આંસુ લ્હોવા માંડયાં પણ તે છણકો કરી ખસી ગઇ.

"હવે સવાસલાં ના કરો. મારા નશીબમાં રડવાનું છે તે મને રડી લેવા ઘો." આમ કહી મોતી પોતાના ખંડમાં જતી રહી અને બારણાં અંદરથી વાસી દીધાં.

ચંદુલાલને શું કરવું તે સુજ નહિ પડવાથી ઘર તરફ જવાનો વિચાર થયો અને કપડાં પ્હેરી દાદર ઉતરવા માંડયો. દાદર ઉતરી ઓટલા ઉપર પગ મૂકે છે એવામાં સુંદરીએ હેઠળનું બારણું ઉઘાડી ધીમેથી કહ્યું:

"પાછળ બાગમાં આવો."

કોઇની નજર ના પડે તેવી રીતે બન્ને એક બાંકડા ઉપર બેઠાં. ચંદુલાલનો હાથ પોતાના હાથમાં લેતાં સુંદરી બોલી: "કેમ શું વિચાર કરો છો?"

ચંદુલાલે કહ્યું:-

"મને તો કંઇ સુઝતું નથી. તું કહે તે ખરૂં."

"મરદ થઇ આમ નાહિંમત કેમ થાઓ છો?"

"આમ શરૂઆતમાં જ બાજી બગડી ગઇ ને. પ્રથમ ગ્રાસે મક્ષિકા. હવે આ મોતી છેડાઈ છે તે કંઇનું કંઇ કરી મૂકશે અને મને તો લાગે છે કે તને કાલે ને કાલે કંઇ વદાય કરી દેશે."

"કીયા ચૂલામાં મોકલશે? તમારો સ્નેહ આવો જ? તમે મને જવા દેશો?"

"ના પણ એમાં મારો શો ઇલાજ ચાલે ?"

"સાચો સ્નેહ હોય તો તેને નભાવવાના હજાર ઇલાજ સદા હાજર હોય છે. હું તો ભોળી છું. મેં મારૂં કુમારિકાનું હૃદય તમને આપ્યું છે તે હવે પાછું લઇને બીજાને નહિ આપી શકું. તમે તજી દેશો તો ઝુરી ઝુરીને મરીશ, નહિ સહન થાય તો આપઘાત કરીશ, પણ બીજાને તો સ્વપ્નેયે નહિ વરૂં. સ્ત્રીના પ્રથમ પ્રેમનું બળ તમે જાણો છો ?"

"હું યે તારા પ્રેમમાં વિહ્વળ બની ગયો છું. તને છોડી દેતાં મારૂં કાળજું યે ખસી જાય એમ મને લાગે છે. પણ તું કંઈ ઉપાય બતાવે ત્યારે મને કંઇ રસ્તો સુઝે."

"તમે એ આવા નિર્માલ્ય ક્યાંથી ?"

ચંદુલાલનું હૃદય પાપી નહોતું. એના સંસ્કાર સારા હતા પણ એનામાં મનોબળની ખામી હતી. એનું સરળ હૃદય, એની વિલાસપ્રિય મનોવૃત્તિ અને સહન શક્તિનો અભાવ એને આમ અવળે રસ્તે દોરી રહ્યાં હતાં. મુશ્કેલીમાં એનું મગજ મુંઝાઇ જતું અને સ્હેલો માર્ગ શોધવા એને સદા તત્પરતા રહેતી. જો મોતીએ એના પાશા બરાબર ગોઠવ્યા ના હોત તો ચંદુલાલ આજે સીધો ઘેર ચાલ્યો જાત અને શરમને મારે ફરી મોતીના ઘરનું નામ પણ લેત નહિ. સુંદરી પર એનો સ્નેહ હૃદયનો ઉંડાણનો ન્હોતો કે તેને માટે એ કંઇ ભારે સાહસ ખેડે. એ નવયૌવનાએ એને મોહમુગ્ધ કર્યો હતો અને પોતે ખરેખરા પ્રેમમાંજ છે એમ એ માનતો હતો પણ તે આત્મપરીક્ષાની ખામીને લીધે જ મોતીએ માંડેલા પ્રપંચની આજે પૂર્ણાહુતિ હતી અને આને એમને એમ સટકવા દે એવી કાચી માયા એ નહોતી. ચંદુલાલના હૃદયની નિર્બળતા ઉપર જ મોતીના સામ્રાજ્યનો પાયો રચાયો હતો અને આજે એને ખીશાચાણ્યો પાડી સ્નેહને નામે સપડાવવાની યુક્તિ મોતીએ એનો સ્વભાવ પારખીને જ યોજી હતી. આ કળાબાજ નગરનારીએ સુંદ-

રીના કહેવાતા કૌમારવ્રતની કિંમત તરીકે બે લાખ રૂપિયા આ ટોલા ભોળા શેઠ કને પડાવવા ધાર્યા હતા.

સુંદરીનું નિર્માલ્યતાનું મ્હેણું ચંદુલાલને ખરેખરૂં લાગ્યું, અને તેણે કંઇ મરડાટથી જ કહ્યું:—

"નિર્માલ્ય શાથી? કહેતો મોતી જોડે લડાઈ કરી તને આજને આજ જૂદી રાખું. પણ એ બને કેમ? આપણે હલકાં પડી ગયાં અને આપણું પાપ પકડાઈ ગયું તેથી મારી બુદ્ધિ બ્હેર મારી ગઈ છે. તું ઉપાય બતાવ અને પછી હું પાછી પાની કરૂં તો કહેજે. તારે માટે કહેતો ધગધગતા અંગારામાં ચાલું પછી છે કાંઈ?"

સુંદરી ચંદુલાલને કોટે બાઝી પડી ને છૂટતાં છૂટતાં કંઇક મૃદુહાસ્ય કરી બોલી "અરે! વાહરે! તપસ્વીરાજ! મેં તમને અન્યાય કર્યો તે માફ કરજો. એવું કઠણ તપ કરવાની કંઈ જરૂર નથી. જુઓ માસીની બીક તમારા કરતાં મને વધારે લાગે છે પણ હું અમારા સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે સાહસ કરવા તત્પર થઇ છું, ત્યારે તમે મને હિંમત આપવાને બદલે પોચકાં મૂકો છો, એટલે મારાથી બોલાઇ જવાયું. તમારી મોટી મોટી વાતોથી લોભાઈ મારૂં સર્વસ્વ મેં તમને સોંપ્યું અને તમે તો માસીને દેખી તેલમાં માખી ડુબી ગઈ હોય તેમ શરમીંદા પડી ગયા. એમ તમે લાચાર બની પાણીમાં બેસી જાઓ ત્યારે અમારો અબળાનો શો ઉપાય? તમારા વચન પર ભરોસો રાખી હું તમને વરી એટલે હવે તો સુખે દુઃખે મને સાથે રાખ્યા વિના છૂટકો છે? માટે માસીને સમજાવો ને ના માને તો પછી આપણે આપણું સુઝતું કરીએ."

આટલું પાણી ચઢાવ્યા છતાં એ ચંદુલાલની એકલા મોતી કને આવી વાત કરવા જવા છાતી ચાલી નહિ. મોતીને પ્રેમના અનેક કોલ આપ્યા પછી અને સુંદરીને દીકરી બરાબર ગણવાની વાતો કર્યા પછી એકાએક આવી માગણી કરવા જતાં ચંદુલાલ

જેવા નિષ્કટી માણસની જીભ કેમ ઉપડે? તેથી કંઈ વિચારમાં પડી ચંદુલાલે કહ્યુંઃ "ચાલ તું મારી જોડે આવે છે? આપણે બેને સાહસ કરવું છે ને? ચાલ આપણે બેઉ જઈએ. એટલાં કોઈની જીભ નહિ ઉપડે."

સુંદરીને તો એટલુંજ જોઈતું હતું.

મોતી છાના માના શુ થાય છે તે જોઇ રહી હતી. આ બેને આવતાં જોઇ તેણે બારણાં ઉઘાડી નાંખ્યાં અને જાણે ખૂબ રડીને મોઢું ધોઇને લ્હોતી હોય એવો વેશ કર્યો.

બન્ને જણ એના ઓરડામાં આવ્યાં ત્યાં સુધી મોતી કંઈ બોલી નહિ. અંદર આવી ઉભાં એટલે રુવાલથી મ્હોં ફરી ફરી લ્હોતાં કહ્યુંઃ–"કેમ પાછું શું છે જે? હજી કેટલુંક મ્હારૂં લોહી ચૂસવું છે?"

ચંદુલાલે મનમાં તો કંઇ કંઈ શબ્દો ગોઠવી રાખ્યા હતા પણ આ વાગ્બાણ સાંભળતાં જ એનાં તો ગાત્ર નરમ પડી ગયાં અને તરંગો હવામાં ઉડી ગયા. સુંદરી હતી તેવી સ્વસ્થ રહી અને બોલીઃ–"માસી! થઈ ગયું તે હવે ના થયું થનાર નથી. હવે તમારે મને જીવતી જોવાની ઇચ્છા હોય તો મને એમની સાથે રહેવાનો બંદોબસ્ત કરી આપો. હું એમને મનથી વરી ચૂકી છું, તે બીજાનો હાથ આ ભવમાં તો નહિ ઝાલું."

મોતી ગુસ્સો કરી બોલી "આ ટીચકુડી કેટલું નફ્ટાઈથી બોલે છે. મારે એ કોણ થાય તે જાણે છે? મારૂં ઘર ભંગાવવું છે અને પોતાનો ધણી બેરીસ્ટર થવા ગયો છે તેને મૂકી હલકી મારા જેવી જીંદગી ગાળવી છેઃ મારાંયે શાં પાપ પ્રગટયાં. મેંજ તને ખોટો દાખલો બેસાડયો અને આ ઘરમાં આવાં દ્રષ્ટાંત નજર આગળ જોઈને તું શુદ્ધ રહેશે એવી મિથ્યા આશા મેં બાંધી, તે હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. ભુંડી! હજી સમજ. આ નાદાની મૂકી દે અને આવતી કાલે આગ્રે ઉપડી જા. ત્યાં ત્હારા સંબંધીઓ. એવી

રહેજે અને એ આવશે ત્યારે ત્હારાં તરત લગ્ન હું કરાવી દઇશ."

"તમે સો વાર કહી રહ્યાં. સતીને પતિ એકજ હોય. હું મૂર્ખીને નાદાન હઇશ પણ ટેકી તો છું. મેં મારૂં તન મન અર્પણ કરી દીધું છે, માટે બીજી વાત જવા દો."

"છોકરી! કંઈ સમજ. વિલાયતથી કેવોક થઇને એ આવશે? એવો સ્વામી તને કેમ તરછોડવો ગમે છે? તારી આવી બુદ્ધિ કેમ થઇ?"

"માસી! તમને વિલાયતનો મોહ હશે મને નથી. ત્યાં જઇ આવે તેના આચાર વિચાર અપવિત્ર અને રહેણી કરણી શિથિલ. હું તો સર્વસ્વ સોંપી સામું સર્વસ્વ માંગુ. એવો પ્રેમ સુધરેલા વાજાંમાં મને ક્યાંથી મળે? ઉપરની ટાપટીપથી આપણે રાજી ના થઇએ. એ ત્યાંથી સાહેબ જેવા થઇને આવે ને સત્તર પંદર સ્ત્રીઓ સાથે નાચવા ને મ્હાળવા જોઇએ તે આપણાથી દેખ્યું ના ખમાય. મને તો મૂળથીજ એ વાતનો અણગમો છે."

"બોલતાં જરા લજવાય છે? જા બહાર બેસ હું એમની સાથે વિચાર કરૂં છું."

"ના જે કહેવું હોય તે મારા દેખતાં જ કહોની–તમે વળી એમને કંઇ ફરકાવો તો હું તો આખો જન્મારો રડીને રહું."

મોતીએ કહ્યું: "કેમ મ્હારો એ ભરોંસો નથી? શું આજ-કાલની છોકરી બોલતાં શીખી છે? કેમ શેઠ! હવે તમે કંઇ બોલશો? આ દાવાનળ સળગાવ્યો છે તે ઓળવવાનો કંઈ રસ્તો કાઢશો?"

"તમે બે જે રસ્તો કાઢો તે મારે મંજુર છે."

"પણ આ તો તમારી જોડે રહેવાનું કહે છે. છે મરજી?"

"મરજી ના હોત તો એજણ જોડે અહીં આવત શું કરવા?"

"જુઓ આ છોકરી મૂરખ છે, પણ જાતવાન છે. તમારી ચિત્તવૃત્તિ કાળે ફરી જાય તો એ તો રખડતી થાય માટે કંઈ પાકી ગોઠવણ કરો. અને મને રઝળાવી તો મારૂંયે કંઈ કરો."

પ્રેમના આકાશમાંથી ધરતી પર પૈસાની વાતો કરવા ત્રણે જણ ઉતર્યા. કલાકેક રકઝક ચાલી પછી એમ નક્કી થયું કે ચંદુલાલે લાખ રૂપિયા સુંદરીને નામે મૂકવા અને પચાસ હજાર મોતીને આપવા. જગતમાં ખોટું ના દેખાય માટે મોતીને સુંદરી ભેગાં રહે, પણ સુંદરીએ ચંદુલાલની સ્ત્રી તરીકે રહેવું અને મોતી સાથે ચંદુલાલનો કોઇ પણ જાતનો સંબંધ હવે રહે નહિ. દર વરસે વીશ હજાર રૂપિયા ખરચના ચંદુલાલ આપે અને એ રકમ જો બંધ થાય તો સુંદરી કે મોતી પર કોઇ જાતનો હક ચંદુલાલનો રહે નહિ. પ્હેલા બે વરસના ખરચના રૂપિયા ચંદુલાલ આગળથી આપે અને સુંદરીને દશ હજારના દાગીના ચઢાવે. આ પ્રમાણે આ પ્રપંચ પ્રકરણનું નિરાકરણ આવ્યું અને એકજ રાતમાં ચંદુલાલના બે લાખની હોળી થઇ.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### રસિકલાલની સફળ યુક્તિ.

સુંદરી અને મોતીનું આ ભાવિ ઘડવાની ગોઠવણમાં ઘણી રાત્રિ ગઇ અને પછી બહુ મોડું થયાનું બ્હાનું કાઢી મોતીએ ચંદુલાલને ઘેર જવા દીધો નહિ. રાત્રે ઘેર જાય તો કદાચ ચંદુલાલની ચિત્તવૃત્તિ ફરી જાય તો કર્યું કારવ્યું ધૂળ મળે એવી ધારણાથી મોતીએ અનેક બ્હાનાં કાઢી અને આંકડાની ખેંચાખેંચ કરી જાણી જોઇનેજ મોડું કર્યું હતું. બીજે દિવસે મોતીની કલ્પિત જન્મતિથિને દિને સુંદરી અને ચંદુલાલનું સ્નેહ લગ્ન થવાનું હતું અને તે દિવસે ગમે તે પ્રકારે બધા પૈસા ઉભા કરવા મોતીએ આગ્રહપૂર્વક હઠ કરી.

બીજે દિવસે સવારમાં ચંદુલાલની પેઢીનો મુખ્ય મુનીમ શેઠને પોતાને ત્યાં આવેલા દેખી આશ્ચર્યમાં ગરકાવ થયો. બિચારો હાંફળો હાંફળો શેઠની સરભરા કરવા મંડયો પણ ચંદુલાલે કહ્યું:—

"એ બધી માથાફોડ જવા દો. મારે સ્હેજ તમને પુછવું છે."

"શું છે જી?"

"આજે પેઢીમાં રોકડ શિલીક કેટલી છે?"

"બોતેર હજાર સાતસેં ને પંચ્યાસી. કહો તો આપને ગણી બતાવું. સ્હેજ તસ્દી છે." પોતાના પ્રમાણિકપણા બાબત શેઠને શંકા આવી હશે એવું ધારી ગભરાતો મુનીમ બોલ્યો.

"મારે ગણવી કંઇ નથી. તમે શેના ગભરાવ છો. મારે આજે બે લાખ રૂપિયા ગમે તેમ, કરી જોઇએ."

"બે લાખ!" ચકિત થતો મુનીમ બોલ્યો.

"હા! હા! બે લાખ એમાં ડાચું વકાસીને શું જુવે છે. મારે ખાસ જરૂર છે, તે આજે બપોરે ત્રણ વાગે ગમેતેમ કરી એટલી રકમ પુરી કરી આપો."

"જી! બે દહાડા મોડું થાય તો નહિ નભે?"

"એક ઘડી નહિ નભે. આજે ત્રણ વાગે મારે બે લાખ રૂપિયા રોકડ નોટોમાં જોઇએ."

"કોઇને ત્યાંથી ઉપાડવા છે કે લોન વેચવી છે."

"ફાવે તેમ કરો. હું આજે બરોબર ત્રણ વાગે આવીશ, ત્યારે એટલા રૂપિયા તૈયાર રાખજો."

બ્હીતે બ્હીતે મુનીમે પૂછ્યું "શેઠ! એક વાત પુછું?"

"હા! શું છે?"

"આ રૂપિયા આપ કોઇને આપવા સારૂ લોછો કે ઘેર ખપ છે?"

"તેનું તમારે શું? મારે આપવાના છે. કેમ વારૂ શાથી પુછો છો."

રૂપિયા ક્યાં જાય છે તે જાણવાની આશાથી છેલ્લો પાસો નાંખતાં મુનીમે કહ્યું:—"આપ તેને ચેક લખી આપો તો? મુંબઈ બેંકમાં આપણા ત્રણ લાખ ઉપર જમે છે."

ચંદુલાલે કંઇક તોછડાઇથી કહ્યું:—"નહિ નહિ! મ્હારે ચેક

નથી આપવો." વળી વિચાર આવ્યો કે લોન વેચતાં કે કંપનીને ત્યાં લેવા જતાં બજારમાં ચકચાર વિશેષ થશે તેથી કહ્યું "હા! હા! એ પણ ઠીક છે. લ્યો તમારા નામનો જ દોઢ લાખનો ચેક લખી આપું તે બપોરે બાકીના આપણી શીલકમાંથી ઉમેરી બે લાખ તૈયાર રાખજો."

પોતાનો પાશો આમ અવળો પડતો જોઇ મુનીમે ફેરવી બાંધ્યું "મને લાગે છે કે લોન વેચવામાં હાલ લાભ છે. આપણે લીધી તેના કરતાં ભાવ દોઢ ટકો સરસ છે."

એ જાળમાં ચંદુલાલ સપડાયો. "વારૂ ત્યારે તેમ કરો. આમ વિધિ નિષેધ ત્યારે શું કરવા કર્યા કરો છો?" બેંકમાં પૈસા વધારે રહે તો પોતે ગમે તે વખતે કોઇને પુછ્યા વિના ચેકથી મંગાવી શકે એટલે એ પોતાના કબજાની શીલીક જેમ મોટી રહે તેમ ઠીક એવો ચંદુલાલે વિચાર કર્યો, અને લોન વેચવાનું પસંદ કર્યું. મુનીમના મનમાં એમ હતું કે લોન વેચવી હશે તો વાંધા કાઢવા વખત મળશે. ચંદુલાલે આ યુક્તિ સફળ ના થાય એટલી સાવચેતી વાપરી, અને જતાં જતાં કહ્યું: "જુઓ ભોગીલાલ! ગમે તે ભાવ આવે પણ લોન વેચી પૈસા તૈયાર રાખી મૂકજો. સો, પાંચસો ને હજારના કટકા આણજો. ત્રણ વાગે જો નોટો મને નહિ મળે તો તેજ ઘડીયે તમને નોકરીમાંથી રજા મળશે."

આટલે વરસે શેઠના મ્હોંમાંથી આવા તોછડા બોલ સાંભળી ભોગીલાલને થયું કે નક્કી શેઠનું બગડવા બેઠું છે અને જ્યાં હો ત્યાં પણ આ પૈસા ખોટે રસ્તે જાય છે. આ અનુભવી ચાલાક મુનીમને નોકરી જવાનો ડર નહોતો. ચંદુલાલ રજા આપે તો બીજી ગમે તે જગ્યાએ આથી પણ કંઇ વધારે પગારે ગોઠવાઇ જતાં ભોગીલાલ મુનીમને હરકત આવે તેમ નહોતું, તેથી તેણે જરા તેજ બતાવી કહ્યું:–

"શેઠ સાહેબ! આપને સારી સલાહ આપવી એ મારો ધર્મ

છે. આપને નહિ પરવડે ને રજા આપશો તો હું ભૂખે નહિ મરૂં. આટલા બધા પૈસા આપ અમારી સલાહ લીધા વગર ગમે તેવી આસામીને ધીરવા જાઓ તેથી કદાચ રકમ જોખમમાં આવી પડે એવો અમને ભય લાગે એટલે પુછવાની ઇચ્છા થાય. બાકી આપ માલીક છો ને બધુંએ ધન ધૂળમાં નાંખી દો તેમાં અમારે શું? નોકરે નરીકરા થતાંયે શીખવું જોઇએ."

પેઢીના તમામ કામકાજમાં કુશળ અને અનુભવી મુનીમને દુભવવાની ચંદુલાલની વૃત્તિ નહોતી તેથી તેણે જરા નરમ પડી જઇ કહ્યું:—"ભોગીલાલ! આ શું! આમ ઓછું ના આણો. કોઇ સગાને ભાગતો બચાવવા આ પૈસા આજેજ જોઇએ છે, અને તે બહારગામ મોકલવાના છે. આસામી નબળી નથી ને માથે આવેલું સંકટ ખાનગી રીતે ટાળવા આ રકમ માગે છે ને મ્હારાથી ના પડાય તેમ નથી. સગાંસગાંની બાબત હોવાથી તમને નામ કહેતો નથી. ચોપડામાં મારે નામે ઉધારજો."

આ નરમાશ અને મીઠાશથી ભોગીલાલની કંઇ ખાત્રી થઈ નહિ. ચંદુલાલના લ્હેરી ઉડાઉ વર્તન સંબંધી વાતો તેને કાને પણ આવવા માંડી હતી. બની શકે તો કંઇ વિશેષ જાણવાની ઇચ્છાથી મુનીમે કહ્યું:—

"ગમે તેવું સગું હોય પણ કંઈ અવેજ કે દાખલો રાખ્યો હોય તો ઠીક. આવડી મોટી રકમ છેક અધરતાળ ના અપાય, કાં તો કંઇ મીલકત લખાવી લ્યો."

મુનીમે પેતરો તો ઠીક રચ્યો પણ કાગડો કાગડીને ધીરે તેમ નહોતું ચંદુલાલે કંઇક બેપરવાઇથી કહ્યું "બધું મારી ધ્યાનમાં છે તમે નિશ્ચિંત રહો!"

ચંદુલાલે જવા માંડયું. વળી કંઇક વિચાર આવતાં પાછા ફરી કહ્યું:—"ભોગીલાલ! મારી જોડે જરા પેઢી પર ચાલોને; દશ હજાર તો મારે હમણાં જ જોઇએ."

"એટલા તો બંગલે તીજોરીમાં હશે ?"

"હા! પણ મારે બારોબાર જવું છે."

"પેઢીની તીજોરીની કૂંચીઓ પણ બંગલે જ હશે ને ?"

"ના! તે તો મારા ગજવામાં છે." ચંદુલાલ આગલે દિવસે બારોબાર પેઢી ઉપરથી મોતીને ત્યાં ગયા હતા એટલે તીજોરી બંધ કરી કૂંચીઓ જતી વખતે મુનીમે આપેલી તે ગજવામાં જ રહી ગઇ હતી.

"માલીકનું કોઇ માલીક છે. નોકર બિચારા ક્યા કરે."

એમ મનમાં બબડતા બબડતા ભોગીલાલે કપડાં પહેર્યાં ને શેઠની જોડે જઇ તીજોરીમાંથી દશ હજારની નોટો કાઢી આપી."

ચંદુલાલે મલકાતે મોઢે મોતીને બંગલે આવી સુંદરીના ખોળામાં નોટો નાંખતાં કહ્યું: "લે આ તારા દાગીના આજે આપણું લગ્ન છે અને તારી જન્મતિથિ છે માટે તારી નજરમાં આવે તેવા અલંકાર લઇ આવ. સાંજે એ પ્હેરીને મંદિર દીપાવજે."

મોતીએ પુછ્યું "કેટલા છે."

ચંદુલાલે કહ્યું "કેમ કાલે નક્કી કર્યું હતું તેટલા દશ હજાર."

સુંદરી મધુર સ્મિત કરતી બોલી "એ તો કર્યો કરાર પાળ્યો. પણ આજના એવડા શુભ પ્રસંગની કંઇ ભેટ નહિ ?"

ચંદુલાલ વિચારમાં પડયો. પણ કંઇક સ્ફુરી આવતાં હસીને કહ્યું "ઓહો ! એજ કેની ? તારી વાતે ખરી છે. લે આ વીંટી." એમ કહી ચંદુલાલે પોતાની બે હજારની વીંટી સુંદરીની આંગળીએ પ્હેરાવી.

મોતીએ હસીને કહ્યું:–"લગ્ન પહેલાં વિવાહ ! સુંદરી ! તારી વીંટી શેઠને પ્હેરાવ. પરસ્પર વીંટી બદલી પ્રેમ બંધન કરવાનો ચાલ ઘણા લોકમાં હોય છે."

સુંદરીએ શરમાતાં શરમાતાં પોતાની સાદી સોનાની વીંટી શેઠની ટચલી આંગળીએ પહેરાવી દીધી.

× × × ×

ભોગીલાલ મુનીમ પેઢી પરથી બારોબાર બંગલે ગયો ને માણેકને મળ્યો. જતાંજ કહ્યું:–

"બ્હેન ! પેટમાં રાખો તો એક વાત કહું."

"શું છે ?"

"શેઠ આજે ને આજે બે લાખ રૂપિયા માગે છે ને તેમાંથી દશ હજાર તો હમણાં જ લઇને કંઇ ગયા."

"તમે કંઇ ના કહ્યું ?"

"અને તો કહે છે કે આજે ત્રણ વાગે બે લાખ રૂપિયા હાજર નહિ રાખો તો નોકરીમાંથી રજા આપીશ."

"પુછયું નહિ કે એટલા બધા રૂપિયા શું કરો છો ?"

"મ્હેં માથા વિનાના થઇને પુછયું ત્યારે મને કહે છે કે કોઇ સગો ડુબવાની અણી પર છે તેને તારવો છે. છે આપની નજરમાં કોઇ હમણા ભાગે એવો સગો ?"

"મને શી ખબર ? એ બધું ભાયડાઓ જાણે ? તમે મને કહ્યું તે સારૂં થયું, હું તપાસ કરીશ."

"પણ મારૂં નામ ના આવે."

"ના નહિ આવે. પણ રૂપિયા ત્યાં ના આપતાં અહીં બંગલે મોકલાવો તો ?"

"બ્હેન ! તમે કહો તેની ના નહિ પણ એમ તો વધારે છેડાશે ને કામ કથળશે અને કદાચ મારે ઘેર બેસવા વખત પણ આવે. બ્હેન ! મારૂં કંઈ એમાં જતું નથી પણ મને શેઠના આજના બોલ્યાનો વિશ્વાસ પડતો નથી માટે આપને ખબર આપી છે હવે નજરમાં આવે તેમ કરો."

શેઠાણીએ વિચાર કરી કહ્યું "એક કામ કરશો ? રસિકલાલ વકીલને તો તમે ઓળખો છો. એ એમના ખાસ ભાઇબંધ છે. એમને મળી એ શું સલાહ આપે છે તે જુઓ."

મુનીમને પણ એ રસ્તો ઠીક લાગ્યો.

ભોગીલાલ રસિકલાલને ત્યાં ગયો ત્યારે તે અસીલો સાથે કામમાં રોકાયલા હતા, પણ ભોગીલાલ પોતાને ત્યાં કંઇ જરૂરી મહત્વના કામ વગર આવેજ નહિ એમ જાણી રસિકલાલ ભોગીલાલને જોડેના મંડપમાં તેડી ગયા.

" કેમ મુનીમ શાથી આવવું થયું ? "

" ભાઇ ! કંઇ વિપરીત બન્યું છે. "

" એ તો તમે આવ્યા કે તરત હું સમજ્યો. પણ શું વિપરીત તે જરા વિસ્તારીને કહોની. કંઇ ભારે ખોટ તો આવી નથી ? "

" ના ! ના ! તેની તો હું સંભાળ રાખું છું. પણ આજને આજ શેઠ બે લાખ રૂપિયા રોકડા માગે છે અને તેમાંથી દશ હજાર તો અત્યારમાં લઇ ગયા. "

" શા માટે એટલા બધા રૂપિયા માગે છે ? "

" પ્હેલાં તો કંઇ કહેતા જ નહોતા પણ મ્હેં બહુ જીદ કરી ત્યારે મને સમજાવવા કહ્યું કે કોઇ ડુબતા સગાને ધીરવા છે, પણ એ વાત મારા માન્યામાં આવતી નથી. "

" શેઠાણીને પુછોની કે ખરી વાત માલમ પડશે. "

" એ તો પુછ્યું. એમને કોઇ એવા સગાની ખબર નથી. "

" ત્યારે તેમાં હું શું જાણું ? "

" આપ આવો જવાબ દેશો એવી આશા નહોતી રાખી. ભીડ ભાંગે નહિ તો ભાઇબંધ શા કામનો ? મને પાકે પાયે વ્હેમ છે કે આ પૈસા કંઇ કુમાર્ગે જવા બેઠા છે તે ગમે તેમ કરી તમે રોકો. તમારા સિવાય બીજા કોઇનું શેઠ નહિ માને. "

" જુઓ મુનીમજી ! એવી બાબતમાં મને શેઠ પુછતા નથી. મારો વિશ્વાસ કરે તો હું ખપ આવું પણ આ તો ભરોસા વિનાની ભાઇબંધી છે. "

" એમ છુટી પડશો તે નહિ ચાલે. શેઠાણીએ પણ આપનીજ સલાહ લેવાનું કહ્યું છે. "

રસિકલાલનું મગજ આ વાતચિતમાં પણ ત્વરાથી કામ કરી રહ્યું હતું. શું કરવા પૈસા આજે જોઇતા હશે, કેમ એ પૈસા વપરાતાં અટકાવાય વિગેરે અનેક વિચાર ઝપાટાબંધ આમતેમ મગજમાં ઉડતા હતા, પણ કંઈ દિશા ના સુઝવાને લીધે તેમજ મુનીમ આગળ મિત્રને હલકો નહિ પાડવાની ધારણાથી ઉડતા જવાબ આપ્યા હતા. માણેકને હાથેજ કંઈ માર્ગ નીકળશે એમ એને વિચાર ઉત્પન્ન થયો હતો પણ જ્યારે માણેકેજ એના ઉપર બોજો નાંખ્યો હતો ત્યારે કંઇ કર્યા વિના સિદ્ધિ નથી એમ એને લાગ્યું.

" રૂપિયા ક્યારે આપવાના છે ? "

" આજે ત્રણ વાગે માગ્યા છે. બધીજ મોટા દરની નોટો માગી છે. "

" તમારે બ્હાના કાઢી વખત લેવો હતોની? "

" એતો મ્હેં ઘણુંયે કર્યું પણ એકના બે થયા નહિ, અને ગમે તે ઉપાયે આજે ત્રણ વાગે આખી રકમ ઉભી કરવા મને મારી નોકરીના જોખમે તાકીદ આપી છે. "

" હ ! એવું તે શું છે જે! તમારી કને એટલી શીલીક છે?"

" ના !! "

" ત્યારે કેવી રીતે રકમ પૂરી કરવા ધારો છો? "

" શેઠ તો લોન વેચવાની યે હા કહે છે પણ અમારા લ્હેણા પૈસા બે ચાર જણ કને પડે છે તેમને ત્યાંથી લાવવા મારો વિચાર છે."

" બેંકમાં જમે નથી? "

" છે જ તો, અને મેં તેથીજ ચેક લખી આપવા કહ્યું કે કોને આપે છે તે ખબર પડે પણ મનેજ ચેકથી લાવવા કહ્યું એટલે મેં ફેરવી બાંધ્યું. "

" તમે મૂર્ખાઇ કરી. "

" કેમ ?"

" રૂપિયા તો તમારે આમે ને આમે લાવવા જ પડશે. ચેક

લીધો હોત તો એટલી એમના નામની શીલીક ઓછી થાત ને. આ તો બ્હારોબાર કેટલાયે વાપરી ખાય અને આપણને ખબર પણ ના પડે."

"એ તો ભૂલ થઇ ગઈ."

"વારૂ હવે મને કહો કે તમારી પેઢી કને કોઇ મોટી રકમના માગનાર છે."

"હા બે ચાર આસામી છે."

"વધારેમાં વધારે કોના જમે છે?"

"સુખડના વેપારી કસ્તુરચંદ શેઠના અઢી લાખ રૂપિયા જમે છે."

"તેમને મારી કને ના તેડી લાવો?"

"એ તો બિચારા બહુ સીધા માણસ છે. હમણાં આવશે. મોટા શેઠ માટે એમને બહુ માન હતું અને પોતાના મોટાભાઇ જેવાજ તેમને ગણતા."

"એ તો એથી એ સારૂં. ઝટ જાઓ. હું ધેરજ બેસું છું.

× × × ×

તે દિવસે માણેકે સુંદર રસોઇ બનાવી ઘણી વાટ જોઇ પણ ચંદુલાલે દેખા દીધી જ નહિ. આજે તેનો વિનિપાત નિર્મેલો હતો. મોતી અને સુંદરીના આગ્રહથી તેણે આજે અભક્ષ્ય વસ્તુનો આહાર કીધો. ત્રણ વાગે ચંદુલાલ પેઢી ઉપર આવ્યા, અને ઉતાવળમાંજ મુનીમને પુછ્યું:—

"ભોગીલાલ બધી નોટો હાજર છે?"

"જી હા! આ લ્યો એક લાખ નેવું હજારની નોટો. ગણી આપું કે આપ ગણો છો."

"ના, હું જાતે જ ગણીશ."

ચંદુલાલ નોટો ગણતા હતા એવામાં કસ્તુરચંદ શેઠ આવી પ્હોંચ્યા, અને ઘણેજ મીઠે સાદે શેઠની ખબર અંતર પુછી.

"ઓહો હો! ભાઈ! ઘણે દિવસે દીઠા. કહો ખુશીમાં તો ખરા. બહુ દહાડાથી જોયા નથી તે મને થયું કે લાવ ભાઇને મળતો આવું."

"ઓહો પધારો પધારો કાકા સાહેબ! કહો શી ફરમાશ?"

"ના સ્હેજ અમસ્તોજ, આપોને ભોગીલાલને ગણુશે એ. લ્યો ભોગીલાલ તમે ગણી લ્યો નોટો, આટલા ગુમાસ્તા છતે આપને તે જાતે આ કડાકૂટ શીદ જોઈએ."

ચંદુલાલે ભોગીલાલને નોટો પાછી આપતાં મનમાં ડોસાને છપ્પનસેં ગાળ દીધી; પણ પિતાનો મિત્ર એટલે કાઢી પણ કેમ મૂકાય. મોનીઉં કરવા ચંદુલાલે કહ્યું "ભોગીલાલ, શેઠ માટે ચાહે નાસ્તો મંગાવો." ચંદુલાલને ખાત્રી જ હતી કે ડોસા આ વિવેકની ના પાડશે. પણ કસ્તુરચંદ કાકાની તો વખત ગુમાવવાની જ નેમ હતી તે શું કરવા બોલે. ચાહ વિગેરે આવતાં સુધીમાં તેમણે પોતાના સુખડના વેપારમાં હાલ ચાલતી મંદી વિષે તથા પોતાને પડતી નાણાંની મુસ્કેલી વિષે ઇસારો કર્યો.

ચાહ નાસ્તો પતાવતાં ડોસાએ ખાસો અડધો કલાક લીધો. પછી ભોગીલાલને કહ્યું "ભોગીલાલ જરા બહાર બેસો તો મારે ભાઈ સાથે કંઈ ખાનગી વાત કરવી છે." ભોગીલાલના ગયા પછી શેઠે કહ્યું:—

"ભાઇ તમે જરા છોકરમત વાપરો છો. આજે સવારે ત્રણ ચાર સારી જગ્યાએથી તમારા મુનીમ ભોગીલાલે તાકીદ કરી તમામ લ્હેણા પૈસા ઉપાડી લીધા. એ ઘણું જ ખોટું થયું. એમાં તમારી પેઢીની શાખ ઘટે છે."

"ચંદુલાલે નરમ અવાજે કહ્યું: કાકા સાહેબ, અમારે ઘણી જ જરૂર હતી, તે શું કરીએ."

"તે ગમે તેવી જરૂર હોય પણ આવો તગાદો સારી સદ્ધર

આસામીઓને ત્યાં થાય નહિ. પરિણામ ઘણું ખોટું આવે. લોક ધારે કે મોતીલાલ શેઠના ગયા પછી પેઢી ડુબવા માંડી."

"આપની શીખામણ માથે ચઢાવું છું પણ મ્હેં ભોગીલાલને ક્યાં કોઇને ત્યાં તગાદો કરવા કહ્યું હતું? મેં તો લોન વેચવા વરદી આપી હતી."

"અરરરર! અરે રામ! રામ! એ જો લોક જાણે તો એથી એ ખોટું. તમારી પેઢીની આટલી ફરતી શીલીક છતાં જો તમારે લોન વેચવા વારો આવે તો તો લોકો ના કહેતા હોય તે કહે અને બારણે માગનારા તૂટી પડે. ભાઇ, શરાફી બજારમાં આંટ એ મોટી ચીજ છે તે ગમે તે પ્રકારે જાળવવી જોઈએ. આંટ ગઇ તેની હાટ ગઇ. પછી બજારમાં ઉભાજ ના રહેવાય. ભોગીલાલે એટલું ડહાપણ વાપર્યું એ તો સારૂં જ કર્યું."

"ત્યારે મેં ચેકથી બેંકમાંથી પૈસા ઉપાડયા હોત તો ઠીક થાત નહિ વારૂ?"

"હા તેમાં કંઇ બહુ વાંધો નથી પણ એકદમ મોટી જંગાવર રકમ મજબૂત સબબ વિના બેંકમાંથી પણ ના ઉપાડવી."

"હવે થઇ ગયું તે થઇ ગયું. ભવિષ્યમાં જોઇશ. કહો બીજું કંઇ કામકાજ?"

"બીજું તો સ્હેજ છે. આ તમારી ભૂલના છાંટા મનેયે ઉડયા છે. અમારા વેપારમાં ઓણ ખોટ છે, અને મારી ઘણી ખરી મૂડી તમારે ત્યાં છે એ ઘણા લોક જાણે છે. આજે તમારી પેઢીની બધે આવી તાકીદ સાંભળી રામનારાયણની પેઢીવાળા મારી કને આજે ને આજે તમામ લ્હેણી રકમ માગે છે. મેં હિસાબ જોયો તો પોણા બે લાખ તેના નીકળે છે. માટે જ ખરૂં પુછો તો હું અત્યારે આવ્યો છું. મારી બધીજ શીલીક અહીં જમે એટલે કંઇ છૂટકો."

"આજે મારે નાણાંની ઘણી જરૂર છે. આપને કાલે આપું તો ના ચાલે."

" ના ભાઈ, શાખનો સવાલ છે. અને આ તો તમારી અને મારી બેની જાળવવાની છે. આજે જ જઈને એના પૈસા ઝીકી આવું અને તમારી પેઢી બાબતમાં ચાર સારી વાત કરતો આવું."

" ચેક આપું તો ?"

" આજે શનિવાર છે એટલે બેંકો બંધ થઇ ગઇ હશે. મારૂં માનો તો આજે જે કામે આપે પૈસા ભેગા કર્યા છે તે મૂલતવી રાખો અને મને એ પૈસા જ રામનારાયણુની પેઢીમાં જમે કરી આ-વવા દો. એમાં સાઠ હજાર તો એમની પેઢીમાંથી જ આવ્યા છે, તે પાછા જશે એટલે એમને ધરપત વળશે. તમારે કઈ આસામીને આપવા છે જે ? લાવો ને હું તેને સમજાવું કે બે દહાડા સબુર કરી જાય."

ચંદુલાલથી ખરી વાત કહેવાય એમ હતું નહિ. ભોગીલાલને બતાવેલું બ્હાનું આ ડોસા આગળ કહેતાં પકડાઇ જવાય કારણ કે મોતીલાલ શેઠના ઘણાખરાં સગાંવ્હાલાંને તે દીઠે નહિ તો નામે પણ ઓળખતા હતા. ઘણુંજ કટાણું મ્હોં કરી ચંદુલાલે પુછ્યું:–
" આપને કેટલા જોઇએ છીએ ?"

"હોય તો બધા જ આપોની. મારા અઢી લાખ આપને ત્યાં હશે. હિસાબ ચૂકતાં રામનારાયણુને ત્યાંજ બાકીના જમે કરાવું કે એને એમ તો લાગે કે મોતીલાલ શેઠની પેઢીમાં માંગતાં જોઇએ તેટલા પૈસા મળે છે. બધા કૂદી ઉઠયા છે તે જરા ટાઢા તો થાય."

ચંદુલાલ ને લાગ્યું આ કાકા ને પોતાને જ કંઇ અણુવિશ્વાસ આવ્યો હતો. એવા સંજોગોમાં ના પણ કેમ કહેવાય. ચંદુલાલે બુમ પાડી " ભોગીલાલ."

ભોગીલાલ દોડતો આવ્યો. " જી."

આ કાકા સાહેબના આપણી કને કેટલા લ્હેણું નીકળે છે. જરા ચોપડો જુઓ તો.

મોટા ચોપડો લાવી થોડીવાર આમતેમ ફેરવી જરા હિસાબ ગણી મુનીમે કહ્યું " આજની તારીખે એમના આપણી કને બે લાખ અઠાવન હજાર સાતસેં ને પીસ્તાળીશ નીકળે."

"બહુ સારૂં આ નોટો કેટલાની છે ?"

"એક લાખ નેવું હજાર,"

"ત્રીજોરીમાં બીજા કેટલા છે."

"ચાલીશેક હજાર હશે."

"વારૂ શેઠ! બાકીનાનો ચેક ચાલશે."

"ઘણી ખુશીથી. ભાઈ ખોટું ના લગાડશો. હું તમારા હિત માટે જ આજે આગ્રહ કરૂંછું."

ચંદુલાલે ત્રીશ હજારનો ચેક લખી આપ્યો અને બાકીનો હિસાબ ભોગીલાલને ચૂકતે કરવા કહી ઘેર ઉતાવળનું બ્હાનું કાઢી શેઠની રજા લીધી અને બંગલે આવી મોટું મોઢું ચડાવી બેઠો. માણેકની તરત પાસે જવાની હિંમત ના ચાલી.

કસ્તુરચંદ શેઠ ઘણા મલકાઈ ગયા. "ચાલો એક પંથ ને દો કાજ. રસિકલાલે વાત કરી તો સારૂં થયું કે મારા પૈસા નીકળી ગયા નહિ તો શરમમાં માગવાનું સુઝત નહિ અને આ છોકરો અવળે રસ્તે ચઢયો છે તે મોડો વ્હેલો દેવાળું કાઢવાનો જ. આપણા પૈસા નીકળ્યા અને આ લોકો જાણશે કે ભાઈબંધના દીકરાને બચાવવા બહુ જહેમત ઉઠાવી ભારે કામ પાર પાડયું. ચાલો આપણે તો બધી બાજુએથી લાભનાજ થયા."

---

## પ્રકરણ ૩૦ મું.

---

### ક્રોધનું વિપરીત પરિણામ.

ચંદુલાલનું હૃદય નિરાશાથી ભરેલું હતું એટલે તેને કોઈનું મોઢું ગમતું નહિ, કોઈની જોડે બોલવાનું રૂચતું નહિ. માણેક ક્રોધ અને ઇર્ષાથી બળી રહી હતી તેને કેવી રીતે વાત છેડવી તે સુઝતું નહિ. આમ સંધ્યાકાળ થઈ ત્યાં સુધી કોઈ કંઈ બોલ્યું નહિ. માણેકે જાણી જોઈને કંઈ કંઈ કામ શોધવા માંડયું અને તેમાં ચિત્ત પરોવવા

ફોકટ ફાંફાં માર્યા. મન ઉકળી રહ્યું હતું અને તે ઉકળાટ કામમાં સ્પષ્ટ માલમ પડતો હતો. વેગથી આવેશથી તે કંઇ કંઇ કામ લેતી, પાછું મૂકતી અને જાણે કેવીક ઘરકામમાં મશગુલ હોય એવો ડોળ કરતી.

કસ્તુરચંદ શેઠની યુક્તિ સફળ થઈ હશે એટલું તો તે ચંદુલાલના મ્હોંપરથી પામી ગઇ હતી. પોતાના આવા સ્નેહની અવગણના કરી એક સામાન્યના પ્રેમમાં આટલે સુધી ચંદુલાલ ગુલતાન થવાથી એના હૈયામાં ક્રોધની જ્વાળા ભભૂકી હતી. ભરથારને સ્નેહથી રીઝવી લેવાની આ ઉત્તમ તક પ્રભુએ માણેકને આપી હતી, પણ ઇર્ષ્યાથી એનો સ્નેહ દબાઇ ગયો હતો અને, હવે ક્યાં જવાના છે, એમને તો જરા સખત ઝાટકણી કરી ચમકાવ્યા વિના ઠેકાણે નહિ આણી શકાય, એ તો એજ દાવના છે, એવાને તો એજ ઘટે વિગેરે હારેલા શત્રુ પર વેર લેવાની વૃત્તિઓ આ સમયે માણેકના હૃદયમાં સામ્રાજ્ય ભોગવી રહી હતી.

ચંદુલાલને માણેક શું કરે છે તે જોવાની કે વિચારવાની ફુરસદ નહોતી. એનું મન તો સુંદરીમાં રમી રહ્યું હતું અને હવે શું મ્હોડું દેખાડી ત્યાં જવાય એજ મુઝવણ થતી હતી. આ મુઝવણનો લાભ લઇ ત્યાં જવાનું મન ભાંગી પાડવાનું સ્નેહાળ સતીને સહેલું હતું, પણ માણેકની મનોવૃત્તિઓ હાલ જુદાજ વ્યાપારમાં રોકાઇ હતી. માણેકના સ્નેહ પર જો ક્રોધે વિજય ના મેળવ્યો હોત અને પ્રેમનું પ્રાધાન્ય રહ્યું હોત તો આ વાર્તાનો ક્રમ બદલાઇ જાત પણ વિધિએ તેમ નિર્મ્યું નહોતું.

માણેકના મનમાં એમ હતું કે મને ઘણુંયે બોલાવશે, અને જેમ જેમ ચંદુલાલની બેપરવાઇ દીઠી તેમ તેમ એનો ક્રોધાગ્નિ વિશેષ પ્રદીપ્ત થવા માંડયો. વાળુની વખત થઇ પણ ચંદુલાલ ના ઉઠે કે ના બોલે. છેવટે માણેકની ધીરજ ખૂટી. તેણે કંઇ તરડાટથીજ ચંદુલાલ કને જઇ કહ્યું:—"કેમ જમવાની ફુરસદ મળશે ? રસોઈ તૈયાર છે, પછી બીજે કંઇ જમવું હોય તો તમે જાણો."

ચંદુલાલે કંઇ જવાબ આપ્યો નહિ, પણ ઉઠી રસોડામાં જઇ શૂન્યચિત્તે જે મૂકયું તે ખાઇ લીધું. જમ્યા પછી શું ખાધું તે પણ યાદ રહ્યું નહિ. પાનની રકાબી લઇ માણેક આવી તેના સામું ટગર ટગર જોયા કર્યું. માણેક સ્નેહ બતાવી કોટે વળગી પડી હત તો ચં-દુલાલ રોઇ પડત અને પછી સુતેલો સ્નેહ જાગ્રત કરી ભૂલનો પશ્ચા-તાપ કરાવવાનું સ્હેલું થઇ પડત. પણ માણેકે તો અકળાઇને કહ્યું:—

"કેમ તમારૂં ચિત્ત કયાં ખસી ગયું છે જે ? અમારૂં મોઢું ના ગમતું હોય તો જાઓની રાત દહાડો ત્યાં જ જઇને પડયા રહો. મારાયે શા ભોગ કે તમારે પાલવે પડી. પૈસાથી લોભાઇ બાપ ને ભાઇએ પરન્યાતમાં દેતાં જરા વિચારે ના કર્યો ? આમ રીબાવ્યા કરતાં સમૂળગી જ મારી નાંખો ને. મારાંયે મોતનું પાનું કોણ જાણે કયાં ખોવાઇ ગયું છે ?"

ચંદુલાલથી આ તજરકો સહન ના થઇ શકયો. તેણે પૂછયું:— "કેમ એટલું બધું શું દુઃખ પડયું ?"

"ના ત્યારે દુઃખનાં તો ઝાડ ઉગતાં હશે કેમ ? હું તો ઉભી ને ઉભી સળગી જાઉં છું. આટલો દાવાનળ પ્રગટયો છે ને કહે છે કે શું દુઃખ છે. મારા સ્નેહમાં આગ લાગી. રાંડ વેશ્યાને ત્યાં પડયા રહો છો અને બાપ દાદાના ખરા પરસેવાના પૈસાથી રાંડ બજારેણનું ઘર ભરો છો. મારે તો હૈયે હોળી ઉઠે છે."

"આવી આવી વાતો કરવી હોય તો ખસ અહીંથી. જા તારા ઓરડામાં જઇને સુઇ જા."

"હા હવે અમારૂં મોઢું અકારૂં જ લાગશે તો, એ રાંડ રામ-જણીના જેટલી ટાપટીપ અમને કયાંથી આવડે ? પણ એ તો તમને ચૂસી ચૂસીને ખાશે ને ખાલી થશો પછી સામુંએ નહિ જુવે. અમારે તો જીવતે કે મુવે કંઇ છૂટકો છે ?"

ચંદુલાલે કંઇ રોષમાં જ કહ્યું:—"કેમ જાય છે કે નહિ અ-હીંથી ? તારી તો ડાગલી ખસી ગઇ છે."

"તમે ગુણકાને ઘેર પડયા રહેશો એટલે ડાગલી નહિ ખસતી હોય તો ખસશે, અને ના ખસી હોય તોયે ડાકટરને સમજાવીને ગાંડાની ઇસ્પીતાલમાં પૂરી દોને કે તમારો માર્ગ મોકળો થાય."

"આ તને થયું છે શું?"

"વળી થાય શું? રાંડ પાતરને ખવાડવા તમારે બબ્બે લાખ રૂપિયા જોઇએ પછી અમને શું થાય? આ ઘર બ્હાર બધુંજ આપી દોને, પછી કાચલી લઇને ભીખ માંગજો."

માણેકે આમ મર્યાદા મૂકી એટલે ચંદુલાલનો મીજાજ ખસ્યો. ઠરી ગયેલા સરોવરમાં સખત પદપ્રહારથી બરફનો પોપડો તુટી જતાં ભયંકર અગાધ ઉંડાણમાં ગરકી પડાય તેમ માણેકના શબ્દ પ્રહારથી ચંદુલાલના શુભ સંસ્કારોનું પાતળું પડ ખસી ગયું અને પશુત્વ પ્રગટ થવા માંડયું.

"કેમ! બોલતાં બ્હેકી કે! ઉઠ નીકળ અહીંથી નહિ તો એક લાત લગાવી દઇશ." શબ્દ પ્રમાણે આચરણ કરી ચંદુલાલે એક પાસે પડેલી ટીપોયને લાત મારી ગબડાવી દીધી.

માણેક આ આવેશથી ના દબાઇ જતાં ઉલટી વધારે ઉગ્ર બની.

"ઓ હો હો! આવડો શો રોફ! આવું જંગલીપણું બતાવવું હતું ત્યારે તો લાવવીતી કોઇ ગામડાની રોઝ. હું તમારો એવો મીજાજ નહિ સાંખવાની. હું કંઈ તમારી લોંડી નથી. જ્યાં લાખ માલના ઢગલા ઠાલવતા હો ત્યાં તમારો મીજાજ બતાવો. મારા બાપે કંઇ મને તમને ગુલામગીરીમાં વેચી નથી, સમજ્યા!

"હવે ઝાઝી બકવાટ કરતી આઘી જા. આવી જીભડી કરશે તો તેવી પૂજા પામશે."

"લ્યો કરો, જાઉં કેવીક પૂજા કરો છો?"

ચંદુલાલની મારવાની હિંમત ના ચાલી તેથી વિષય બદલ્યો.

"રૂપિયાની વાત તેં ક્યાંથી જાણી? કસ્તુરચંદ કાકાને તેંજ સમજાવી મોકલ્યા લાગે છે. પેલો સાલો મુનીમ ફુટેલો દેખું."

"હા! હા! અમે મોકલ્યા તો તેનું કેમ કરવું છે? બાપાજી તનતોડ મહેનત કરી લક્ષ્મી મૂકી ગયા તે તમારે વેશ્યાઓના નાચ રંગમાં ઉડાવવા સારૂ કેમ? એવે અવળે માર્ગે જાઓ ત્યારે અમને ગમે તે પ્રકારે રોકવાનો અધિકાર છે."

પોતાની બધી બાજી માણેકે જ બગાડી છે એવું જાણ્યું એટલે ચંદુલાલના ક્રોધનો પાર ના રહ્યો. એનું ચાલત તો માણેકને એવી પુષ્પાંજલિ આપત કે તે થોડા દિવસ ઉઠવા પામત નહિ. પણ માણેક કંઇ સાધારણ નિર્માલ્ય સ્ત્રી નહોતી. એ જેવી સ્નેહાળ હતી તેવીજ તેજસ્વી હતી અને પોતાના તેજથી ચંદુલાલને ડારતી. કંઇ પણ બીધા વિના તે તેવીને તેવીજ નિશ્ચલતાથી ઉભી રહી.

અસંતુષ્ટ થયેલા કામમાંથી જ ક્રોધની ઉત્પત્તિ છે. હમણાં ચંદુલાલની મોટામાં મોટી મહેચ્છા સુંદરી સાથે સંબંધ બાંધવાની હતી, અને માણેકનેજ એ ઇચ્છાનો સર્વ પ્રકારે અવરોધ કરતી એણે જોઇ, એટલે એના અંતરનો તમામ રોષ તેના ઉપર ઉતર્યો. ગુસ્સાના ઉકળાટમાં તેને સારાસારનો વિચાર રહ્યો નહિ અને માણેક પર થોડો ઘણો રસલતો સ્નેહ હૃદયના કોઈ ખૂણામાં દબાઇ રહ્યો હશે તે પણ નીકળી ગયો. દમમાંજ ચંદુલાલે કહ્યું.

"અધિકાર બધિકારની વાત અહીં નહિ નભે. હું આપું એટલો તારો અધિકાર. મારી ખાનગી વાતમાં તારે માથું નહિ મારવું. હું મારે જવું હશે ત્યાં જઇશ અને કરવું હશે તે કરીશ. તને પરવડે તો રહે, આ ઘરબાર ખુલ્લાં છે. જુદાં રહેવું હોય તો તે જોગવાઈ કરી આપું અને તે પણ ના ફાવે તો તારે પિયર ચાલી જા. હું કાંઇ તારાથી દબેલો રહેવાનો નથી. કશી ગરબડ કર્યા વગર શાંતિથી રહેવું હોય તો મારે ના નથી પણ હવે હું તારો એ બાબતમાં એક પણ બોલ નહિ સાંખું. હવે વધારે બોલી તો અંગેઅંગ ચૌદમું રતન ઓપી રહેશે."

આ વજ્ર જેવા કઠણ અને ક્રૂર શબ્દોથી માણેકનો સ્નેહ

પણ સરી ગયો. વાણીના દ્વંદ્વયુદ્ધમાં ઉતરવા તે પણ તૈયાર થઇ ગઈ.

"એટલી બધી શેના સતાવો છો જે? હું તમારી બૈરી છું, ગુલામડી નથી સમજ્યા? આવું કરવું હતું ત્યારે પરણ્યા શું કરવા? મારા બાપને ઘેર કંઈ ધાન પાણી ખૂટયાં નથી કે તમારાં આવા કામ જોવાને આવા શબ્દ સાંભળવા અહીં પડયાં રહીશું. તમને પૈસાનો મદ ચઢયો છે, ને બાપ માથેથી ગયા એટલે રાજા બની ગયા છો તે હમણાં તો છૂટથી મ્હલાય એટલું મ્હાલી લો. માથે વીતશે એટલે મારા બોલ સંભારશો. મોટા સુધારાને સ્વતંત્રતાના હિમાયતી થયા હતા અને ચૌદમું રતન સંભારતા શરમાતા નથી? તમારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ છે એટલે તમને બધું અવળું જ સુઝે છે. તમને મારૂં મોઢું નહિ ગમતું હોય તો હું તો મારે જઇશ પણ તમે રઝળતા ના થાઓ તો મને કહેજો. અમને કાઢી મૂકીને સુખી થાઓ."

"તે કોણ તને કાઢી મૂકે છે જે?"

"હું રહીશ તો ઘરની માલીક તરીકે તમારાં હૃદયની રાણી તરીકે, તમારા ઠોંસલા ખાનારી લોંડી તરીકે નહિ. દાંત આપ્યા છે તે શેર અન્ન પણ આપી રહેશે. પણ તમારાં આવાં લક્ષણ નહિ સહન થાય. કાં તો હું નહિ કે એ નહિ."

"ઝાઝો બકવાદ ના કર. મને એવા લખારા નથી ગમતા."

"શેના ગમે? ખરી વાત કહી ત્યારે લખારા લાગ્યા."

"હવે જાય છે કે નહિ અહીંથી?"

"લ્યો નથી જતી શું કરશો?

"લે બેસી રહે ત્યારે. હું જ જાઉં છું."

ચંદુલાલે લુગડાં પહેર્યાં. માણેકે ગુસ્સામાં જોયાં કર્યું જવા માંડયું એટલે માણેક ભડુકી ઉઠી!

"કેમ ક્યાં જાઓ છો જે? નથી જવાનું અત્યારે."

"તે તું મને કોણ રોકનાર? મારે જવું હશે ત્યાં જઇશ."

માણેકે ચંદુલાલનો હાથ ઝાલ્યો.

" હાથ ઝાલીને લાવ્યા છો તે એક નહિ પણ સત્તર વાર રોકીશ. મને મારી નાંખીને જાઓ."

ચંદુલાલે માણેકનો હાથ તરછોડી નાંખ્યો. ચાલ ખસી અહીંથી."

" કેમ ત્યારે તમારે અમારૂં કંઇ કામ નથી ?"

જવાબ દીધા વિના ચંદુલાલે ચાલવા માંડયું. માણેક ધ્રસડાઇને સોફા ઉપર પડી. ગડગડાટને ગાજવીજ પછી વરસાદ આવે છે. ચંદુલાલ જોડે તો માણેક ઉકલીને ખૂબ બોલી પણ તેના ગયા પછી આંસુનાં દ્વાર ખુલ્લાં થઇ ગયાં અને મધરાત સુધી ત્યાંને ત્યાં પડી રહી. રડીને વિચાર કરીને થાકી ત્યારે પથારીમાં જઇ પડી પણ ત્યાંએ ઉંઘ આવી નહિ. કલ્પનાના ભૂતે અનેક તરંગ ઉભા કર્યા અને એ તરંગ સૃષ્ટિનાં અનેક દુઃખ અનુભવતી તેમાંથી નીકળવાના અનેક માર્ગો શોધતી, છેવટે મગજ છેક થાકી જવાથી અને આંસુ ખૂટી જવાથી રાત્રે ત્રણ વાગે નિદ્રાવશ થઈ. એ કાચી નિદ્રામાં પણ તેને અનેક સ્વપ્ન પીડવા માંડયાં. માણેક સ્નેહાળ હતી, પતિને તે ખરા અંતરથી પૂજતી પણ આજની આ બેપરવાઇ અને ક્રૂરતાથી તેનો સ્નેહ બળીને ભસ્મ થવા માંડયો. ભસ્મીભૂત થતા સ્નેહની સળગતી જ્વાળાથી તેનું હૃદય ચચણી દાઝીને કોયલા થઇ ગયું, અને છેવટે સ્નેહ ને હૃદય, દાહક અને દગ્ધ બન્ને સ્મશાનની રાખોડી જેવાં નિઃસત્ત્વ થઇ ગયાં.

× × ×

ચંદુલાલ જુસ્સામાં ઘરમાંથી તો બહાર નીકળ્યો, પણ જેમ જેમ ખુલ્લા ઠંડા પવનથી એના મગજનો તાપ શમવા માંડયો, તેમતેમ એને ખાલી હાથે મોતી ને ત્યાં જવું વસમું લાગવા માંડયું. ત્યાં જાઉં કે ઘેર પાછો જાઉં એમ ચગડોળે ચિત્ત ચઢયું, અને થોડાં ડગલાં જઇને ઉભો રહે, વળી થોડાં ડગલાં આગળ જાય ને પાછો ખચકીને ઉભો રહે એમ બહુજ ધીમેથી મોતીના ઘરભણી ગતિ થવા માંડી. દમયંતી ને વનમાં મૂકી જતા નળની સ્થિતિ ચંદુલાલે અનુભવી. છેવટે "બળ પ્રબળ કળિનું થયું, પ્રેમબંધન તૂટીને ગયું."

તે મુજબ ચંદુલાલને ઘેર પાછા આવી માણેક આગળ માનભંગ થવાનો ભય વિશેષ લાગ્યો અને એ નિશ્ચય થતાં સપાટાબંધ તે મોતીને બંગલે પહોંચી ગયો.

મોતી અને સુંદરીએ ચંદુલાલને આજે જોવાની આશા છોડી હતી. પક્ષી જાળમાંથી ઉડી ગયું એમજ એમને લાગ્યું. નિરાશાથી ઉત્પન્ન થતો ક્રોધ બન્નેએ એકમેકના ઉપર ઠાલવવા માંડયો. સાડા-ત્રણ ચારની અંદર ચોક્કસ પાછા ફરવાનું ચંદુલાલે કહ્યું હતું તેને બદલે રાત પડી અને વાળુ વખત થઇ પણ ન મળે ચંદુલાલ કે ન મળે તેના તરફનો કંઇ સંદેશો. બન્ને પોતપોતાના વિચારમાં ગૂપચૂપ વાળુ કરી ઉઠયાં, અને પાન બનાવતાં બનાવતાં મોતીએ કહ્યું:—

જમની ! મેં તને શું કહ્યું હતું. એ શેઠને એવો લટ્ટુ બનાવવાનો હતો કે તને ને તનેજ ઝંખ્યા કરે. એને ઘેર દેખાવડી અને ચાલાક બાયડી છે, માટે બહુ યુક્તિથી કામ લેવાનું હતું. તારા મોહપાશમાં કાંઇક દોરી ઢીલી રહી ગઈ લાગે છે. તું નાદાન એટલે કંઈ કચાશ રાખી હશે. ”

સુંદરી કે જેનું ખરૂં નામ જમની હતું તે બોલી:—

“ જુઓ મેં મારાથી થાય તેટલા સઘળા પ્રયત્ન કર્યા છે, અને ગૃહસ્થની સ્ત્રી પણ ન બતાવી શકે તેટલો સ્નેહ અને તેટલું સતીપણું આદર્યું છે. પણ તમે બહુ લોભમાં તણાયાં તેમાં હું શું કરૂં. બે લાખ તે શી વાત કરતાં થાય છે જરા અક્કલમાં આવે એવું માગ્યું હોત તો ક્યારનું હાથમાં આવી ગયું હોત. તમે તો આખા આભ સાથે બાથ ભીડવા માંડી એટલે વા ખાતાં રહ્યાં. થયું જે બન્યું તે ખરૂં, એટલુંએ સારૂં ભાગ્ય કે દશ હજાર મળ્યા છે. મને મારા કરાર પ્રમાણે એમાંથી ત્રીજો ભાગ આપી દો એટલે હું મારે કાલે સવારે વિદાય થાઉં. ”

“ એમાંથી ભામ લાગ નહિ મળે. કામ પાર ના પાડયું ને ભાગ લેવા નીકળી છે. ”

“ભેગો વેપાર કર્યો તે જેટલો નફો મળે તેમાં મારો હિસ્સો થઇ ચુકયો. જોઉં તમે કેવાં નથી આપતાં ? કંઇ મારી ભૂલે તમારી બાજી કથળી નથી. તમારા લોભને થોભ નહોતો. અતિ લોભ તે પાપનું મૂળ. સામટા લેતાં સમૂળગા જાય તેમાં હું શું કરૂં ? મારો ભાગ મેલી દો નહિ તો વઢવાઢ વધશે ને ચાર લોક જાણશે.”

“જા ઉઠ ! નથી આપતાં તારાથી થાય તે કરી લે.”

“જુઓ બહુમાં સાર નથી. શેરને માથે સવાશેર મળી રહે છે. તમે ગમે તેટલી ચતુરાઈ વાપરશો પણ હું ને મારી મા તમને પહોંચી વળીશું અને જો મારા પચાવી પાડો છો તેથી બમણા ના કઢાવું તો મારી માને કૂખે જમની છોકરી નહિ પણ કૂતરી અવતરી હતી એમ માનજો.”

આ તકરાર ધીમેધીમે વધી જાત અને પૈસા માટે આ નીચ વેશ્યાયો કદાચ એકએકનાં લટીઆં ઝાલીને બાલ પીંખી નાંખત. પણ જમનીને ઉત્તર દેવા મોતી જતી હતી, એટલામાં બગીચામાં કોઇનો પગરવ સંભળાયો. મોતી વ્હેલી વ્હેલી બારીએ દોડી ને જોયું તો ચંદુલાલ જ. હરખથી મોતીનું હૈયું ઝાલ્યું ના રહ્યું. અને જમનીને તેને તરત પટાવી લીધી.

“જમની ! જો કંઇ મનમાં ના આણતી હો. હું તો તને અમથી જરા નાણી જોતી હતી. લે આ એ તો આવ્યા. તું રીસાવાનો ઢોંગ કરી તારા ઓરડામાં સુઇજા.”

મોતી ચંદુલાલને લેવા દાદર સુધી ગઇ પણ નિયમ મુજબ આજે તેનું મોહું હસતું નહોતું. કંઇક ખેદ અને કંઇકિ ચ્હીડનો ડોળ કરી તે બોલીઃ–

“તમે તો અમારી આંખો કઢાવી. તમારી વાટ જોતાંયે અમે તો થાકી ગયાં અને તમારાં વચન ઉપરથી અમારો વિશ્વાસ ઉઠી ગયો હતો. આનું નામ અડધો કલાક. સુંદરી બિચારી એની જન્મતિથિ ને લગ્નને દહાડે આંસુ પાડે ? આ તો પ્રથમ ગ્રાસે મક્ષિકા. પહેલે

દહાડેથીજ આમ પજવવા માંડશો તો આખો જન્મારો કેમ નભશે ?"

ચંદુલાલે ધીરેથી કૈંક શરમાતાં કહ્યું:-કંઇ અમારૂંએ સાંભળવું છે કે નહિ ? મને વાર ઘણી થઇ એ વાત ખરી પણ સામાની મુશ્કેલીનો પણ કંઇ વિચાર કરશો કે નહિ."

"હશે ચાલો હવે તો ગઢ જીતીને આવ્યા ને ? પોતાની જ દુકાનમાંથી પૈસા લાવવા હતા એમાં તે શા વેદ ભણવા હતા ?"

મોતી ચંદુલાલ ને સુંદરી સુતી હતી ત્યાં લઇ ગઇ. સુંદરી પલંગમાં ઉંધું માથું નાંખી વિખરાયલા કેશે પડી હતી.

"જોઇ આની દશા ? એને તમે ઘેલી કરી મૂકી છે અને હવે છેહ દો તો કીયા અવતારે તમે ભોગવી રહો."

"છેહ કોણે દીધો ? નાહક બોલીઓ શીદ મારે છે ?"

"વારૂ એને મનાવીને લાવો દિવાનખાનામાં."

જેને મનાવું જ હતું તેને મનાવવાનું ચંદુલાલને કંઇ દુર્ઘટ લાગ્યું નહિ. પણ આમ પ્રસંગ મળ્યો એટલે અડધો કલાક આ પ્રેમીયોએ ટાળલાં અને પ્રેમ ચેષ્ટાઓમાં કાઢી નાંખ્યો, ને પછી હસતાં ને ગેલ કરતાં દિવાનખાનામાં ગયાં. મોતીયે મજાકમાં જ કહ્યું:-

"કેમ છોકરી ! એટલી વારમાં તારાં આંસુ સુકાઇ ગયાં ? શું શેઠે જાદુ કર્યું ?"

"તમે ક્યાં અનુભવી નથી કે મને પુછો છો ? સ્નેહનો જાદુ એવો જ છે. જરા પ્રેમ બતાવી બોલાવી કે બધા આંસુનો બદલો વળી ગયો. બૈરાનું હૈયું એવું કોમળ જ ભગવાને ઘડયું છે."

"નાનાં છોકરાંનો ઉત્સાહ જબરો હોય છે, શેઠ એવા લુખ્ખા બદલાથી આજે સુંદરીને રાજી કરવી છે કે પૈઠણુ પ્રમાણેના પૈસા લાવ્યા છો ?"

ચંદુલાલનું મોહું લેવાઇ ગયું. પણ હિંમત રાખી એણે બધી બનેલી હકીકત કહી દીધી. મોતીના મોંઢા પર કંઇક સખ્તાઇ આવી સુંદરીની આંખોમાંથી ઝરતાં સ્નેહ કિરણ ઓછાં થયાં.

"શેઠ! એમ પસરી જશો તે કંઇ નભશે? આ છોકરી તો તમારા ઉપર આખા જન્મારાનો આધાર કરીને બેઠી છે અને હું મારા જન્મારાનો આધાર ગુમાવીને બેઠી છું. કંઇ રસ્તો તો કાઢવો પડશે ને?"

"કાલનો દહાડો વાટ જુઓ. પરમ દિવસે બેંકમાંથી હું જાતે જઇને રૂપિયા લઈ આવીશ. ત્રણેક લાખ રૂપિયા મારા ખાતામાં મુંબાઇ બેંકમાં જમે છે એટલે તમને આપેલો કોલ પાળવામાં કોઇ જાતની અડચણ નડે તેમ નથી."

મોતીના મુખપર પાછું મધુર સ્મિત ફરક્યું. સુંદરીની આંખ ફરી સ્નેહપૂર્ણ થઈ. કોઇ અનુભવી ચકોર માણસ આ નગરનારીઓની દ્રવ્ય લાલસા તરત પામી જાત. ચંદુલાલ ભોળો અને બીનઅનુભવી હતો. એને મન જગતમાં બધે સજ્જનતા પ્રસરી રહી હતી. મોતીએ સ્હેજ હસીને કહ્યું:-

હવે બે દહાડામાં શું ખાટું મોળું થઇ જવાનું હતું. પ્હેલેથીજ આવી વાત સ્પષ્ટ કરી હોત તો આજનો અડધો દહાડો તો નકામો ના જાત. પૈસાની તમારી કંઇ અણુપતીજ છે. સુંદરી! જા તારા નવા શણગાર સજી આવ. આજનું મૂહુર્ત નકામું નથી જવા દેવું."

સુંદરી ગઇ એટલે મોતીએ ઘણીજ મોહકતાથી મ્હોં મલકાવી કહ્યું:-"શેઠ! ચંદુભાઇ! હવે મારો હક છેકજ ઉઠી ગયો શું? મ્હારી સ્હામુંએ નહિ જુઓ? મ્હારો આટલો સ્નેહ તમને ઓછો પડયો? હું તમને કોઈ દહાડો જરાએ નહિ સાંભરૂં? તમને બેને સુખી દેખી હું રાજી થઇશ. પણ મારૂં તો હવે ધીમે ધીમે અંતરના દાહથી મોત જ આવશે. મારૂ ઢાંકયું અંતર ધીકશે તે પ્રભુ વિના બીજો કોણ જાણવાનો છે." બોલતાં બોલતાં મોતીએ આંખમાંથી બે આંસુ ટપકાવ્યાં.

ચંદુલાલનું હૃદય પીગળ્યું. તેણે કહ્યું:—

"મોતી! મ્હારૂંયે હૃદય બળે છે પણ હું શું કરૂં? તું મોટી છે, સમજુ છે. એક મ્યાનમાં બે તરવાર શી રીતે રહી શકે?"

"તમે ઉંધું બોલ્યા. એક તરવારને બે મ્યાન ના હોઈ શકે?"

"તારી ભાણેજ પ્રત્યે બેવફાઈ તુંજ શીખવે છે?"

"હું શું કરૂં? મારો સ્નેહ મને ભુલાવે છે. જીગરમાંની જ્વાળાઓ સહન નથી થતી."

"પણ એ જાણશે તો જુદ્ધ મચાવશે."

"તમારાં ડહાપણમાં અને મારી ચતુરાઇમાં મને વિશ્વાસ છે."

ચંદુલાલ ભોળવાઈ ગયો. મોતીની બાજી બેવડી હતી. સુંદરીનો પૈસા કઢાવવા માટેજ તે ઉપયોગ કરવા ધારતી હતી. પણ ચંદુલાલ પોતાના પ્રેમ પાશમાંથી છટકી જઇ કેવળ સુંદરીમાંજ લુબ્ધ થઇ જાય એવું તેને જોઇતું નહોતું. સુંદરી કંઇ એની સગી નહોતી. એ પણ વેશ્યાપુત્રીજ હતી અને ચંદુલાલ જો એને સંપૂર્ણ વશ થઇ જાય તો એ ચાલાક છોકરી આ કહેવાની માસીને કોરણે મૂકી શેઠને પોતાનાજ હાથ પર લઇ લે એવો મોતીના મનમાં ભય હતો. એ ભય ખોટો પણ નહતો. સુંદરી એજ રમત રમતી હતી અને આજે બાગ સંબંધી બોલચાલ થયા પછી એમ કરવાનો તેણે ઠરાવ પણ કર્યો હતો. મોતીએ આજે ને આજે ચંદુલાલને પાછો મેળવી લીધો તેનું કારણ પણ એ જ હતું કે તે સુંદરીને એ સ્હેજ ટપાટપીમાં પારખી ગઇ હતી.

સુંદરીને પાછા આવતાં પા અડધો કલાક થયો એટલામાં તો મોતીએ જાણે સ્નેહનો સાગર ઉલટાવી દીધો અને ચંદુલાલને મોહમુગ્ધ કરી મૂક્યો. સુંદરીના ઓરડાનું બારણું ઉઘડયું કે બે જણ ડાહ્યાં થઇ પોતપોતાને સ્થાને બેસી ગયાં. સુંદરી શણગાર સજી આવી કે મોતીએ એનો જમણો હાથ લઇ ચંદુલાલના હાથમાં મૂક્યો અને બન્ને કને પરસ્પર અખંડ પ્રેમની પ્રતિજ્ઞાઓ કરાવી. એના ગળામાં પોતાને હાથેજ વરમાળ આરોપી બેને ભેગાં બેસાડી

સ્હેજ મિષ્ટ ભોજન કરાવ્યું. પછી આશીર્વાદ દઇ પા કલાકમાં આ ખાનગી સ્નેહ લગ્નનો સમારંભ પુરો કર્યો.

ચંદુલાલ બીજે દિવસે પણ ઘેર ગયોજ નહિ. સોમવારે બેંક-માંથી રૂપિયા જાતે આણી આપ્યા.

મોતીએ અને સુંદરીએ પણ વિલાસાનંદ જમાવવામાં બાકી મૂકી નહિ. પ્હેલાં કરતાં ફરક એ પડયો કે પ્રથમ જ્યારે સુંદરીને પોતાનો પ્રેમ વ્યવહાર ગુપ્ત રાખવાનો ઢોંગ કરવો પડતો હતો, અને મોતીનો સંબંધ પ્રગટ હતો ત્યારે હવે સુંદરી અને ચંદુલાલ પ્રગટ પતિ પત્ની પ્રમાણે વર્તતાં હતાં અને મોતીને પ્રેમ રસનું આસ્વાદન અત્યંત ગુપ્ત પણે કરવું પડતું હતું.



## પ્રકરણ ૩૧ મું.



### માણેકની ઉંધી મતિ.

ચંદુલાલે ઘરનો તો લગભગ ત્યાગજ કરી દીધો. કોઇક વખત આવે પણ માણેક જોડે બોલ્યા વગરજ પાછો ચાલી જાય. માણેક પણ અભિમાનની ભરેલી પુતળી હતી, તે આમ પોતાનો સંસાર સુખનો ધ્વંસ થતો જોઇને અંતરમાંથી તો સળગી જતી, પણ નમ્યું આપી એ જ્વાળા ઓલવવાનો વ્યવહારૂ ઉપાય યોજવા જેટલી કુશળતા તેનામાં નહોતી. આમ ચંદુલાલની વિલાસ પ્રિયત અને માણેકનાં ગુમાનથી આ દંપતીનો સંસાર વિષમય થઇ ગયો.

ઝેરખાઉં, પિયર નાસી જાઉં, એ રંડાને ત્યાંથી એમને તમાશો કરી ખેંચી લાઉં, એવા એવા અનેક તરંગ માણેકને આવતા અને શમી જતા પણ નમ્રતાઇ અને ક્ષમાનો સાચો માર્ગ એને સુઝતો નહિ. ખરે! શાસ્ત્રકારોએ સ્ત્રીઓને **ક્ષમયા ધરિત્રી** પૃથ્વી જેવી ક્ષમાવાળી થવાનો બોધ આપ્યો છે તે આવાજ પ્રસંગો માટે હશે.

ચંદુલાલનો આ આબરૂદારીનો આડંબર રચનારી ડૉળઘાલુ વેશ્યાઓ જોડેનો સંબંધ, જગજાહેર થઇ ગયો હતો, એટલે ફજેતીથી ડરી એ સુમાર્ગે ચઢે એવો ઝાઝો સંભવ નહોતો. વેશ્યાગમન એ પણ શ્રીમંતાઇનો એક વૈભવ છે. એવી ક્ષુદ્ર માન્યતાએ એના મગજમાં પ્રવેશ કરવા માંડયો હતો, અને દિનપ્રતિદિન પાપના નિત્ય પરિચયથી એનું કોમળ હૃદય નિષ્ઠુર થતું જતું હતું. માણેક પ્રત્યે ક્રૂરતા દાખવવા માટે પ્રથમ તો એનું હૃદય એને ઘણું ડંખ્યું પણ ધીમે ધીમે અભ્યાસથી હૃદયમાં જડતા આવી ગઇ અને એને એમ જ લાગ્યું કે એ એને હાથે દુ:ખી થાય છે, આપણે ક્યાં એના પર પ્રેમ રાખવાની ના કહીએ છીએ. સ્ત્રી તરીકે એ સુખે રહેવા ઇચ્છતી હોય તો આપણી કંઈ ના છે. પણ એ આપણા ઉપર અણઘટતો અંકુશ રાખી ધણીને ગુલામગીરીની બેડીમાં બાંધી રાખવા માંગે તે કેમ સહન થાય. ચંદુલાલના સંસ્કારી મગજ ઉપર પણ પાપના પડનું સજડ આવરણ આમ બાઝી ગયું અને એની વિવેક બુદ્ધિ નષ્ટ થઈ.

માણેક તો દાવાનળમાં સળગીજ જતી હતી. ખાવું પીવું ફરવું હરવું કશું એને ગમતું નહિ, કે કોઇ સરખી સહિયરનો સંગ પણ એને રૂચતો નહિ. આખો દિવસ વિચારગ્રસ્ત બેસી રહેવું અને તરંગોને એક પછી એક તપાસી દૂર કરવા. અને ફરી ફરી રૂપાંતરે આવતા એના એજ તરંગોને સંઘરવા જેવી વિચિત્ર એની મનોદશા થઇ ગઈ હતી. વિચારના પ્રકાર પ્રમાણે કોઇવાર એનું મુખ ગરીબડું દયામણું તથા કોઇક વેળા બીહામણું ડરામણું થઇ જતું હતું. ઘણી વાર પડી પડી આંસુ સારતી પણ કોઇ લુછનાર નહિ હોવાથી એમને એમ એનાં આંસુ સુકાઈ જતાં અને એ આંસુના પડાવનાર પર એનો દ્વેષ વાયુથી ફેલાતી આગની માફક વધ્યોજ જતો હતો.

આ અગ્નિમાં ભસ્મ થતા સ્નેહનું સ્થાન દ્વેષે લેવા માંડયું અને

પોતાનું વેર કઈ રીતે વાળવું એજ તરંગ એના મનમાં ઘડી ઘડી ઘોટાવા લાગ્યો. વેર લેવાની અશક્તિને લીધે નિર્બળતા ક્રોધની માફક એનો દ્વેષ અંતરમાં ને અંતરમાં ધુંધવાવા લાગ્યો, અને જો શક્તિ આવે તો સર્વસ્વ નાશ કરવાની પ્રલયકાળના અગ્નિની ઉગ્રતા ધારણ કરવાની તીવ્ર ઇચ્છા પણ એને ઉદ્દભવી.

રસિકલાલ કોઇ કોઇ વાર તપાસ કાઢવા આવતો અને તેની સાથેની વાતચિતમાં દિનપ્રતિદિન માણેકને વધારે ને વધારે આનંદ લાગવા માંડયો. તેના આવવાની તે અધીરાઇથી વાટ જોતી તે જાય ત્યારે તેને રોકવાની ઇચ્છા કરતી તેની વાતચિત કંઇ કંઇ બહાનાં કાઢી લંબાવવા પ્રયત્ન કરતી, અને તેને બોલાવવા કંઈ કંઇ બ્હાનાં ઉભાં કરતી, આ પાપના અનુભવ રહિત રમણી હજુ સમજી નહોતી શકી કે તેનું હૃદય રસિકલાલ તરફ અજબ રીતે ખેંચાઇ રહ્યું હતું. તેના સહવાસમાં માણેકને આનંદ લાગતો તે જાય ત્યારે તેની પાછળ આતુરતાભરી દૃષ્ટિ ફેંકતી અને આટલી દુઃખી છતાં તે આવે ત્યારે મધુર સ્મિતથી તેને વધાવી લેતી.

ચંદુલાલ માટે લાગણી ધરાવનાર, તેને દુઃખે દુઃખી થનાર મિત્રપર આ પોતાનો ભાઇતુલ્ય ભાવ છે એમજ પ્રથમ તે સમજતી, પણ ચંદુલાલની સતત ગેરહાજરી અને તેના પ્રત્યે પોતાના વધતા જતા દ્વેષને લીધે ધીમે ધીમે એનું અંતર પલટાવા લાગ્યું. આ એની વાતનો વિષય ફક્ત ચંદુલાલ, વાતો માત્ર માણેકના દુઃખની તેના દગ્ધ થયેલા પ્રેમની, અને જોઇએ તેટલું એકાંત, એટલે આ નિરાશ માનભંગ થયલી માનનીના મનમાં અપવિત્ર સંસ્કારો ઉત્પન્ન થાય તેમાં શી નવાઇ! પ્રથમ જ્યારે આ વિચાર એના મનમાં આવ્યો ત્યારે તો તે ધ્રુજી ઉઠી અને તેની દુષ્ટ ભયંકરતાથી ત્રાસી ગઇ. પોતાનામાં પાપબુદ્ધિ થવા માટે પ્રભુની દીનતા પૂર્વક ક્ષમા માંગી થોડાંક આંસુ પણ પાડયાં. બીજી વેળાએ એ વિચાર વધારે મોહક સ્વરૂપમાં ખડો થયો અને તેનો કમકમાટ પણ ઓછો

લાગ્યો. જેમ જેમ મોહકતા વધતી જતી તેમ તેમ ત્રાસ ઓછો થતો અને એના હૃદયમાં ઘર કરી રહેલા ચંદુલાલ પ્રત્યેના દ્વેષે પણ એને એમજ સુઝાડયું કે વેર લેવાનો આજ એક રસ્તો છે. આર્ય સ્ત્રીની પતિવ્રતાના ધર્મની સુંદરભાવનાનું બળ ઘટી જતું લાગ્યું અને તેને સ્થાને સુધરેલી કહેવાતી સમાજના લગ્નના કરારના વિચારો એના હૃદયમાં પેઠા. સુધરેલા કુટુંબની કેળવણી તો મૂળથી હતીજ, પાશ્ચાત્ય સંસ્કારો પણ પડેલા હતા. પાપના અનેક દ્રષ્ટાંતો પણ નજર તળે આવી ગયાં હતાં. સ્નેહ અને ધર્મ માણેકને સુમાર્ગે રાખી રહ્યાં હતાં તેમાં સ્નેહ નષ્ટ થયો અને ધર્મના સંસ્કાર એવા ઉંડા બળવાન નહોતા કે એનાં હૃદયનાં આવાં તુમુલ તોફાનની સામે ટકી શકે. માણેકની વિશુદ્ધિમાં સ્નેહ કરતાં ધર્મનું બળ થોડું હતું અને દમયંતી જેવી સતીના "લક્ષ નારી કરો રાજન, પણ મારે તો નળનું ધ્યાન" એ શબ્દોમાં વર્ણવેલા ઉચ્ચ આશયને તો એ પ્રથમથીજ હસી કાઢતી હતી.

આર્ય સ્ત્રીની ભક્તિ પતિના સામા સ્નેહની અપેક્ષા નથી રાખતી, અથવા એ સ્નેહ રાખે તોજ હું પતિવ્રત પાળું એવું ક્ષુદ્ર સાટું તેની કલ્પનામાં નથી આવી શકતું. ભકિતમાં કરાર નથી થઇ શકતો, ભકત ઉપાસ્ય દેવતા સાથે શરતો નથી કરી શકતો. બદલાની આશા નથી હોતી છતાં અનન્ય ભકિતનો બદલો ઇશ્વર આપી રહે છેજ, અને બદલો ના મળે તો પણ ભક્ત પોતાનાજ પ્રારબ્ધનો દોષ કાઢે છે. સ્નેહના સિંચન વિના પણ ભકિત પ્રધાન ધર્મ સ્ત્રીને સદા સન્માર્ગેજ દોરે છે.

માણેકમાં શુદ્ધ ભકિત નહોતી. એના હૃદયમાં ધર્મનું પાતળું પડ આર્યસંસારના વાતાવરણને લીધે સહજ બંધાયું હતું તે આ વાવાઝોડામાં ઉડી ગયું અને સ્નેહ પણ સંમૂળો નાશ થવાથી એના હૃદયના અગાધ ઉંડાણમાં કેવળ અંધકારમય શૂન્યતા પ્રસરી રહી. એ સુના ક્ષેત્રમાં પશ્ચિમના સંસ્કારોના બીજ ઝપાટાબંધ ઉગીને ફા•

લવા માંડયાં અને એના મગજમાં એમજ ભરાયું કે એ પત્નીવ્રત તોડે તો હું કંઈ તે પાળવાને બંધાયલી નથી. આ કલ્પનાએ ધીમે ધીમે એનું આખું હૃદય ઘેરી લીધું અને એની ચંચળબુદ્ધિ પણ કુંઠિત થઇ ગઇ. જે વિચારે પ્રથમ કમકમાં ઉપજાવ્યાં તે ધીમે ધીમે પરિચયથી પ્રિય સુંદર થઇ પડયો, અને રસિકલાલ પરનો સાધારણ સ્નેહ કૃત્રિમ મોહમાં ફેરવાઇ ગયો. માણેકની આ મનોદશા દઢ થવા માંડી તેજ દિવસે સાંજે રસિકલાલનું આવવું થયું. માણેકનું હૃદય ફૂદકારા મારી રહ્યું હતું પણ લજ્જા મૂકીને કેમે કરીને બહાર પડી શકયું નહિ. માણેકના હૃદયાના તોફાનની રસિકલાલને કંઇ ખબર નહોતી અને તેથી તેણે સ્હેજ સાધારણ વાતચિત નિખાલસ ભાવે કર્યા પછી જવાની રજા માંગી. તેને જતો રોકવાનું માણેકને ઘણુંયે મન થયું પણ જીભ ઉપડી નહિ, ફક્ત જતાં જતાં મહામુશીબતે એ- ટલું કહ્યું કેઃ—"કાલે રવિવાર છે. બપોરે નવરાશ મળે તો આવી જજો. જરા કામ છે."

વારૂ જોઇશ. અવાશે તો જરૂર આવીશ," કહી રસિકલાલ ચાલ્યો ગયો અને માણેકે એક નિશ્વાસ મૂકયો. બીજે દિવસે વાત કેવી રીતે છેડવી તેના માણેકે રાતમાં હજાર ઘાટ ગોઠવ્યા પણ એકે પસંદ પડયો નહિ. વધારે રોકવાને માટે કંઈ નાસ્તા વિગેરેની ગોઠ- વણ કરી રાખી અને હાથમાં વાર્તાની ચોપડી લઈ વાટ જોતી બેઠી. વાતમાં કંઇ ચિત ચોંટયું નહિ અને અધીરાં હૃદયનો ધડધડાટ જ- રાયે શમ્યો નહિ. રસિકલાલની વાટ જોતાં જે દોઢ કલાક માણેકને લાગ્યો તે દોઢ જુગ જેવો લાંબો જણાયો. કોઇનો દૂરથી પગરવ સંભળાય તો તે રસિકલાલનોજ હશે સમજી બારીએ જઈ જોતી અને તે બીજાનો છે એવું માલમ પડતાં નિરાશ થઇ પાછી બેસતી. અડધોએક કલાક તો બારીએ ઉભાં ઉભાં માર્ગ પ્રતીક્ષા કરી છેવટે થાકીને પાછી બેઠી. આજે આવશે કે નહિ આવે એમ આશા અને નિરાશા વચ્ચે એનું હૃદય ઝોળાં ખાતું હતું. એટલામાં રસિકલાલ

આવી પહોંચ્યો. તેને હસતે મ્હોંએ સામું જઇ વધાવી લેવાના ક૦રેલા બધા સંકલ્પ હવામાં ઉડી ગયા અને પ્રથમ આપતી હતી એટલા ખુલ્લાં દિલથી સાધારણ આવકાર પણ આજ આપી શકાયો નહિ. રસિકલાલે બંગલામાં આવી આમતેમ જોવા માંડયું એટલે જાણે નિરૂપાયે ઉઠતી હોય તેમ ઉભી થઇ દિવાનખાનામાં ગઇ, તેના પગલાં પાછા પડવા માંડયા અને મ્હોં મલકાવવાનો પ્રયત્ન પણ નિષ્ફળ ગયો. રસિકલાલને દેખી જાણે હૃદયના ઉંડાણમાંથી બોલતી હોય તેમ ધીમેથી કહ્યું:-

" બહુ વાટ જોવડાવી. કેમ આટલું મોડું થયું."

" મોડું ? તમે ક્યારે વખત નક્કી કર્યો હતો. પરવાર્યો એટલે પ્હેલો આ તરફજ આવ્યોછું."

" અમે નવરાં એટલે અમને વખત વધારે લાંબો લાગે."

" આવાં મોટાં ઘરમાં અને આટલી સંપત્તિના વૈભવમાં તમે પણ કામ ધારો તેટલાં કાઢી શકો." રસિકલાલે માણેકની આંખની આતુરતા જોયા વગર સરળતાથી જવાબ આપ્યો.

" આવામાં તે મને શું કામ સુઝે ? તમારા ભાઇતો છેક હાથથી ગયા. મારી સામુંયે હવે જોતા નથી. જીવ બળી જાય છે આત્મા ડહોવાઇ જાય છે, જીવન નકામું લાગે છે એવી સ્થિતિમાં તે કંઇ પણ કામ કરવાનો ઉમળકો શેનો આવે. હવે તો મરવાને આળસે દહાડા કાઢવાના છે."

" આમ છેક નિરાશ ના થાઓ. વખત આવ્યે એની મેળે સુધરશે. દુઃખનું ઓસડ દહાડા, પ્રભુ દુઃખમાંથી સુખ કરશે અગર દુઃખ ભોગવવાની શક્તિ આપશે."

" શું ધૂળ આપશે ? કેટલાએ દિવસ થયા બળી જાઉંછું અને હવે તો કાળજું ચીરૂં તો કોયલા નીકળે એટલી દાઝી ગઇછું. તોયે ભગવાન નથી સામું જોતો કે નથી તમે કંઈ ઉપાય કરતા."

રસિકલાલે આશ્ચર્યથી પુછ્યું " હું ? હું શું કરૂં ? મારી વતી

થઇ શક્યું એટલું મેં કર્યું. મોતી કોણ અને કેવી છે તે સંબંધી મેં એમની આંખ ઉઘાડવા પ્રયત્ન કર્યો. વખતસર બની શકી એટલી તમને ખબર આપી. એમને આપી શકાઇ એટલી શીખામણ આપી, ધમકીએ આપી પણ કશું ના વળ્યું. તેમાં મારો દોષ કે નશીબનો? બે લાખ રૂપિયા જતા અટકાવ્યા, અને તમારા હાથમાં રમત ઘડીવાર સોંપી, પણ તમે સમય ઓળખ્યો નહિ અને ગુસ્સો કરી જીતવાની બાજી હારી બેઠા તેમાં કોનો વાંક ?"

"વાંક વિધાત્રાનો. તમે ચ્હીડાઈ ન જાઓ અને આમ ઓછું ના આણો. તમે શું કરો? તમારૂં કર્યું બીજું કોણ કરશે? અવળું થયું તોયે હું તમારો ગુણ નથી વીસરી શકતી. તમારી હુંફે તો આટલીયે હું જીવતી છું."

"ત્યારે આમ હિંમત ન હારો. પ્રભુ સૌ રૂડાં વાનાં કરશે. તે કીડીને કણ અને હાથીને મણ આપે છે. તેને સૌની ફીકર છે."

"પણ આપણું નસીબ ટૂંકું હોય અને આપણે કણને યોગ્ય હોઇ મણ માગીએ તો નિરાશ થવું જ પડે ને" ગોવર્ધનરામભાઇએ લખ્યું છે ને કે:-

"અવનિપરથી નભ ચઢ્યું, વારિ પડેજ પાછું ત્યાંને ત્યાં;
ટૂંકું કર્મ ટૂંકું રહેવાને, સરજેલું આ ધરતીમાં."

"મારૂં નશીબજ હીણું હશે એટલે તમેયે શું કરો?"

"ત્યારે પ્રારબ્ધને દોષ દઇ મનમાં શાંતિ રાખોને."

"હું તો ઘણીએ શાંતિ રાખવા જાઉં પણ આ ચંચળ મન ક્યાં ઠેકાણે રહે છે?"

"બીજો ઉપાય શો? ન સુધરે તે નભાવી લેવું."

"તમે કંઇ પ્રયત્ન નહિ કરો?"

"હાલ તો કંઈ રસ્તો દેખાતો નથી. ઠોકર ખાધા વિના એ નહિ સુધરે. પારકાના ઉપદેશથી કે લજ્જાથી સુધરવાના દિવસો હવે વહી ગયા."

"બહુ દુઃખથી મારૂં મન ચસ્કી ગયું છે. તમે દયા નહિ આણો તો હું કંઇ ન કરવાનું કરી મૂકીશ."

"શું મને તમારી દયા નહિ આવતી હોય? પણ હું બધા ઉપાય અજમાવી ચૂક્યો."

"ના! એક બાકી છે." આટલું બોલતાં માણેકને હૃદયમાં સખ્ત આઘાત થયો. તેનું હૃદય લજ્જા અને નીતિમાં અનેક પડ ફોડી બહાર નીકળવા મથતું હતું.

માણેકની આંખમાં સ્નેહ ઝળકી રહ્યો હતો છતાં રસિકલાલનું હૃદય કેવળ નિર્મળ હોવાથી તેને કંઇ માણેકની વિકારી સ્થિતિનો ભાસ થયો નહિ. તેણે નિર્દોષતાથી ઉત્તર આપ્યો:-"જે બાકી હોય તે કહો-હું શિરસટે પણ કામ પાર પાડી આપીશ."

માણેકની આંખો આ નિર્દોષતાને ભેદી શકી નહિ. એક બાણ ખાલી ગયું. શરૂ કર્યું એટલે હવે હિંમત હારવી નહિ એવો દૃઢ સંકલ્પ કરી પાછાં હઠતાં હૃદયને મહા મુશ્કેલીએ હડસેલી આગળ લાવી, શરમથી કંઈ નીચું જોઇ બોલી:-

"શું કહું? સ્પષ્ટ શીદ કહેવડાવો છો? નથી સમજતા?"

રસિકલાલ ચમક્યો. માણેક નીચું જોઈ રહી હતી. આટલા લાંબા પરિચયમાં કોઈ દિવસ તેને દુષ્ટ વિચાર નહોતો આવ્યો. માણેકને તે ઉચ્ચ નીતિમાન્ સાધ્વી સ્ત્રી સમજતો. એ પવિત્રતાની મૂર્તિ આજે એને ખંડિત થઇ લાગી પણ પળવારમાં બીજો વિચાર આવ્યો કે એ બનેજ કેમ? કંઇ સમજ ફેર થતી હશે. પોતાનું હૃદય નિર્મળ હતું એટલે સામાના મનની મલિનતા આટલી ઉઘાડી છતાં એને માનવી કઠણ લાગી. પોતે ઉંધું સમજતો હોય તો તે ચોખ્ખું કરવા અથવા માણેકની બુદ્ધિ ભ્રષ્ટ થઇ હોય તો તેનો વિનિપાત થતો અટકાવવાનો સંકલ્પ કરી, માણેકના સામું સ્થિર નયને જોઈ તે બોલ્યો:—

"તમારા મનની વાત તે હું શી રીતે સમજું. તમે જે ઉપાય ખોળી કાઢયો હોય તે કહ્યા વિના મારા મગજમાં કેમ આવે ?"

"હૃદય એક હોય તો તરત સમજાય." માણેક બોલતાં બોલી પણ પાછી શરમાઇ ગઇ. રસિકલાલને તો સ્પષ્ટ જ કહેવડાવી માણેકની શરમથી જ એને મ્હાત કરવી હતી. સ્પષ્ટ ના કહે તો વાત ઉડાવી દેવી અને કહેતો તીક્ષ્ણ બોધ આપવાનો એણે નિશ્ચય કર્યો હતો. તેથી સમજ્યા છતાં પુછયુંઃ–

"એક હૃદય ? મારૂં ને તમારૂં શી રીતે હોઈ શકે ?"

માણેકે માઝા મૂકી દીધી. "હોય નહિ તો થાય; તમારે સ્ત્રી નથી, મારે પતિ છે તો પણ નથી કહું તો ચાલે."

માણેકે ધાર્યું હતું કે રસિકલાલ આનંદથી તેની માગણીનો સ્વીકાર કરી તેની પાસે આવી તેનો હાથ પકડશે, પણ તેણે કંઇ જુદુંજ દૃશ્ય જોયું. રસિકલાલે ગંભીર મુદ્રા કરી આંખો મીંચી દીધી અને બે ચાર ક્ષણ પછી ઉઘાડી શાંત પણ તેજસ્વી સ્વરે કહ્યુંઃ–

"બ્હેન ! હું તમને આવાં નહોતો જાણતો. તમારૂં મન આવું નિર્બળ હશે એવી મને ખબર હોત તો તમારી સાથે એકાંતમાં બેસત જ નહિ. તમને હું ભાભી ના કહેતાં બ્હેન કહુંછું તે એટલા માટે કે આપણાં હૃદયમાં કદી મલિન સંસ્કાર પ્રવેશ કરવા ના પામે. આવા વિચાર તમને ના શોભે. પતિએ પાપ કર્યું માટે તમે પાપ કરીને તેને ના ઉગારી શકો. તમે પવિત્ર હશો તો કોઇ દહાડો તમારા તેજમાં તેને દબાવી સુધારી શકશો. કુવામાં પડેલા માણસને કાઢવા આપણે મથાળેજ ઉભા રહેવું જોઇએ. કાઢનાર પણ કુવામાં ભુસ્કો મારે તો બેઉનો વિનાશ થાય. પુરૂષને ઠોકર ખાઇને ઠેકાણે આવવાનો માર્ગ છે. તેને ક્ષમા કરી તમારાં હૃદયમાં ફરી તમે સ્થાન આપી શકશો; સ્ત્રી ભ્રષ્ટ થઇ તેનો ઉદ્ધાર આપણા સંસારમાં અત્યંત દુષ્કર છે. આ તો તમે અત્યંત વિનાશનો માર્ગ શોધ્યો. પોતાનું ઘર અખંડ

હશે તો ભૂલો પડી ભટકતો મુસાફર ફરી કોઇ દહાડો ઘર ભેગો થવા પામશે; પણ તે ઘરજ સળગાવી મેલશો તો તેને પાછા ફરવાનું સ્થળ નહિ રહે અને તેનાં ભટકણું દૂરનાં દૂર વધ્યાંજ કરશે. તમે તમારો ધર્મ સાચવશો તો કોઇ દહાડોયે એને શરમાવી શકશો. તમે એના જેવાં થશો તો તમારો સંસાર સમૂળો નષ્ટ થશે અને ઘર બહાર ખાખાવીખી થઈ જશે, અને એવાં દુઃખી થશો કે આ દુઃખ તો તેના આગળ તમને સમુદ્રમાં ટીપાં જેવું લાગશે. માટે મોહ મૂકી દો અને બુદ્ધિ નિર્મળ કરો. વિદ્યા અને ધર્મના સંસ્કારો તમારા ક્યાં ઉડી ગયા? સ્હેજ દુઃખમાં તમારા જેવાં આમ ધૈર્ય ખોઇ બેસશો અને અધર્મ કરવા તત્પર થશો તો બીજાં બિચારાં સંસારનાં ક્ષુદ્ર જંતુઓને શો દોષ દેવાય? માટે વિચાર કરો, ધીરજ ધરો અને ઇશ્વર પર શ્રદ્ધા રાખો. દુષ્ટ વિચારોને હાંકી કાઢી મનને જીતો. મનોબળ નહિ રાખો તો હું આ ઘરમાં ફરી પગ નહિ મૂકું. તમે બ્હેન છો, મિત્ર પત્ની તરીકે માતા છો. વધતું ઓછું કહ્યું હોય તે ક્ષમા કરજો પણ તમને ઉંધી મતિ સુઝી એટલે મારે આટલા બોલ કહેવા પડ્યા."

રસિકલાલ ના શબ્દેશબ્દથી માણેકનું કાળજું વીધાઈ જતું હતું. પોતાની અધમતાનું તેને ભાન થયું અને કલ્પનાને બળે ઉત્પન્ન થયલો મોહ ક્ષણવારમાં સરી ગયો, માણેક દુષ્ટ નહોતી. પાપી નહોતી, ફક્ત વેરના આવેશમાં પોતાનો ધર્મ વીસરી જઈ દુર્મતિથી ઘેરાઇ ગઇ હતી. રસિકલાલની સ્થિતિ, બુદ્ધિ અને ઉત્તમ નીતિ જોઇ તેના પુણ્ય સંસ્કાર ફરી જાગ્રત થયા અને પોતાને નરકમાંથી ઉગારનાર આ નરરત્નને તે દેવતુલ્ય ગણવા લાગી. માણેક ક્ષુદ્ર અધમ હોત તો પોતાની માગણીનો આવો તિરસ્કાર થવાથી ગુસ્સે થઇ ચ્હીડાઇ જાત, અને ન બોલવાનું બોલી બેસત. પણ માણેક તેવી નહોતી, એને પવિત્રતાનું ગુમાન હતું અને અનેક પુરૂષોના સંસર્ગમાં આવવા છતાં પોતાની નીતિનું ગૌરવ તે જાળવી રહી હતી તેનું અભિમાન

હતું. આજે પોતે પડી, અને આ દેવદૂત જેવા પુરૂષે ઉગારી ના હોત તો પોતે ધીમેધીમે કેટલાં ઉંડાણમાં ગરકી પડત તેનો એને ખ્યાલ આવ્યો. પાપના અગાધ ભયંકર ઉંડાણમાં ઉતરી પડયા પછી ફરી પોતે કોઈ દિવસ માથું ઉંચું કરી શકતજ નહિ અને દુનિયાની શિક્ષા કરતાં પોતાનું જ હૃદય પોતાને કોરીકોરીને ખાઇ જાત એ આ સંસ્કારી સ્ત્રીને તરત સમજાયું. પોતાની નીચતા અને રસિકલાલની ઉન્નતતાની સરખામણીથી તે એવી તો ડઘાઈ ગઇ કે પૃથ્વી માગ આપે તો સમાઈ જવાનું તેને મન થયું. રસિકલાલે બોલવાનું શરૂ કર્યું તેવામાંજ તે ગળગળી બની ગઈ હતી અને એનું કહેવાનું સમાપ્ત થયું એટલે માણેકે છેડા વતી મોઢું ઢાંકી રડવાનું શરૂ કર્યું, કેમે કર્યું એ રડવાનું અટકેજ નહિ.

રસિકલાલે કહ્યું:—"બ્હેન! હવે આંસુ લોહી નાંખો ને આ પ્રસંગ જ વીસરી જાઓ. તમને આટલો પશ્ચાતાપ થાય છે એટલે તમારૂં હૃદય પવિત્ર છે એવી મારી ખાત્રી થાય છે. માણસ ભૂલને પાત્ર છે. ક્ષણવાર દુષ્ટ તરંગ આવ્યો તેને માટે આટલી શોચના ના ઘટે.

આંસુ લ્હોતી માણેક ગગળતે સાદે બોલી:—

"ભાઈ! તમને એમ લાગે તેમાં નવાઇ નથી પણ હું કોણ અને કેવી અને મારી બુદ્ધિ કેમ આવી ભ્રષ્ટ થઇ તે મને તો લાગે. ભાઇ! શું કહું? હું આવી તેને આજ આમ? તમે મને ના ઉગારી લીધી હોત તો હું કેવાં નરકમાં પડત અને ફરી કોઈ દિવસ જગતમાં શું મોઢું બતાવત?"

"જગત શું જાણવાનું છે?"

"અરે! પણ મારૂં મન જ હવે મને ડખી ખાશે ને. હું મારા આત્મા આગળ પણ મારૂં ગૌરવ ગુમાવી બેઠી, એટલે હું હવે મારી જાતનો વિચાર કરતાં મારી મેળે જ કંપુંછું."

"શાંતિથી વિચાર કરી મનનું સમાધાન કરી લ્યો. વિકટ

સ્થિતિમાં ક્ષણવાર દુષ્ટ સંકલ્પ આવ્યો-તેમાં આટલો બધો પરિતાપ ના હોય. પ્રભુનો પાડ માનો કે આટલેથીજ પત્યું."

"તેને માટે તો તમારી જીવતાં સુધી ઓશીંગણુ રહીશ. મને મારી જાતનું અભિમાન હતું કે મને કોઇ શું કરી શકનાર છે તેને બદલે હું જાતે પડી અને તમે મને ઉગારી એ ગુણ તે મારાથી કેમ ભુલાય. પુરૂષોનાં હૃદય નબળાં હોય છે અને સ્ત્રીનો લલચાવેલો પુરૂષ ટકે એવું આજ સુધી સાંભળ્યું નથી તે પ્રત્યક્ષ જોયું. તમે ખરેખર દેવતુલ્ય છો."

"એ બધા ખ્યાલ મનમાંથી કાઢી નાંખો. હું મારો ધર્મ કંઇક સમજ્યો એટલી પ્રભુની મારાપર મ્હેર છે એમ હું માનું છું, બાકી હુંએ સાધારણ મનુષ્યજ છું. પુરૂષોની લલચાવી કેટલીબધી સ્ત્રીયો પોતાનું શિયળ ગમે તેવા સંકટમાં પણ જાળવી શકે છે તેમના આગળ તો હું કોણ માત્ર. એક સાધારણ સ્ત્રી જેટલી પણ પુરૂષમાં દ્દઢતા ના હોય તો પુરૂષત્વ શા કામનું?"

"આવું બોલીને મને શરમાવો નહિ. સાધારણ સ્ત્રી કરતાંયે હું હલકી નીવડી એ મને સાલે છે. પુરૂષ ગમે તેટલી લલચાવે તોયે સ્ત્રી ના લલચાય તેને બદલે હું સામી લલચાવવા તત્પર થઈ એ મારી કેટલી બધી અધમતા. આ પાપમાંથી પ્રભુ મારી ક્યારે મુક્તિ કરશે? હૃદયનો એ મેલ હું ક્યારે ધોઇ શકીશ? આટલી ઉપરની ટાપટીપ અને મોટાં ગુમાન છતાં ખરેખરૂં મારૂં હૃદય કેવું નિર્બળ છે તેનું આજે મને ભાન થયું."

"આમ કલેશ ના કરો. હવે ગમે તેવું દુઃખ પડે પણ એ માર્ગે નહિ જવાનો દ્દઢ સંકલ્પ કરો. પ્રેમ અને પવિત્રતાથી એમને જીતવાનો પ્રયાસ કરો. દ્વેષથી દુઃખ ના મટે. વેર લેવાની ભાવનાથી કોઈ વશ ના થાય. તમારા હૃદયમાં અખંડ પ્રેમ જાગ્રત રાખી એ ભુલા પડેલા મુસાફરને પાછો ઘેર ખેંચી લાવો."

"ભાઇ! તમારી સલાહ માનીશ પણ મને કંઇ સુઝતું નથી. એ મારી સાથે વાત જ કરે ત્યારે ને?"

"ધીરજ રાખો. જતે દહાડે એયે ઠેકાણે આવશે મારી ખાત્રીછે."

"ત્યારે તમારા મોઢામાં સાકર."

"હવે બ્હેન હું રજા લઉંછું. ખાલી કલેશ ના કરશો અને દુઃખનો ઉપાય ધીરજ અને શાંતિથી શોધજો."

"વારૂ ભાઇ આવજો. તમે મારાપર જે અનહદ ઉપકાર કર્યો છે તેનો બદલો હું કોઇ દહાડો વાળી શકું તેમ નથી. પ્રભુ તમને સુખી રાખે અને તમારા ગુણનો યોગ્ય બદલો આપે."

"સાધારણ વાતને એટલું મહત્વ ના આપો. હું પ્હેલાં ભૂલ કરી શિક્ષા પામ્યો છું. માટે તમને ભૂલ કરતાં અટકાવ્યાં એમાં કંઇ મોટી વાત નથી. હું અનુભવ અને દુઃખથી ઘડાયેલ્છું. તમે કાચાં હતાં તેથી તમને સાચી સલાહ આપી એમાં મોટો પ્હાડ જેટલો આભાર માનવાની જરૂર નથી."

રસિકલાલે ઉભા થઇ પોતાની છત્રી લીધી એટલે માણેકે પુછ્યું:—"ભાઇ! હવે આવશો કે નહિ?"

"શા માટે નહિ? પણ આવું એકાંત ના મળાય તો સારૂં નહિ તો પાછી આવીને આવી વાતમાં ઉતરી પડીએ."

"મારો ભરોંસો નથી?"

"ભરોસો તો છે. પણ સ્નેહ સંબંધી વાતો પવિત્રતાથી પણ કરવામાં ડહાપણ નથી. તમે કોઇ સારી બાઇને નોકર રાખો, કે જે તમારી સાથે બેસે ઉઠે તેટલી ભણેલી ને સુઘડતાવાળી હોય. તમને તમારા કામમાં મદદ પણ કરે અને સાથે બેસીને કંઇ વાંચો શીખો તો તે પણ લાભ થાય."

"તમે ભાઇ કોઇ એવી નહિ જોઇ કાઢો?"

"હું તપાસ કરીશ. તમે પણ કરાવજો."

રસિકલાલના ગયા પછી માણેક પાછી ખૂબ રડી. પછી શાંત થઇ પ્રભુની સ્તુતિ કરી પોતાને કામે લાગી. દેવ સેવા અને ઘર કામમાં માણેકે ચિત્ત પરોવવા માંડયું. રસિકલાલે આવવાનું ઓછું કર્યું અને એકાંત વાતો કરવા બેસવાનું તો બંધજ કરી દીધું. ચંદુલાલ શેઠનું ઘેર આવવાનું ક્વચિત જ થતું, અને જ્યારે તે આવતા ત્યારે માણેક તેમને પ્રસન્ન કરવા બનતો પ્રયત્ન કરતી, પણ ચંદુલાલનું ચિત્ત ઘરમાં ચોંટતું જ નહિ. એવામાં ડાક્ટર નગીનલાલના ભયંકર મંદવાડના સમાચાર આવવાથી માણેક અમદાવાદ ગઇ અને પિતાનું મૃત્યુ થવાથી ત્યાં તેને રહેવું પડયું. ચંદુલાલ સસરાનાં કારજમાં ઘણો આગ્રહ છતાં ગયો નહિ અને માણેકને અમદાવાદમાં પોતાનું દુઃખ કંઇ વીસારે પડવાથી થોડા મહિના ત્યાં જ રહેવા તેણે નિશ્ચય કર્યો. ત્રણ મહિના થઇ ગયા પણ ચંદુલાલનો પાછા આવવા કંઇ આગ્રહ નહિ દેખવાથી બોલાંવ્યા વિના હવેતો પાછા ન જ જવું એવું આ દુઃખી સ્રીના મનમાં થયું.



